શેઠ અરદેશર સોહરાબજી દસ્તુર કામદીનનો
ઈનામને રેસાલો.

# પારસી કીર્તિ સંગ્રહ.

## પારસી તેમજ ઈરાની કોમની કીર્તી વિશે પરકોમના નામીચા વિદ્વાનો, મુસાફરો વગેરેના તારીફનાં મતોનો સંગ્રહ.

બનાવનાર

**એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી,**

તે

પ્રીન્સની પધરામણી, જરથોસ્તી ધર્મની મોતેબરી, પુરાતન આતશખાનાં, દાદગાહે નોશેરવાન, હખામનયાન શહેનશાતની જાહોજલાલી, દરપશે કાવાની, પારસીઓ અને હિંદુઓનું મૂળ, વગેરેના કર્તા.

મુંબઈ.

ચંદનવાડી—નંબર ૧૪૧ વાલાં મકાનમાં

**વર્તમાન પ્રેસમાં છાપ્યો છે.**

સને ૧૨૬૮ યજદજરદી, સને ૧૮૯૯ ઇસ્વી.

# અર્પણ પત્ર.

શેઠ બમનજી દીનશાહજી પીટીટ—જે. પી. ને

તેઓ પોતાના નામદાર પીતા

**સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટને**

પગલે ચાલી ધર્મ તથા સાહીત્યનાં લખાંણોને

આસરો આપતા રેહછે, તેની

એક ઈધાંણી તરીકે

આ પુસ્તક

અર્પણ કર્યું છે.

# દિબાચો.

---:0:---

પારસી ધર્મ સંબંધી લખાણો વાંચનારાઓને મરહુમ એરવદ સાહેબ દાદાભાઈ ખરશેદજી દોરડીનું નામ અજાણ્યું નથી. ઇંગ્રેજી ભાષાની બીન વાકેફી છતાં એ એરવદ સાહેબ ધર્મ સંબંધી લખાણોની શોધ ખોલ પાછલ ખંતથી વલગી, પોતાના પુરસદના વખતનો બહુ સારો ઉપયોગ કરતા હતા. આ રેસાલો તેવી કોશેશનું પરિણામ છે. ઇંગ્રેજી પુસ્તકો ઉપરથી ફકરા ઉતારી લેવાનું અને તેમનો તરજુમો કરવાનું કામ મરનારનાં જુજ જ્ઞાનને લીધે લગાર બીકટ હતું; જે કામમાં મરનારને હુંમેશ એમના બેટા ભાઈ દીનશાહ દાદાભાઈ દોરડી તરફથી મદદ મલતી રહેતી. આ રેસાલો બહુ બહોલી શોધ ખોલનું પરિણામ છે, પણ દલગીરી એજ છે કે તેને પ્રેસમાં ગયલો જોવાને પણ મરનાર હૈયાત રહી શકયા નહિ. એક મીત્ર તરીકે આટલા માટે તે પ્રેસને લગતું સઘલું કામ તથા રેસાલાની ગોઠવણી, સાંકળ્યું વગેરે નીચે સહી કરનારે પોતે માથે લેવાની ફરજ વીચારી. **"વધારા"**માં આવેલા ફકરા પાછલથી મરનારનાં વીખરાયલાં લખાણોમાંથી મળી આવવે તે દાખલ કરવાનું વાજબી વિચારવામાં આવ્યું છે.

આ પુસ્તકના અસલ ઇંગ્રેજી ફકરાઓનો સંગ્રહ કરવાનું મરનારની હૈયાતીમાંજ મરનારની રજાથી નીચે સહી કરનારે માથે લીધું હતું. જે પ્રગટ કરવાનો આધાર આ પુસ્તકને વાંચનારી આલમ તરફથી મલતા આશરા ઉપર રહેશે.

મરહુમની ખંત, અને ઉદયોગનાં પરિણામોનો કાંઇક ખ્યાલ એવણનાં આગલાં ચોપડી ચોપાન્યાંઓ પરથી પણ મળી

શકેછે. "જરથોશ્તી ધર્મની મોતેબરી" ચાલુ ખંત અને શોધખોળનો એક નાદર નમુનો છે. ખંત અને ઉદ્યોગ શું કરી શકે છે તે એ પુસ્તક ઉપરથી સહેજ જણાશે. એ ઉપરાંત દરફ્શે કાવાની, પુરાતન આતશખાનાં, હુખામન્યાન શાહેનશાતની જાહોજલાલી, પારસીઓ અને હિંદુઓનું સામાન્ય મુળ, દાદગાહે નોશેરવાન વગેરે ચોપાન્યાંઓ ખુલી રીતે દેખાડે છે કે જુજ કેળવણી છતાં જાતી મહેનતથી માણસ ચાહે તેવી વિદ્વતા મેળવી શકે છે. હાલના વખતમાં જ્યારે જરથોશ્તી ધર્મગુરૂઓ સામે જગેજગ કડવી ફર્યાદો થાયછે ત્યારે તેઓ માટે મરહુમ દોરડીનો દાખલો ઢડો લેવા જોગ થઈ પડે એમ છે. અમો દરેક અથોરનાનને મરહુમ એ૦ સાહેબનાં ચોપડી ચોપાન્યાં વાંચવાની ભલામણ કરીશું.

**માણેકશાહ નશરવાનજી પેરબાસ.**

જરથોસ્તી ભાઈબંધોની મંડલીના ઓનરરી સેક્રેટરી.



# ખુલાસો.

"જરથોસ્તી ભાઇબંધોની મંડળી" ની કારોબાર મંડળી અસ્તક શેઠ અરદેશર સોરાબજી દસ્તુર કામદીને આ પુસ્તકમાં સમાવેલી બાબત ઉપર રૂ૦ ૨૫૦) નાં ઇનામનો એક રેસાલો લખાવવા માટે ઇ૦ સ૦ ૧૮૯૬ ના એપ્રીલ માસમાં માંગણી કીધી હતી. આ માંગણીને અનુસરીને તા૦ ૧૨ મી એપ્રીલને દીને અત્રેનાં કેટલાક જાણીતાં પત્રો મારફતે મજકુર રેસાલો લખવા વિશેની શરતોની જાહેર ખબર આપવામાં આવી હતી. આ રેસાલામાં પુરાતન જમાનાથી હાલ સુધીની ઇરાની અથવા પારસી કોમની કીર્તી વિશે—એટલે એ કોમની ભલી ખાસ્યત, ધર્મીપણું, નેકી, સદગુણ, સખાવત વગેરે તમામ ભલા ગુણો વિશે—છેક આગલા યુનાની, રૂમી અને આરબ ગ્રંથકારોથી તે ચાલુ ઓગણીશમી સદી સુધીના સઘલા નામીચા મુસાફરો, ઓલ્માઓ વગેરેએ આપેલાં તારીફનાં મતોનો સંગ્રહ સમાવવો. તે છ માસની મુદતમાં એટલે તા૦ ૧૨ મી અકટોબર સુધીમાં મોકલવો, અને જે ગ્રહસ્થનો રેસાલો ઇનામને લાયકનો જણાય તેણે તે છપાવી પ્રગટ કરવો. આ પ્રમાણેની શરતો જાહેર કરવામાં આવી હતી, પણ આપેલી છ માસની મુદતમાં કેથેથી રેસાલો ન મળવાથી બીજી છ માસની મુદત વધારી આપવામાં આવી હતી. છેલાં મંડલીને એક રેસાલો "**આથ્રવ નામ અહ્મ**" ના તખલ્લુસ સાથનો મળ્યો હતો. આ રેસાલો શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેશરીઆ, એમ. એ. ઉપર તપાસવા માટે મોકલી આપ્યો હતો. મજકુર શેઠે તે તપાસી ઇનામને લાયકનો જણાવ્યો છે. એ શેઠનો અભીપ્રાય નીચે મુજબ છેઃ—

"જરથોસ્તી ભાઇબંધોની મંડળી"ના સેક્રેટરી સાહેબ જોગ.
સાહેબ.

જત તમોએ મોકલેલા "આથ્રવ નામ અગ્નિ"નો તખલ્લુસ ધારણ કરનાર કોઈ ગ્રહસ્થે લખેલા **"પારસી કીર્તી સંગ્રહ"** નામના રેસાલાની ત્રણ હસ્ત લેખીત કેતાબો મેં વાંચી છે. એ કેતાબોમાં સંગ્રહ કીધેલી બાબતો તરેહવાર પુસ્તકોમાંથી એકઠી કરવા માટે એ સંગ્રહ કરનાર ગ્રહસ્થ, જે પોતાના તખલ્લુસ ઉપરથી કોઈ અથોરનાન દીસે છે તેને માન ઘટે છે.

આ નોંધો આમ લોક જે ઇંગ્રેજી વાંચણથી બેનસીબ છે તેને ઘણી વાંચવા લાયક અને રસીલી થઈ પડશે.

"જરથોસ્તી ભાઇબંધોની મંડળી"ને નામે જે પારસી જવાનોનું મંડળ પારસી સાહીત્યના અભ્યાસને ઉત્તેજન આપવાને અર્થે ભેગું મળ્યું છે, તેને રેસાલો લખાવી મંગાવવાને માટે માન ઘટે છે.

લા૦ સેવક

**મેહરાબગોર તેહમુરસ અંકલેસરીઆ.**

ઉપલા અભીપ્રાય પછી રેસાલાની સાથે આવેલું "આથ્રવ નામ અગ્નિ"ના તખલ્લુસવાલું પરબીડું ઉખેડવાથી, તેના લખનાર તરીકે આ મંડલીના એક ઓનરરી સભાસદ એરવદ સાહેબ દાદાભાઇ ખરશેદજી દોરડીનું નામ જાહેર થયું હતું.

ઇનામ આપવા માટેની ગોઠવણ થાય તે આગમજ કમનસીબે મજકુર એકમાર્ગી, ચંચલ એરવદ સાહેબ મરકીના જીવલેણ શત્રુના ભોગ થઈ પડયા, અને આ રેસાલા જેવું ઉપયોગી પુસ્તક પ્રગટ થયલું જોવા પામ્યા નહિ. એટલા માટે મરહુમના બેટા ભાઈ ખુરશેદજી દાદાભાઈ દોરડીને, ધોબીતલાવપર જરથોસ્થી અનજુમનવાલાં નવાં આતશબેહરામમાં તા૦

૨૧ મી આગસ્ટ ૧૮૯૮ ને દીને મળેલી મંડલીની જાહેર સભામાં શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાને હાથે મજકુર રૂ ૨૫૦ નું ઈનામ અપાયું હતું. ઈનામ આપવા બાદ શેઠ ખ૦ રૂ૦ કામાએ મજકુર રેસાલા વિષે પોતાના વિચારો જણાવતાં કહ્યું હતું કે, મરહુમ એ૦ સાહેબ દાદાભાઈ સાથ તેમને અંગત પીછાન હતી, અને એક ખંતીલા, એકમાર્ગી ધર્મગુરૂ તરીકે મરહુમને તેવણ પીછાનતા હતા. મરહુમનાં આગલ પ્રગટ થયલાં જરથોસ્તી ધર્મ તથા ઈરાની તવારીખ બાબેનાં પુસ્તકો સામાન્ય જરથોસ્તી આલમ માટે વાંચવા યોગ્ય છે. ઇંગ્રેજી ભાષાનું કાંઈ જીવ જેવું જ્ઞાન ન હોવા છતાં ધર્મ સંબંધી લખાણો માટેની શોધ પાછલ તેમને અજબ ઉલટ રહેતી, કે જે ઉલટનાં એક સારાં ફલ તરીકે હાલનો રેસાલો ભવિષ્યની કોમ માટે ઉપયોગી થઈ પડશે. શેઠ અરદેશર સોહરાબજી દસ્તુર કામદીન જેઓએ પોતાની વારસીક આવકનો ચોકસ ભાગ ધર્મ સંબંધી બાબતોના ફેલાવા અર્થે જુદો કાઢવાનો સરેસતો રાખ્યો છે, તેઓને આવા પ્રકારનો એક રેસાલો મંગાવવા માટે બેહદ શાબાસી અને માન ઘટે છે. એ શેઠની પણ એકમાર્ગી ભલી સખાવત અને ઉલટ કોમનાં માનને લાયકની છે. લાયક અભ્યાસીઓને એ શેઠ તરફથી જે ઉત્તેજન મલે છે તે હાલના વખતમાં બહુ ઉપયોગી થઈ પડે છે એમા કશો શક નથી.

**માણેકશાહ નશરવાનજી શેરબસ,**

ઓનરરી સેક્રેટરી,

**જરથોસ્તી ભાઈબંધોની મંડલી.**



## સાંકળીયું.

### [ મુળાક્ષરોને અનુક્રમે. ]



## વધારો.



# પારસી કીર્તિ સંગ્રહ.



## અ.

પારસીઓની કીરતીના બાબમાં જે જે નામાંકીત નરો અને વીદ્વાનોએ પોતાનાં મત ઉચારયાં છે—તેવોમાં **મી૦ જોન અશર, એફ. આર. જી. એસ.**—શને ૧૮૬૫ માં "લંડન ટુ પરસી પોલીસ" નામની ચોપડીમાં લખે છે કેઃ-

અજાયબ જેવું છે કે અતરે (ઈરાન) ના મીશનના બાગબાનો સઘલા ગબર લોકો છે. તેઓ અહીં માત્ર ચાર પાંચજ છે, અને દર સવાર અને સાંજે ઈરાનના એકવારના સંખ્યાબંદ આતશપરસ્તોનો આ બાકી રહેલો ભાગ, ઉગતા અને અસ્ત પામતા સૂર્યને જમાનાઓની વાત ઉપર તેઓના ન્યાગાનોએ જે રીતનું માન આપ્યું હતું, તેજ રીતની આરાધના કરતા માલમ પડે છે.



### સર વીલીયમ આઉસલી પોતાનું મત આપે છે કેઃ-

હિંદુસ્થાન મધે વસ્તા પારસીઓ સંબંધી તથા અગત કરીને મુંબઈમાં કે જ્યાંની વસ્તીમાં તેમનો માનભર્યો વર્ગ વસે છે, તેની તલાસ તથા અવલોકનથી જે જે વાકેફગારી હું મેલવી શકયોછું તે વિષે દુનિયાના લોકોને ઘણાક મુસાફરો આગળ જણાવી ગયા છે. તોપણ એક અંગરેજ બાનુ જે હિદુસ્થાનમાં મારાથી એક વરસ અગાઉ આવી ગઈ હતી, તેણીએ ખરેખરી હકીકતો ઘણીક દીલપસંદ રીતે એક પુસ્તકની મારફતે જાહેર કરી છે, તે પુસ્તકની અકસર કરી મારે અત્રે ખબર લેવી જરૂરની છે. કારણકે તેણીએ મેળવેલી ખબરનું

સાધન ઘણું કરીને જે ઠેકાણેથી મેં માહીતી મેલવી હતી ત્યાંથીજ હતું, અને તે વિગત આપનાર ગ્રહસ્થ પારસીઓનો મુખ્ય દસ્તુર બાહોશ અને સાલેસ ફીરોજ (મુલ્લાં ફીરોજ) હતા, જેની સાધારણ ઓળખ મુલ્લાંના એલકાબથી થતી હતી, અને તે ઓળખ કાંઈ કઢંગી ન હતી; કારણકે તેની કાબેલ્યત તથા રોબને માટે તેનાં ઈરાની વિષેશ નામની આગળ મેલાયલો અરબી એલકાબ, તેના મજહબની તથા બરખેલાફ ધર્મ પાલનારાઓના ધર્મગુરૂઓના સાધારણ નામની પીછાણ ઉપરથી લેવાયલો છે. .... .... .... .... .... .... .... ....

પુરાતન ઈરાની જબાંનો જે હાલતમાં સમજ્યામાં આવે છે, તેના લખેલા નમુનાના થોડાક જંદ અને પેહેલવીના પુસ્તકો માટે એદલજી (દસ્તુર એદલજી દારાબજી સંજાના) નામના બીજા ચંચળ પારસીનો હું અહેસાનમંદ થયો હતો. આ શેહેરમાં વસેલી તેમની કોમ મધે તે તથા ફીરોજ સર્વથી કાબેલ ગણાતા હતા. ખરેખર એમ કહેવાતું હતું કે, હાથનાં લખેલાં પુસ્તકો વાંચી માત્ર તેઓજ સમજી શકતા હતા; અને ઈરાનની પ્રાચીન ભાષા ઘણીખરી તદન ફરામોશ થયલી, તથા અર્વાચીન જબાન પણ મુંબઈના પારસીઓમાં બીન વપડાશની થઈ પડી હતી. પણ જોકે, મુસલમાન લોકોના જુલમાતથી બચવાને જેઓની (યાને અંગરેજોની) પનાહમાં તેઓએ સલામતી ભર્યો વાસો કીધો છે, તેઓની (ઈંગરેજોની) રીતભાતો ઘણીક રીતે તેઓએ અખત્યાર કીધી છે, તોપણ પોતાનાં બુજર્ગવાર ઈરાનીઓના પુરાતન ધર્મને હજીસુધી તેઓ વલગી રહયા છે; કદાચ એ ધર્મ તેઓ તેની સઘલી અસલી પાકીજગી સાથે જાલવી શકયા છે કે કેમ તેની હું અત્રે ખોળ કરતો નથી, પણ તે ધર્મ હજી તેની એટલી તો ખુબી સાથ તેઓમાં ટકી રહયો છે કે તેથી તેઓની નીતિ ઉપર ઘણી જાણવા જોગ અસર થાય છે. જુદા જુદા મુસાફરો પારસીઓના ચાલાકપણું, ઉદયોગ, મેહમાનદારી, સામાન્ય પરમાર્થ તથા પરોપકાર સંબંધી

જે વર્ણન કરી ગયા છે, તે સઘળાંને એ જગ્યાએ મેં સાંભલેલી દરેક ખબરથી મંજુરીઆત તથા મજબુતી મલી આવે છે; તથા તેમના ધર્મ સંબંધી જે માઆકુલ મત હું બાંધી ચુકયોછું, તે મત આ વાર્તાથી મોતેબરી પકડતું ગયું છે. એ ધર્મ ફકત નીતિ માર્ગ દેખાડનારો છે, એટલુંજ નહીં પણ નેક ખસલતોની ખરેખરી બુન્યાદ તે ધરાવનારો છે, જેથી એ ધર્મ પાલનારા મરદો પ્રમાણિક તથા તેમની ઓરતો પતિવ્રતા રહે છે.

મુંબઈમાં હું એટલો તો ટુંક વખત રહયો હતો કે ત્યાંના પારસીઓની ઉપર મેં જે તારીફ અને વખાણ કીધી છે તે, અને એ અરસામાં તેમની ચાલચલણ તથા ખુબીઓની મેં જે માહીતી મેલવી છે, તેનાં કરતાં તે વખાણોને મબાદા એવું કારણ લાગુ પાડવામાં આવે છે કે કદાચીત તેમના સંબંધી મેં આગમજથીજ સારૂં મત બાંધી રાખ્યું હોય, અથવા તો ગેરમુનાસેબ રીતે મેં તેમની પક્ષ ખેંચી હોય,—એટલા માટે મને એટલી અગત માલુમ પડે છે કે ઉપર લખ્યા પ્રમાણે જે કાંઈ તેમની તરફેણમાં વિસ્તારીને જણાવ્યું છે, તે વાતને બીજા લખનારાઓની સાહાદતો અને ગવાહીઓ અત્રે ટાંકી મજબુતી આપવી.

૧૬૮૯ ના સાલમાં ઓવીંગટનની સુરત તરફની મુસાફરીનું પુસ્તક જે લંડન મધે ૧૬૮૬ નાં વરસમાં પ્રગટ થયું હતું તેના સફે ૩૭૦) તથા ૩૭૩).

કેપટન લીટલની દેખરેખ હેઠલની લશ્કરી ટુકડીની ચાલ હાલ સંબંધી વર્ણનનાં મેજર મુરે પ્રસીદ્ધ કીધેલાં પુસ્તકના સફા ૩૮૦)—૩૮૨) તથા ૩૮૩).

લાર્ડ વેલેનટાઈનની સફરો અને મુસાફરીઓ સંબંધી પુસ્તક બીજાંને સફે ૧૮૮) તથા ૧૮૯.

મી૦ ગરેહાંમનું હિંદુસ્થાન મધેની મુસાફરીનું પુસ્તક, બીજી આવૃતિ, સફે ૩૮) ૪૧) તથા ૪૪).

[ઉપર ટાંકયા પ્રમાણે મેજર મુર તા૦ ૪ થી અકટોબર ૧૭૯૦ નાં 'મુંબઈ હેરલ્ડ' નામનાં પત્ર મધેથી નીચલો ફકરો ઉતારી લે છેઃ—]

સોરાબજી મનચેરજી (રેડીમની), જેમની વર્તણુક ઈન્સાન્યતને બુજર્ગી આપનારી છે, તેમની સખાવત અને પરમાર્થીપણું આ પ્રસંગે દેખાડી આપવાને અમોને સંતોષ ઉપજે છે. હાલ જે સમે ખોરાકી તંગી અને અછત ચાલે છે, તેવા સંકટના વખતમાં રોજ પોતાને ખરચે જુદી જુદી જ્ઞાતના બે હજારથી વધારે ગરીબ લોકોને જમાડે છે. મેજર મુર સફે ૩૮૨ માં લખે છે કે બીજા એવા ઘણાક જાહેર દાખલાઓ આપી શકાય. ઈ૦ સ૦ ૧૮૦૫ તથા ૧૮૦૬ નાં સાલમાં ફેલાયલો દુષ્ટ દુકાળ હિંદુસ્થાનના મુલકની ખરાબી તથા પાયમાલી કરતો હતો તે વખતે (જેમ મી૦ ગ્રેહામ સફે ૪૪ મે જણાવે છે તે મુજબ) પારસી વેપારી અરદેશર દાદી (શેઠ) એ પોતાને ખરચે ત્રણ મહીના સુધી પાંચ હજાર ગરીબ ગુરબાંઓને ખાધ ખોરાક પુરો પાડયો હતો; એ સીવાય તેણે ભુખે ટવળતાં ગરીબ નાચારોને બીજી સખાવતો આપી હતી. ઓવીંગટન સફે ૩૧૩ મધે જણાવે છે કે, 'જે લોકો તંગી ભોગવતા હતા, પણ કામ કરવાને શક્તિવાન હતા, તે હાજતમંદોને સર્વે ચીજ પુરી પાડવાને તેઓ (પારસીઓ) તતપર રેહેતા હતા. જેઓ ધંધા વગરના પણ કામ કરવાને શક્તિવાન હતા, તેમને રોજગારે તથા નોકરીએ લગાડતા હતા, અથવા તો જેઓ અપંગ અને દરીદ્રી હાલતમાં હોય, તેમના ઉપર વખ્તસરની ઉદાર સખાવતની નવાજેશ કરી, તેઓ સર્વે ઉપર પોતાનું માયાળુપણું જણાવતા હતા, એથી તેમની આખી કોમમાંથી કોઈબી નિરાશ્રીત તથા ભીખારી નજર આવતું નહીં હતું; અને એ વિષે પીથાગોરસની નાદર કહેવત છે કે "જે દોસ્તોમાં એક જાતનો ટોળો, એટલે જે ન્યાતના સંબંધ રાખવા

વિષે છે તેની સાથે અતલગની નીસ્બત દેખાતી હતી." મુંબઈ-નું એક વર્તમાન પત્ર ઉપલા ઉતારા મુજબ દેખાડી આપે છે તે પ્રમાણે જોતાં તેઓ પોતાની કોમનાજ લોકોમાં પરોપકાર કરવાની હદ રાખી બેઠા ન હતા; પણ મેજર મુર સફે ૩૮૨ મધે આપણને જણાવે છે કે, વળી દુઃખ્યારી હાલતમાં આવેલા યુરોપ્યનોને ખોરાકી પોશાકી તેઓ (પારસીઓ) પુરી પાડતા હતા. ઉધ્યોગ તથા વેપાર વ્યાવહારના સંબંધમાં બોહોળી હીંમતથી તેઓમાંના ઘણાકો પુષ્કળ નાણું જમાવ કરી શકયા છે, કે જેનો બોહોળો ઉપયોગ તેઓ સખાવત તથા પરોપકા-રનાં કાંમોમાં કરે છે. મુંબઈ ટાપુનો મોહોટો ભાગ તથા ઘ-ણીક મુખ્ય ઇમારતો તેમની મીલકત ગણાય છે. હિંદુસ્થાનની અંદર સર્વથી સુંદર વાહાણો તેઓ બાંધી જાણે છે, તથા જ્યા-રે અમો ત્યાં હતા તે વખ્તે સરકારી નોકરી માટે ૭૪) તોપનું એક લડાઈનું બારકસ બંધાઈને લગભગ પુરૂં થવા આવ્યું હતું. આ પ્રમાણે ઉપયોગી મેહેનતના ધંધામાં તેઓ પોતાની કોમનાં ગરીબ માણસોને ધંધે ચાકરીએ વળગાવે છે. મેજર મુર કહે છે કે તેણે એકપણ પારસી ભીખારી જોયો ન હતો. તેથી વળી વધારે એમ લખે છે કે 'જેમ એ ટોળામાંથી મેં એક ભીખારી જોયો નથી, તેમજ એ ટોળામાંથી મેં એકબી પારસણને બદકાર જોઈ નથી.'—સફો ૩૮૩ મો.

પતિવ્રત્તાપણાંનો જે નાદર ગુણ જે દરેક દેશમાં માન પાંમેલો છે, તે વિષે અમો કદાચીત એવું વિચાર્યે કે એશીયા-ટીક ઓરતોમાં હિંદુસ્થાનની પારસણોમાં તથા ઈરાનની પાર-સણોમાં તે ગુણ ખાસ હસ્તી ધરાવે છે. વિદવાન વોસીઅર્સે 'ધી આઈડોલેટરીઆ' નામનાં ફ્રેંચ પુસ્તકમાં એ બાબે ઘણી તારીફ કરેલી છે.

મારે હવે આટલું કહેવું ઘણું અગત્યનું છે કે ઈરાનના પારસી મર્દ તથા ઓરતોની મુસાફરોએ જે તારીફ ગાઈ છે, તે તારીફને તેમના હમવતની મુસલમાનોએ મારી આગલ

એકરાર કરવા ઉપરથી પુરતી મજબુતી મળી આવે છે, જે મુસલમાનો ફકત ધર્મ સંબંધી અંતસને લીધે તેમનો ધીકકાર કરે છે, મગર તેઓ કબુલ રાખી કહે છે કે તેઓની (પારસીઓની) કોમ તેમની (મુસલમાનોની) પાદશાતની સરહદમાં વસનારી સર્વથી નીતિમાન, સદગુણી, ઉદ્યોગી, તથા નિર્દોષ પ્રજા છે.

અને હાલના જમાનાના પારસીઓ સંબંધી મારા અભિપ્રાયનું વાજબીપણું આ પ્રકરણને એક દરોબસ્ત દીબાચા તરીકે થઈ પડશે કે જે મધે ધારવેલા વિષયો, તેમના વડીલો તથા વરસોની ઉતરતી આવેલી લાંબી મુદતના દરમેયાનમાં તેઓએ એતેકાદ રાખેલા ધર્મ સંબંધી છે. તે વડીલો પુરાતન વખતના ઈરાનીઓ હતા, જેઓ કોઇબી ખાલી દેવ અથવા દેવીને માટે બાવલાં કે પુતલાં ઉભાં કરતા ન હોતા, તથા દેવતાઓ માણુસ રૂપમાં સણુગારેલા હોય છે એવું તેઓ યુનાની લોકોની પેઠે માનતા ન હતા. તેઓ તો મીડ (મીડયાના જરથોશ્તીઓ) તથા ઈલામાઈટ લોકો હતા કે જેઓએ સાઈરસના અમલ તલે બાબીલોનની સઘળી કોતરેલી મુરતીઓનો નાશ કીધો હતો, તથા જરકસીસની સરદારી હેઠલ ગ્રીશ્યન દેહેડાંઓનો નાશ કર્યો હતો, કે જેમાં માણસોએ દેવ દેવતાઓને બંધ કરી રાખયા હતા, કે જે દેવતાઓ સનમુખ સઘળી ચીજો ખુલ્લી તથા વગર અટકાવની હોવી જોઈએ. તમામ દુનિયા ગોયા તેમનું (દેવીઓનું) મંદીર તથા રેહેઠાણ છે. આવા તેમના નેયાગાનો હતા, કે જેમને હિંદુસ્થાન મધે તેમનાં અસલ મુલ્ક 'પારસ' ઉપરથી પારસીઓને નામે ઓલખે છે, તથા ઈરાનના જુલમગાર મુસલમાનોએ ધિકકાર ભરેલી રીતે તેમની પીછાણ 'ગબર'નાં નાંમથી કરી છે, અને જેનો અર્થ તેઓ ઘણો ખરો 'ઈનફીડલ' એટલે કાફર શબ્દને મલતો કરે છે. મગર ગબર શબ્દ તેના અસલ અર્થ પ્રમાણે અપમાન ભર્યો

નથી. કારણકે મુર્તીઓ વગર એકજ ખુદાની પરસ્તેશ કરવા માટે તાકીદ કરનારા ધર્મ ઉપર એતેકાદ રાખનારાઓ અથવા તો ધર્મગુરૂઓ એવો એ શબ્દ (ગબર) નો અર્થ થતો હતો. એકજ ખુદાની પરસ્તેશ ફરમાવનારો એઓનો (પારસીઓનો) ધર્મ હોવાથી, બીજા બુતપરસ્ત ધર્મો સાથે મુકાબલો કરતાં તેને (યાને મજદયસ્ની ધર્મને) ફીલસુફી ભર્યા ધર્મનું નામ દરોબસ્ત બેસતું આવે. ... ... ડૉકટર હાઈડ વગર આચકી ખાવે જણાવે છે કે પુરાતન વખતના મીડ (મીડયન જરથોસ્તીઓ) તથા ઈરાનીઓ ખરા ખુદાની પરસ્તેશ કરનારા, તોખમથી દીનદાર ખસલતના તથા મુર્ત્તીપુજકોનો ધિક્કાર કરનારા હતા.

———:0:———

"ધી કોચીન આરગસ" લખે છે કે:-

જેબી રસ્તેથી અમે નજર કર્યે છીયે ત્યાંથી એવીજ વાત સાંભળ્યામાં આવે છે કે ત્રણ દહાડા સુધી મુંબઈ સરકાર પોતાની ફરજ બજાવી શકી નહીં હતી. આખા મુંબઈ શેહેરને ધુજારામાં અને ઘણાજ હીનપસ્તી ભર્યા બખેડામાં ગુંતાવી દીધું હતું. જ્યારે પારસીઓના ઘરબારો ભંજાઈ ચુકાં, જ્યારે તેઓની માલમતા લૂંટાઈ ચુકી, જ્યારે તેમના અસબાબોની પાયમાલી થઈ ચુકી, અને જ્યારે તેમના પવિત્ર આતશખાંનાંઓ અપવિત્ર થઈ ચુકયાં ત્યારેજ મુંબઈનો ગવરનર બોલ્યો હતો કે 'રૈયતના જાનમાલની સંભાળ કરવા માટે સરકાર પુરતી રીતે સાહુચેત છે.' પણ એવી રીતના તેનાં બોલવાથી વર્તમાન પત્રવાલાઓને તેણે ગોયા ઉશકેર્યા હતા, જેઓએ આગળી સુસ્તી ઉપર વાજબી રાહે ઘણી સખત ફર્યાદ ઉઠાવી હતી........મી૦ સુટર આખા પારસી ટોળા વિષે જે નાલાયક સુખનો બોલ્યો હતો કે 'બધા પારસીઓ જેહાનુમમાં જાઓ' અને એ ઉપરાંત બીજું જે નાલાયક તે બોલ્યો હતો, તેથીજ તે પોતાની ચાકરીથી બરતરફ

થવાને લાયક ઠડી ચુકયો છે. મુંબઈની વસ્તીના એક મોટા અને અગતના ટોળા વિષે તેણે એવી રીતની બેદીલી અથવા બદખાહી ભરેલા સુખનો જાહેર રીતે ઓચર્યા છે, તે છતાં જો તેને ઓધા ઉપર લાંબો વખત રહેવા દીધામાં આવશે, તો મોટી ભુલ સરકારે કીધેલી ગણાશે.

———ooo———

### સર એડવીન આર્નોલ્ડ લખે છે કે:-

પારસીઓ અને અંગ્રેજી રાજ્ય એક બીજા સાથ જોડાઈ ગયલાં છે. પારલામેંટમાં તેમનો આવો લાયક પ્રતીનીધી બીરાજવા પામ્યો છે તે માટે પારસીઓને હું મુબારકબાદી આપુછું.

હિંદુસ્થાનમાં જ્યાં જ્યાંબી તમો પારસીઓને જોશો ત્યાં ત્યાં તમોને માલુમ પડશે કે તેઓ ચાલાક, સુધરેલા અને સાહાસીક લોકો છે, અને તેઓને વિષે માત્ર અફસોસકારક એટલુંજ છે કે તેઓની સંખ્યા ઘણીજ નજીવી છે.

મુંબઈમાં અમે પારસી છોકરીઓની એક સ્કુલની ભેટ લીધી હતી, જ્યાં દરેક ઉમરની અને કદની આશરે ૧૫૦ દોઢસો બાળકીઓ હાલની ઢપ મુજબની કેળવણી લેતી હતી. નહાની છોકઓએ ભરેલી ટોપીઓ પહેડેલી હતી, જેની નીચેથી તેઓના કાળા બાલના ઝુલફાં હવામાં ઉડતાં હતાં. મોટી ઉમરની છોકરીઓએ સુંદર કોરવાળી સાડીઓ સાથે નીચે નહાની ચોલીઓ પેહેરી હતી. તેઓએ 'સ્વીટ હોમ' નામની ઇંગ્રેજી કવીતા ઉપરથી ગુજરાતી ભાષામાં જોડેલું ગાયણ ગાઈ સમજાવ્યું હતું. તે બાદ અમોને પોતે સીવેલા, ગુંઠેલા ભરેલા નમુનાઓ મગરૂરીથી દેખાડયા હતા.

સુદરેહે અથવા પવિત્ર રૂની ગાજનું પેહેરણ અને કુસતી અથવા ઉનની બનાવતની દોરી જે ૭૨ તારની હોય છે, અને જે યજશનેના ૭૨ હાની ગવાહી આપે છે, અને જેના બંને છેડામાં ૧૨ ગાંઠ હોય છે, તે વરસ એકના ૧૨ મહીનાની મતલબ

દેખાડે છે, તે સુદરહે અને કુસતી દરેક પારસી મર્દ અને ઓરતે પેહેરવાં જોઇએ.



"ઇંગલીશમેન" લખે છે કે:-

હમેશ પાંણીના ચાલુ ટપકવાથી પથર પણ ઘસાએ છે, તેમ પારસીઓએ સદાની ઉદારતા બતાવ્યાથી કદાચને બંગાલીઓ તે માર્ગ પકડતાં શીખે, પણ એવી આશા ઘણીજ થોડી રાખ્યામાં આવે છે.

પારસીઓનો ધર્મ, જે દુનિયામાં સૌથી પુરાતન ધર્મમાંનો એક છે, તે વિષેની સર ફીલીપ વુડહાઉસને કસી ખબર નથી, કેમકે તેને જો ખબર હતે તો તે પારસીઓને આવી રીતે હેરાન કરવા દેતે નહીં....... પારસીઓ કાંઈ આપણા દેશીઓ જેવા બેવકુફ અને ઝનુની નથી કેમકે તેઓ તો પોતાના બે ઈન્સાફી ગવરનરની ચાલ સામે મજબુતીથી ફર્યાદ ઉઠાવે છે. પણ આપણે (ઇંગ્રેજો) ગમે એટલી બેદરકારી, ગેરઈન્સાફ અને તિરસ્કાર મુંગે મોહોડે ખમ્યે છીએ....... પારસીઓ મુંબઈની વેપારી પ્રજામાં સર્વથી આગળ વધેલા છે, એટલુંજ નહીં પણ તેઓના સઘળે વાંઘેના લોકો, સુલેહ, ઉદયોગ અને સરકારના કાયદાઓને માન આપવામાં વખણાએલા છે. આ સઘળા તેમના ગુણો માટે અમે તેમને શાબાશી આપ્યે છીએ.

મુંબઈમાં જે તરેહવાર લોકો વસે છે તેઓમાં પારસીઓ જેવા આગેવાન અને તુરત ઓળખાઈ આવે એવા બીજા કોઈ નથી. સંખ્યામાં તેઓ ત્યાંની એકંદર વસ્તીના પંદરમા ભાગ જેટલા માત્ર છે. તોપણ કોઈ પણ ઠેકાણું તેમની હાજરી વગરનું નહીં હોવાથી, તથા તેઓ ચાલાક હોવાથી, કોઈ અંજાણ્યો શખ્સ એવાં અનુમાનપર આવ્યા વગર નહીં રહે કે તેઓની સંખ્યા ખરેખરી જાણવામાં આવે છે, તે કરતાં ઘણી વધારે હોવી જોઈએ. તેમના પુરૂષોની નવાઈ સરખી

પાઘડી અને બાનુઓના ખુશનુમાં રંગના પોશાકપરથીજ જ્યાં પણ તેઓ હોય છે ત્યાંથી તેઓ તુરત માલુમ પડી આવે છે; અને હિંદુઓ તથા મહોમેદનો સંખ્યામાં તેમના કરતાં વધારે હોવા છતાં, તેમની લગભગ બીલકુલ ખબર લેવામાં આવતી નથી. બીજી પણ તેમની નવાઈ સરખી રીતભાંતો ઉપરથી મુંબઈમાં વસતા બીજા લોકોથી તેઓ જુદા દેખાઈ આવે છે. ગુજરેલાંઓને ઠેકાણે પાડવાની તેમની રીત દુનિયામાં વસ્તા બીજા કોઈપણ લોકોથી જુદી છે. તેમના ધર્મના મકાનો અથવા એબાદતખાનાંઓ 'આતશખાનાં'ને નામે ઓળખાય છે, કે જ્યાં સદીઓથી ઉતરતા આવેલા આતશને જાહુક રોશન રાખવામાં આવે છે. વળી તેઓ અટકની બાબદમાં તો ખચીત જાણવા લાયક છે. ક્રીકેટ મેચને લગતા અહેવાલોપરથી જોવામાં આવ્યું હશે કે તેમના નાંમો સાથ વારંવાર કુપર, સ્પેનસર, વગેરે ઇંગ્રેજોના નામો વાપડવામાં આવે છે, તેથી તે નાંમોના સંબંધમાં બેશક ઘણીવાર સવાલ કરવામાં આવે છે કે તે નાંમ ધરાવનાર અંગ્રેજ છે કે પારસી. વળી ક્રિકેટરોના નામની ટીપમાં બાટલી બોઈ, માછલીવાળા, ઘાસવાળા, દસ્તુર વગેરે, અથવા તો એદન વાળા, બેલગામવાળા, કરાંચીવાળા એવા નામ પણ જોવામાં આવે છે, અને તેથી કેટલીકવાર કોઈ વાંચનારને એવો પણ સંદેહ ગયો હશે કે રીપોરટર મશકરી કરે છે. પણ તેમ નથી; તે નાંમો ખરેખરાં છે. મી૦ માછલીવાળા નામનાં એક ગૃહસ્થે પુણાની છેલી મેચમાં રમવાનું માન મેળવ્યું હતું, કે જેમાં મુંબઈના ગવરનર લાર્ડ હેરીસે ભાગ લીધો હતો. મી૦ ઘાસવાળા નામે એક ગૃહસ્થ સરકારના હમણાના મદદનીશ રસાયણી છે, અને મી૦ દસ્તુર નામે એક ગૃહસ્થ મુંબઈના ચોથા પ્રેસીડેનસી મેજીસ્ટ્રેટ છે. યુરોપ્યનોનાં જે નામ તેમનામાં જોવામાં આવે છે તેનો ખુલાસો એ છે કે આગળ તેમનામાં પડેલા એક રવૈયાને લીધે પારસી કાંમદારો પોતાના યુરોપ્યન શેઠોનાં નાંમ પોતાની અ-

ટક તરીકે વાપડતા હતા, અને એવી રીતે તેઓએ ધારણ કરેલાં નવાં નામો હજી તેમના વચે ચાલતાં આવ્યાં છે. વળી ઘણાઓ પોતાના વેપાર રોજગાર માટેના અંગ્રેજી શબ્દોને પોતાની અ-ટક તરીકે વાપડતા હતા. પેહેલા પ્રકારના નામોના થોડાક દાખલા નીચે આપું છું:—

એશબરનર, આયરટન, બાકસટર, બેનેટ, બીસની, બાઈસ, બક્ષી, ચબ, ડાલાસ, ડીવેનત્રી, ફારબસ, ફ્રેજર, ફ્રેંચમેન, ગીમી, હેડીસન (હીનડરસનનો અપભ્રંશ,) લાર્ડ, મેકફારલેન, મારશલ, મારીસ, નીકલસન, પેચ, પોટર (પોરટરનો અપભ્રંશ) સ્પેનસર, વાલેસ.

કેટલાકોએ પોતાનાં નામો, પોતે જ્યાં પ્રથમ વસેલા, અથવા વેપારને અર્થે ગયલા તે જગ્યાઓનાં નામપરથી રાખ્યાં છે. જેમકે:-

એદનવાલા, અંકલેશરીયા, બાલાપોરયા, ભેસાન્યા, ભાવનગરી, ભરૂચા, બીલીમોર્યા, વલસાદા, ચીનાઈ, દેહેનુગરા, દીવેચા, ઇરાની, ગંદેવ્યા, કાપડયા, કરંજીઆ, ખંભાતા, કુંમાના, મરોલ્યા, ઉમરીગર, પોરબંદરીઆ, પુણેગર, કબદીના, સંજાના, સીગનપુરયા, સુજ, રૂશયા, તુરકી, વેલાયતી, વસાઈગરા, વેસુના.

હિંદુસ્થાનના બીજા કોઈબી દેશીઓ સાથ સરખાવતાં અંગબળની કેલવણીની કીંમત પારસીઓએ વધારે પીછાણી છે. તેઓએ ઘણી કસરતશાળા સ્થાપી છે, અને ક્રીકેટરો તરીકે ઘણીખરી સઘળી સ્થાનીક ટીમોપર ફતેહ મેળવી છે, તથા એકવાર વેલાતની એક ટીમ ઉપર ફતેહ મેળવીને નામ કાઢયું છે. તેઓ પોતાની તે ફતેહ માટે લાયક છે, કેમકે સહવારે બપોરે તથા સાંજે તેઓ અજબ જેવી મેહેનત એ રમતને માટે કરે છે, અને અકસર કરીને સનીવારે પાછલા પોહોરે તથા રવીવારે રમવાની જગ્યા જ્યાં પણ પુરતી હોય છે, ત્યાં તેઓ રમતા દેખાઈ આવે છે. એ રમતને તેઓ એટલે દરજ્જે રમે છે કે,

ઘણા રમનારાઓને ધંધાદારી રમનારાઓ કહી શકાય. પારસી બાલકો પણ વારંવાર જાહેર મોહોલ્લાઓમાં રમતાં દેખાય છે.

પારસી બાનુઓ હિંદુસ્થાનમાંની બીજી કોઇપણ કોમની દેશી બાનુઓ કરતાં વધારે છુટાપણું ભોગવે છે, અને તેઓમાંની ઘણીકો ઘણી ખુબસુરત હોય છે. યુરોપ્યન બાનુઓના જેટલી છુટથી તેઓ ફરહર કરે છે, અને સહવારે તથા સાંજે બેકબેના કીનારા ઉપર તેઓ હવા ખાવા આવેલી જણાય છે.

મુંબઈમાં લગભગ સઘળા હોટેલો, તથા નાટકશાળાની માલેકી પારસીઓ ધરાવે છે, અને કાપડ સુતરનાં ઘણાં કારખાના પણ તેમનાંજ છે. પ્રાચીન કાળના ગ્રીકો તથા ઈજીપ્શીયનો સાથની સખ્ત લડાઇઓમાં તેમના વડીલોએ જે હીંમત બતાવી હતી, તેવીજ જાતની ઘણી હીંમત હમણાં પણ તેમનાં સઘળાં કામોમાં જોવામાં આવે છે. હિંદુસ્થાનનાં પેહેલા દેશી બેરોનેટ અને પારલામેંટના પેહેલ વેહેલા દેશી સભાસદ થવાનું માન મેળવનારા પારસીઓમાંથીજ નીકળ્યા છે, અને તે વાત આટલી નહાની સરખી કોમને માટે જેવી તેવી કીર્તિની નથી.

પારસીઓ જે પાઘડી પેહેરે છે તે વિષે થોડો ઈસારો કરવાની જરૂર છે. 'નાહાવંદની' લડાઈ પછી ઈ૦ સ૦ ૬૪૦ માં મહોમેદનોએ તેમને ઈરાનમાંથી હાંકી કાઢવા પછી, તેઓ ગુજરાતમાં હિંદુઓ વચે પેહેલ વેહેલા આવી વશ્યા, ત્યારે હિંદુઓ જે પાઘડીઓ પેહેડતા હતા તેમાં ફેરફાર કરીને એ પાઘડી તેઓએ બનાવી છે. પણ અસલ પાઘડી સાથ સરખાવતાં, તેમાં તેઓએ કીધેલો ફેરફાર ખચીત સૂધારો તો નહીં કહેવાશે. તે ખચીત બેડોળ છે; અને અજાયબ જેવી વાત એ છે કે, આવી સૂધરેલી કોમ વધારે બંધબેસતો અને દેશની રૂતુને અનુસરતો કોઈ બીજો પોશાક બદલતી નથી. **પણ આટલી વાત તો ચોકસ છે કે યુરોપ્યનોનાં ચીમનીપાટ ટોપાં કરતાં તે વધારે બેડોળ નથી.**

પારસી ધર્મનો પાયો પરોપકાર, સખાવત, અને ભાઈચારા એ ત્રણ ચીજો ઉપર રચાયલો છે; જેમાં પેહેલા બે ગુણોને માટે તો તેમની નહાની સંખ્યાના પ્રમાણમાં હિંદુસ્થાનની કોઈપણ કોમ કરતાં તેઓ ઘણાજ ચઢીયાતા છે. જાહેર બાંધકામો ઈત્યાદિમાં પણ તેઓએ બીજી કોઈપણ કોમ કરતાં વધારે ઉદારતા દેખાડી છે. તેમજ મુંબઈની રોનક વધારવામાં તો કલકતાના પૈસાદાર હિંદુઓને નકલ કરવા માટે બેશક એક ઢડોજ સીખવેછે.

મી० નશરવાનજી માણેકજી પીટીટે સને ૧૮૮૮ માં ગરીબ પારસીઓનાં બચાંઓની કેળવણીને માટે એક 'ઑરફ્નેજ' ઉઘાડવા સારૂ સાત લાખની પાદશાહી રકમ કાઢી આપી હતી, તે પાછળથી વધારતાં હાલ લગભગ દસ લાખની થઈ છે. અને ૧૮૯૧ માં તેમની (મરહુમ શેઠ નશરવાનજીની) વરસીપર તેમનાં વિધવા બાઈ દીનબાઈએ બે લાખ ધર્મ–ખાતે કાઢયા છે તે તો જુદા. વળી ગરીબ માબાપનાં છોકરાઓને ઑરફ્નેજમાં વધુ રાખવા માટે બીજા સવા લાખ, તેમજ પોણો લાખ સામાન્ય ફંડમાં તેવણે બીજા આપ્યા છે. પારસીઓની આખી વસ્તી હિંદુસ્થાનમાં એક લાખની અંદર છે, જેમાંના અરધા અરધ મુંબઈમાં વસે છે, અને આ વિષે શક છે કે, આટલાજ વિસ્તારની કોઈપણ બીજી કોમે પ્રજાના લાભ સારૂ એટલી રકમની સખાવત કરી હોય. પારસીઓમાં વધુ ઝળકતું નામ સર જમશેદજી જીજીભાઈ બેરોનેટનું છે; જેવણ સને ૧૭૮૩ ના જુલાઈ માસની ૧૫ મી તારીખે નવસારીમાં જન્મ પાંમ્યા હતા. તેર વરસની ઉમરે તેવણે પોતાના માબાપ ખોહયાં હતાં. ત્યાર પછી મુંબઈ આવ્યા, અને મી० ફરામજી નશરવાનજી બાટલીવાલાને ત્યાં ચાકરી રહયા હતા, જેવણ ખાલી બાટલીનો ધંધો કરતા હતા. સોલ વરસની ઉમરે પોતાના શેઠનીજ છોકરી (આવાંબાઈ) સાથ પરણ્યા પછી તેઓ ચીન નોકરી ગયા હતા, જ્યાંથી એક વેળા પાછા ફરતાં ફરેંચોના હાથમાં તેમનું વાહાણ ગયાથી તેઓ કેદ

પકડાયા હતા, જેમાંથી છુટકારો પાંમતાં, તેવણે મુંબઈમાંજ વેપાર કરવાનો વિચાર કીધો અને પોતાની જાતી ખંત તથા બાહોશીથી બે કરોડ રૂપૈયા ભેગા કીધા, અને તે વખતથી તેમની સખાવતનો ઝરો ચાલુ થયો. તેમની સખાવતો બહુ બોહોળી અને સર્વના ફાયદાને માટે હતી. ૧૮૪૨ માં તેમને સર નાઈટનો ખેતાબ મળ્યો હતો, અને ૧૮૫૮ માં બેરોનેટ બનાવામાં આવ્યા હતા.



## ઇદરીસી.

સંજાન દર્યાથી દોઢ માઇલને અંતરે છે. ત્યાંની વસ્તી મોટી છે. ત્યાંના રેહેવાસીઓ પોતાના ઉદયોગ અને ચંચલાઇને માટે વખણાયલા, દોલતમંદ અને લડાયક છે. આ શેહેર બુલંદ છે, તથા તેમાં મોટી આયાત તથા નીકાશ સાથનો બ્યાપાર ચાલે છે.



## ઇંદુપ્રકાશ.

દેશી ઉદયોગનાં જીવતા સ્વાલ ઉપર આપણા પારસી શેહેરીભાઈઓને સબક આપવામાં ડૉકટર બ્લેનીએ ખરી નીશાંન ટાંકી છે. કારણ કે હાલના વખત પ્રમાણે મુંબઈના પારસીઓનો ટોળો એકલોજ છે, જે ડૉકટર બ્લેનીની મજબુત સલાહ સમજવાની શક્તિ સાથે તે સલાહ અમલમાં લાવવાનાં સાંધણો ધરાવે છે. મુંબઈની ઘણીક દોલત ભાટીઆ, વાણીઆ, તથા મહુમદીઆનો પાસે છે, જેઓમાંના કેટલાકો તો ફકત દોલત ધરાવામાં પોતાના પારસી પડોશીઓને હટાવી નાખે છે. પણ તેઓને આખી કોમો તરીકે લેતાં, ઇંગ્રેજી કેળવણીએ સૂધરાઈના પોતાના વગ સાથે તેઓમાં થોડાંજ પગલાં ભર્યાં છે. બીજી કોમવાલાઓ કલાર્કના ધંધા કરતાં બ્યાપાર, અને સ્વતંત્ર જીંદગીને વધારે પસંદ કરનારા છે ખરા, પણ તેઓ અરધી સદી ઉપર

જેવા અભણ, એકલપેટા, સાંકડા મનના, પૈસાને ચાહનારા અને સાહાસ વગરના હતા, તેવાજ હજી સુધી રહેલા છે. મુંબઈની વસ્તીના બીજા વર્ગો તો નામ પણ લેવા જોગ નથી. જો કે તેઓની સંખ્યા મોટી છે, તોપણ વ્યાપાર ધંધા ઉપરના પોતાના અભાવને લીધે તેઓ પ્રખ્યાત છે. દેશી રાજાઓનાં ગમ ભર્યા અજ્ઞાનપણાથી, અને એકલપેટી બેપરવાઈથી તેમને હાથ પ્રજાનું હીત થવાની આશાજ નથી પણ બીજા હાથ ઉપર મોટા પારસી ગૃહસ્થો પુશ્કળ દોલતના આશીર્વાદ ધરાવે છે, વેહેમથી નીરાળા છે, સારાં કામની ઉલટ અને લોભ રાખે છે, અને ડૉકટર બ્લેનીએ કહયું તેમ તેઓની સખાવત તો કહેવતની મીસાલે ચાલે છે. ડૉકટર બ્લેનીએ પુછયું હતું કે 'પશ્ચિમ હિંદુસ્થાનના ઉદ્યોગોનાં ખેતરમાં જો પારસીઓ નહી ઉતરે તો બીજા કોણ ઉતરશે ?' એ સ્વાલ ઉપરથી બીજા દેશીઓને નાખુશ અથવા ખફા થવાનું કારણ નથી. મુંબઈનાં પારસીઓ અને બીજી દેશી કોમો વચે ડૉકટર બ્લેનીએ કીધેલો મુકાબલો, પેહેલી નજરે પોતાના સાંભળનારાઓનાં જાતીભીમાનને ખુશામદથી ચઢાવી આપનારી મતલબ રાખતો હોય એમ દેખાશે. પણ પુખ્ત વિચાર કરતાં પારસીઓની એ વખાણ ઘટતી નજર આવશે. આપણા સૂધરેલા અને શકિતવાળા શેહેરીભાઈ પારસીઓ આપણા ઉદયોગી સાહાસ કર્મોના જેવા પેહેલ કાઢનારા છે, અને નવાં કારખાનાઓને ઉઘાડવામાં મદદ આપવાને જેવા તેઓ તૈયાર છે, તેવા બીજી કોમવાલા નથી.

———ooo———

## ફરેંડ ઓવ ઇન્ડયા.

બંગાલીઓ સાથ મુંબઈના પારસી ગૃહસ્થોનું નામ દેવામાં અમે તેમને અપમાન કીધેલું કહેવાશે નહીં. એ ઉદાર દીલના પારસી લોકો જેઓ કે, પુણા ખાતે કોલેજના નખાતા પાયાની ક્રિયામાં સામેલ થયા હતા. ત્યાં કલકતાનાં આ તોફા-

નની વાતની ખબર પડી કે તુરતજ સર જમશેદજી જીજીભાઈ (બીજા બારોનેટ) ની આગેવાની તળે ૭૫૦૦૦) રૂપૈયા એકદમ ભરાઈ ગયા, અને ઑનરેબલ રૂસ્તમજી (જમશેદજી) એ તો તુરત પચીસ હજાર મોકલાવી દીધા હતા. આ રકમ એક લાખની થઇ છે. સર જમશેદજીની અને તેમના મિત્રોની તારીફ કરવાની કાંઈ બી જરૂર રહી નથી. આવાં કામોજ તેમની કીર્તિ આશકારા કરવાને બસ છે. યુરોપ અને દુનિયાના ચોખુણુ ભાગો ઉપર તેઓ પ્રખ્યાત થઈ પડયા છે, અને તેઓની સખાવત પ્રજાનો આભાર મેળવવાની સુચનાને ઉસકેરે છે. અમો પારસી ગૃહસ્થોને કહેવા માંગ્યે છિએ કે બંગાલી કંજુસો પાસ મોટી દોલતો છે, પણ તે દોલત છતાં એવા કંગાલ છે કે જો બની આવે તો બીજાંના મોંમાંનો બુક ગપ દઈ અટકાર મારી જવાને તેઓ ભુલે નહીં.

—:o:—

## નીલગરી એકસેલશીયર—મે ૧૮૬૪.

**સખાવત**ની અંદર મુંબઈ બીજા ઇલાકાઓ કરતાં એક સદી આગળ પડયું છે. તેમાં બુલંદ અને શોભા આપનારાં જાહેર ખાતાંઓ ઉભાં થયાં છે, અને તેમાં ઘણોજ સુધરેલો અને ચાલાક દેશી ટોલો વસે છે. અમો એ દેશી મંડળી, તે પારસીઓને વાસ્તે કહીએ છિએ. મદરાસ અને બંગાળ ઉપર મુંબઈ જે સાહેબી ભોગવે છે તે ઘણું કરીને આ છેલાં કારણને લીધે છે. કેમકે પારસીઓ દરેક કાંમની આગેવાની નજદીક ઇંગ્રેજોને મલતા આવે છે. જાતીભેદના વહેમોની બેડીથી જે જહનુન ઉતપન થાય છે, તેવું જહનુન પારસીઓમા નથી; પણ તેઓ તો અત્યંત ચાલાક, ઉદયોગી અને હીંમતવાળા છે. વ્યાપાર અને માહીતગારી મેળવવાની મતલબસર વારેઘડીએ તેઓ ઇંગલાંડની મુસાફરીઓ કરે છે. વ્યાપારની રીતે યા તો સંસારી રીતે જોઈએ તો તેઓ યુરોપીઅનો સાથે મિત્રાચારીનું સારૂં નાતું રાખે

એક વર્તમાન પત્રના અધીપતી (બોંબે ટાઈમ્સના આગલા મી૦ નાઈટ) ને જાહેર ઉગરાણું કરી એક લાખ રૂપૈયાની ઠેલી તેઓએ ભેટ કરી હતી. એવું કામ બંગાલ યા મધરાસ હરગેજ બજાવી શકતે નહીં.

———ooo———

## ઓગીલ્વીઝ એટલાસ.

અહીંઆના પારસીઓ બીજા દેશીઓની મીસાલે છુટાપણાથી રહે છે, અને મનપસંદ ધંધાઓ કરે છે. તેઓ ઘણા અકકલમંદ છે તથા ઘણાખરાઓ ખેતી અને દારૂ ગાળવાના ધંધામાં પડેલા છે. કેટલાકો વળી પરદેશનો વ્યાપાર, શરાફી, દુકાનદારી અને લુહાડ સીવાય તરેહવાર જાતના હુનરોના ધંધા કરે છે. કારણ કે લુહાડના ધંધામાં આતશપર પાણી નામવું પડે છે જે તેમના ધર્મથી ઉલટું છે. જો કોઈ વખત ભુલ ચુકે કોઈથી બીજાંના પીધેલાં પ્યાલામાનું પાણી પીવાઈ જાય તો તે પ્યાલું ત્રણ વખત ચોખાં પાણીથી ધોઇ કેટલોક વખત જવા પછી પાછું વપડાસમાં લે છે.

———

## માઇ વોન્ડરીંગ્ઝ ઇન પર્શીઆ,–ટી. એસ. એન્ડરસન. ૧૮૮૦.

ઈરાની પુરાતન જાહોજલાલીના સ્થંભો ખરાબી પાંથરનાર વખત-ના દોર સામે ટકી રહયા છે એ એક મોજેજો છે. વરસાદના મારા, બળતા સૂર્યના તાપ અને નાશવંત તોફાનોમાં ખુલાં હોવા છતાં, આ રાક્ષસી બાંધકામો જે જમાનો પસાર કરવા પામ્યાં છે તે ઉપર વિચાર કરતાં કોઈપણ શખ્સ ગોયા ધાસ્તીથી થંબ થઈ જાય તેમ અજાયબીમાં પડે તેમાં કશો શક નથી. જે હાથોએ આ બાંધકામો ઉભાં કીધાં તે જમાનાઓની વાત ઉપર જ્યાંથી ઉતપન થયા ત્યાંજ, એટલે ધુળમાં પાછા મળી ગયા, પણ તેઓનાં કાંમો તેઓની હુનરમંદીના નમુના તરીકે હજી સુધી ઉભાં છે–પા. ૧૫૭.



———

## એ ડીકશનરી ઓવ રીલીજીઅસ નોલેજ—રેવરંડ લીમન એબટ, ૧૮૭૫.

પારસીઓ મુંબઈ, સુરત, નવસારી, અમદાવાદ અને તેની આજુબાજુનાં ગામડાઓમાં ઈંગ્રેજી રાજ્યની પ્રજા તરીકે વસે છે, અને હિંદુસ્તાનની તમામ પ્રજાઓમાં સૌથી વધુ આબરૂદાર અને આબાદ ભાગ તરીકે ગણાય છે. તેઓ મુખ્ય કરી વેપારીઓ અને જમીનના માલેકો હોય છે. તેઓ પ્રમાણીકપણું, ઉદયોગ, સુલેહ સંપ, ઉદારતા અને ચાલાકીના સર્વોત્તમ ગુણો ધરાવે છે.

પરધર્મના શખ્સને હાથે પકાવેલી કોઈ પણ ચીજ તેઓ ખાતા નથી. તેઓ બીફ, પોર્ક અને હેમ સાંમે સખત વાંધો ધરાવે છે. લગ્નનો ગાંઠ તેઓ પોતાનીજ કોમ અને ન્યાતવાલાઓ સાથે જોડે છે. એકથી વધુ બાયડી કરવાની મનાઈ છે, અને કુદરતથી ઉલટાં અનીતિનાં કામો માટે તેઓમાં મોતની સજા ફરમાવેલી છે.



## પ્રોફેસર આર. જી. ઓકસનહેમ.

આ અગતની બાબદમાં (કન્યા કેલવણીની બાબદમાં) બધી જાતો કરતાં આગલ પડવા માટે પારસી કોમને મોટું માન ઘટે છે. આખાં હીંદુસ્તાનમાં ચઢતી કેળવણી લેતી છોડીઓનો અરધો કરતાં વધારે ભાગ મુંબઈમાં છે, તેનુ કારણ પારસી છોડીઓની મુંબઈની કન્યાશાળાઓમાંની મોટી સંખ્યાનું છે.



## લેટર્સ ફ્રોમ બોમ્બે—ડી ઓબ્રે. ૧૮૮૪.

પારસીઓમાં એક પણ જાહેર ભીખારી નથી. × × × આપણી તદન મન વગરની બંદગી સાથે એઓની ભકતીમાન બંદગીનો મુકાબલો કરવા કરતાં બીજું કાંઈ પણ વધુ અજાયબી ભર્યું નથી. ધોધમાર વરસાદનું ગમે એવું સખત ઝાપટુ

એક ભક્તિમાન પારસીને પોતાની રંગીન છત્રી તળે દર્યે કીનારે ઉભો રહી બંદગી કરતાં અટકાવી શકતું નથી. ગમે એવાં તોફાનમાં પણ તે પોતાની બંદગીની કેતાબ વાંચતો માલમ પડશે.

પારસીઓનું સાહસીકપણું તેઓને સીંગાપોર, મલાકકા, ચીન વગેરે ઠેકાણે મુસાફરી કરતા દેખાડે છે; તેઓની ચાલાકીથી તેઓ હિંદુસ્તાનમાં આવી વસ્તી યુરોપ્યન પ્રજા સાથે સહેલથી ભેલાઈ જાય છે, અને હિંદુઓ અને મુસલમાનો કરતાં વેપારી કુનેહ ધરાવવામાં તેઓ જે ચઢયાતાપણું ધરાવે છે તેથી, તથા નાત જાતનું કાંઈ પણ બંધન ન હોવાને લીધે તેઓ આપણી સાથના કારોબારમાં બીજા દેશીઓ કરતાં અતી ઘણો વધુ ફાયદો મેળવે છે.

—o-o:o:o-o—

## ધી થીઓસોફીસ્ટ, કર્નલ હેન્રી એસ. ઓલકોટ.

પારસીઓની પોતાના ધર્મ તરફની દાઝ અને જાનફેશાની કરતાં કોઈ વધારે અસરકારક દાખલો તવારીખમાંથી આપણને ભાગ્યેજ મલી આવશે. અમેરીકન "પિલગ્રિમ ફાધર્સ" ની માફક તેઓએ પોતાનું વતન અને સઘળું છોડી દીધું અને પોતાના અંતઃકરણ પ્રમાણે યજદાંની સેતાયશ કરવા માટે તેઓએ નહિ જણાયલા જોખમો ખેડયા.

———:0:0:———

## ઓર્વીંગટન.

પારસી લોકો પોતાના ધંધામાં ઘણા મેહેનતુ તથા ચાલાક રહે છે, અને પોતાનાં બચાંઓને ઉદયોગ હુંનરની કેળવણી આપવા માટે ઘણી કાલજી રાખે છે. આખાં દેશમાં વણવાનાં કામપર મુખ્ય કરી પારસીઓ સરસ છે, અને સુરતનું ઘણું ખરૂં રેશમી તથા બીજું કાપડ તેઓને હાથનું બનાવેલું હોય છે.

પારસીઓ પોતાના જાતભાઈઓપર ઘણી પ્રીત રાખે છે, અને ગરીબોને મદદ કરે છે. જેઓ તંગીમાં હોય તેમને મદદ કરવાને તેઓ હમેશાં તૈયાર રહે છે. જેઓ ગરજાઉ અને કામ કરવાને શકિતવાન હોય, તેમને તેઓ કાંમ સોંપે છે, અને જેઓ મુફલેસ તથા લાચાર હોય, તેઓને પુર છુટથી સખાવત કરે છે જેથી તેઓ પોતાની કોમના એકબી સખ્સને ભીક્ષુક તરીકે રેહેવા દેતા નથી. આવી બાબદમાં પીથાગોરસની સૌથી ઉમદા નસીહત છે કે 'પોતાના દોસ્ત આશનાઓમાં સરખાપણું રાખવું,' તે પારસીઓ પુરતી રીતે અમલમાં લાવે છે. તેઓ ફકત એકજ ખુદાને માને છે, અને તેને સઘળી ચીજોનો પેદા કરનાર ગણી દર મહીનાનો પેહેલો દીવસ (અહુરમજદ રોજ) તેની બંદગીમાં ગુજારે છે, અને એ સીવાય બીજા કેટલાક દહાડાઓ (આતશના હમકારાઓ) પણ જાહેર બંદગી માટે મુકરર કીધેલા છે.

---:o:---

## કેપ્ટન લીઓપોલ્ડ વૉન ઑસ્ટ્રીચ.

મુંબઈની સઘળી પ્રજાઓમાં પારસીઓ સૌથી વધારે ઉદયોગી છે, અને સૌથી વધારે અનુભવી વેપારીઓ છે, તેમજ સૌથી વધારે દોલતમંદ છે. તેઓના વડાઓ મનની ચાલાકી ધરાવામાં પ્રખ્યાત છે, અને યુરોપ્યન ઢપમાં ખાણાં આપે છે. તેઓમાં એક પરોપકારી પુરૂષ જેવણનું નામ સર જમશેદજી જીજીભાઈ છે, તેવણની દોલત લખો રૂપયાની છે, અને તેવણની સખાવતને લીધે તેવણને સોનાના ચાંદ સાથનો સર નાઈટનો ખેતાબ મળ્યો છે. પારસીઓનો મોટો ભાગ અંગ્રેજી ભાષા સારી જાણે છે, અને અંગ્રેજી સાહિત્યથી જાણીતા છે.



## ૬

કરાંચીના **કલેકટર કર્નલ ક્રૉફર્ડનુ** ભાષણ, તા. ૧૯ મી અકટોબર ૧૮૯૫.

આપણા પારસી મીતરોને આપણી કોરમાં દાખલ કરવાથી વગર શકે સારૂંજ થયું છે અને મેં પોતે જે નજરે નજર જોયું છે તથા એડજુટંટે જે રીપોરટો કર્યા છે તે ઉપરથી ખુલ્લું જણાયછે કે સારા વાલંટીઅરો બનાવાના તેઓમાં (યાને પારસીઓમાં) સઘળાં સાધનો છે અને જે ફરજો તેઓએ માથે ઉઠાવી લીધી છે તેને પુરતા લાયક થવાને એ પારસી વાલંટીયરો ઉમંગથી કોશેશો કરતા જણાય છે.

———:o:———

### ખુબસુરત મુંબઇ—રેવરંડ મી૦ કલટરબક.

નાતી બંધનોના કશો અટકાવ તેઓ ઉપર નહીં હોવાથી, તેઓએ પોતાના રાજકરતાઓની નકલ બહુ ઝડપથી કરવા માંટી હતી અને તેથી આજે પારસીઓ બીજા દેશીઓ કરતાં વધારે સારી રીતે ઇંગ્રેજી બોલે છે તથા પડારોકી પાઘડી સીવાય બધી વાતે ઇંગ્રેજો જેવો પોશાક પહેરે છે. મુંબઇના સખી બારોનેટ સર દીનશાહ પીટીટ, જેવણને લારડ રેના અમલમાં નાઇટનો તથા બેરોનેટનો એ બંને ખેતાબો મળયા હતા તેવણને ત્યાં અથવા વહાડયાવાળાઓમાંના કોઇને ત્યાં તમને ઇજન થયું હોય, તો તેઓને ત્યાં જવા પછી તમને એમજ લાગે કે, તમે કોઇ માતબર ઇંગ્રેજ ગ્રહસ્થનાં દીવાનખાનામાં બેઠા છો. ધરમ સંબંધી લાગણીના સબબે પારસીઓ બીડી પીતા નથી. તેઓ એક સરસ કોમ છે. બ્રીટીશ રાજ તરફ તેઓ પુરેપુરા વફાદાર છે અને તેમની એ કોમમાં ઘણાક સાહસીક અને કુશળ માણસો છે. વેપારના બાબમાં તેઓ બહુ ઠાવકા છે અને મોટી દોલત તેઓએ પેદા કરી છે.



ફ્રેંચ મુસાફર **મુંસ્યો કલેરી.** ૧૮૯૦-૧૮૯૩.

મજલીન અને સફેદ રેશમી અને ચકચકીત રંગોના સુંદર પોશાકવાળી પારસી બાનુઓ, જેઓની છાતી ઉપર મોતી અને હીરાની ભારી નેકલેસો છે અને જેઓની સાથે એસકી પોશાકો અને તરેહવાર પાઘડીઓ સાથના નોકરો છે, તેઓ પારસીઓએ વેપારમાં મેળવેલી મોટી દોલતનો ખ્યાલ આપે છે, કે જે પારસીઓ મુંબઇના રહેવાસીઓમાં સરવથી ઘણા ઉદયોગી અને ચંચળ છે. ૧૮૭૨ ની વસતીની ગણતરી તેઓની વસતી ૪૪ હજારની આપે છે. તેઓ પોતાની ચોકસ જાતની પાઘડીથી સેહેલાઇથી ઓળખાઈ આવે છે, જે પાઘડીઓ તડકાં સામે બચાવ આપનાર છાયા વગરની મીણ લગાડેલાં કપડાંની એક જાતની ઉંચી ટોપીઓ છે. તેઓ (પારસીઓ) ઘણા નમાના, મળતાવડા સવભાવના છે અને ઘણા ઉદયોગી અને ચંચળ દીસે છે.



**લીંગ્વીસ્ટીક એન્ડ ઓરીયેંટલ એસેઝ,-રોબર્ટ નીડહેમ કસ્ટ,**

એલ. એલ. ડી., ૧૮૮૭.

પારસીઓ આબરૂદાર, તવંગર અને સાહસીક છે, અને સઘલી રીતે ઇંગ્રેજોને બહુજ મલતા આવે છે.—પાનું ૬૯



**ડા૦ એલ. સી. કાસરટેલી.**

[ "અવસ્તા અને પહેલ્વી ભાષામાં છેલાં દશ વર્ષમાં પારસીઓએ દેખાડેલી ચપળતા" વિષે ૧૮૯૨ માં ઓરીયેંટલ કાંગ્રેસમાં વંચાયલો રેસાલો. ]

હાઉસ ઑફ કૉમન્સના એક સભાસદ તરીકે એક પારસી ગૃહસ્થ ( શેઠ દાદાભાઈ નવરોજજી એમ૦ પી૦ ) ની હાલ થયલી ચુંટણીએ હિંદુસ્થાનની વસ્તીના એ અતિઅંત નહાના ( પારસી ટોળાના ) ભાગ તરફ સર્વનું ખાસ ધ્યાન ખેચ્યું છે, કે જે ભાગ

નહાનો હોવા છતાં તે બોહોળી શાહાનશાતનાં ઘણાં ટોળાંઓમાં ઘણીક પ્રકારે ઘણો પ્રખ્યાત ભાગ છે. હું માનું છું કે બ્રીટીશ પારલામેંટના એક સભાસદ તરીકે એક એશીયાટીકની હાજરી, તેમજ ઇંગ્રેજી બારોનેટોની ટીપમાં બીજા બે એશીયાટીકો (સર જમશેદજી જીજીભાઈ—૧૮૫૭, સર દીનશાહ માણેકજી પીટીટ—૧૮૯૦) ની હાજરી એ તવારીખમાં અસાધારણ બનાવો છે; અને વળી બીજી બીના એ કે માહારાણીજીની પ્રજાના એ આસામીઓ નહાના પારસી ટોળાના છે, તે એવાં મતની સચાઈ મજબુતીથી દેખાડે છે કે આ નહાનો ટોળો પોતાની કેળવણી અને સાહિત્યની ઘણી સરસાઈને લીધે, પોતાની વેપારી કુનેહને લીધે, પોતાની મોટી દોલતને લીધે અને તેની સખાવતોને લીધે હિંદુસ્થાનમાં પેહેલો દરજ્જો ભોગવે છે.



**એ સીવીલ્યન્સ વાઇફ ઇન ઇન્ડયા,** પુ૦ ૧—**મીસીસ રોબર્ટ મોસ કીંગ. ૧૮૮૪.**

પારસીઓ બહુ આગલ વધી ગયલી પ્રજા છે. તેઓએ એખ્તયાર કીધેલી ઇંગ્રેજી રસમોમાં ક્રીકેટની રમત એક છે, જે તેઓએ અતી ઘણા શોખ સાથે હાથ કીધી છે. રોજ સાંજે મુંબઈ ખાતેનાં મોટાં મેદાનમાં પારસી જવાનો બહુ બાહોશીથી એ રમત ખેલે છે.—પા૦ ૨૪.



**બૉમ્બે કુરીયર,** તા૦ ૨૦ મી ઑગસ્ટ ૧૮૦૮

પારસીઓ પ્રાચીનકાળની એક સર્વથી બળવાન પ્રજાનો બચી રહેલો એક ભાગ છે. તેઓ મુસલમાન દોરના જુલમાતને લીધે પોતાનું વતન છોડી હિંદુસ્થાન તરફ નીકળી આવ્યા હતા. સેવટે તેઓ એક અદલ ઇન્સાફ વાલી (અંગ્રેજ) સરકારનાં રાજ્યમાં આવી વસ્યા, જ્યાં તેઓ એશયા ખંડના સૌથી વધારે

તવંગર વેપારી વર્ગોમાંના એક વર્ગ તરીકેની પંકતી ઉપર ઝડપથી આવી ગયા. આ બાબદ હાથમાં લેતાં અમે તેઓની આબાદાનીને કાંઇક સ્વદેશાભીમાન સાથે ધ્યાનમાં લઈએ છિએ.

આપણા અદલ ઈન્સાફની ઈધાની તરીકે અમે તેઓની આબાદી ચાહીએ છિએ, અને અમે ધાર્યે છિએ કે અમે વાજબી રીતે મગરૂરી લઈશકયે કે આ શેહેરના સૌથી માતબર રેહેવાશીઓ રાજકરતી ( અંગ્રેજ ) કોમના નથી. આ નહાની કોમ વળી બીજા સબબોને લીધે પણ જાણવા જોગ છે. તેઓએ હિંદુસ્થાન માહેલા પોતાના હજાર વરસના વસવાત છતાં પણ, પોતાના મગજની ચંચલાઈ અને શરીરનું કૌવત જાલવી રાખ્યું છે. અહીંઆં આપણે એશીઆખંડ માહેલી એક પ્રજાને નહીં બદલાય એવા ગુણો ધરાવતી જોઈશું.

ઝરકસીસ :પાદશાહનાં લશ્કરમાંના પુરાતન ઈરાનીઓ, જેઓએ ૨૩૦૦ ) વરસની વાત ઉપર મૂર્તિઓથી સીંનગારેલાં દેહેડાંઓનો નાશ કીધો હતો, તથા જેઓ એકજ ખુદા છે, એવું દુનિયામાં માનનારાઓ અને મૂર્તિઓનુ ખંડન કરનારાઓમાંના—સૌથી કદીમ જમાનામાં—થઇ ગયા હતા, તેઓનાં વંશજોથી ઉતરી આવેલા આ પારસી લોકોએ મૂર્તિ પુજા તરફનો પોતાનો ધીઃકાર હજી જાળવી રાખ્યો છે. આ મૂર્તિપુજા ટીબેટના પાહાડી મુલ્કથી તે એપીનાઈન્સ પર્વત સુધી જોવામાં આવે છે, તોપણ જેઓ વેહેમમાં ગરક થઈ બુરે માર્ગે જતા નથી, અને નીચી પંકતીએ ઉતરતા નથી, તેવા માણસો પોતાના નીતિમાન વિચારોએ કરી એવા વેહેમને ધીકારે છે. એવીજ રીતની લાગણીઓથી દોરવાઇને પુરાતન ઈરાનીઓએ પોતાનાં રવાનોની આરામગાહ જમીનની સપાટી ઉપર રાખી હતી, તે રીત તેઓના વંશજોએ આ દેશમાં ચાલુ રાખી છે, એમ માની શકાએ છે.

——o:o:o——

**ધી એનસાઈકલોપીડયા,** પુ૦ ૧૮ મું,—ડૉકટર એ૦ ફુહરર.

મુંબઈ શેહેરનો એક રેહેવાસી મલબાર હીલ આગલથી બેકબેના કીનારા સુધી સૂર્ય અસ્ત પાંમવાની વખ્તે દર્યા તરફની ખુશ લેહેકી ઘોરવાને માટે ફરે છે, ત્યારે તે જગ્યાએ એશીયા ખંડમાં વસતા સર્વથી રમણ્ય લોકોનાં ટોળાંને જોશે. આ લોકો તે પારસીઓ છે. તેઓ જરથોસ્તનાં ફરમાન પ્રમાણે ચાલનારા છે, અને ઈ૦ સ૦ ૬૨૦ માં જ્યારે આરબોએ ઈરાન દેશ જીતી લીધો તે વખ્તે જે ઈરાની જરથોસ્તીઓ પોતાનો દેશ છોડી હીંદુસ્થાન આવી વસ્યા હતા, તેઓનાં વંશના હાલના પારસીઓ છે.

પારસી મર્દો જાતે મજબુત બાંધાના, ઉદયોગી, ખુબસુરત, અને ચાલાક બુદ્ધિના છે, તેઓના ચેહેરાનો રંગ જરા ઘઉંના વર્ણનો છે, અને તે, સુંદર અણીઆળું નાક, કાળી ચંકચકતી આંખો, અને મોટાં કમાનદાર ભવાંનો હોય છે. તેઓ ઘણું કરી ઠેબીઆના બાલો વાલેલા રાખે છે. પારસી સ્ત્રીઓ નાજુક બાંધાની, નહાના હાથ અને પગવાલી, સુંદર ચેહેરાની કાળી આંખોવાલી, અને સુંદર કમાનદાર ભવાંવાલી હોય છે. તેઓ પોતાનાં માથાંપર કાળા લાંબા બાલોનો મોટો જથો (અંબોડો) બાંધી રાખે છે, અને તેને મોતી તથા ઝવેરાતથી ગુંથી ખુબસુરત બનાવે છે.

એશીયાની કોઈબી બીજી જાત કરતાં, પારસીઓ પોતાની સ્ત્રીઓ તરફ વધારે ઉમદા ખવાસથી વર્તે છે, અને તેઓને જાહેર મંડળીઓમાં છુટથી ભેળાવા દે છે, તથા ઘર સંસારનું સર્વ કામ તેઓની મુનસફી ઉપર રાખવામાં આવે છે.

પારસીઓ સખાવતને માટે તો કહેવતરૂપી જાણીતા થયા છે. તેઓ વળી સારી રીતે કેળવાયલા છે, અને હિંદુસ્થાની, અંગ્રેજી તથા ગુજરાતી જેવી કેટલીક ભાષા ઘણી શીખે છે. તેઓ મોજ મજાહમાં જીંદગી ગુજારવા માટે ઘણા જાણીતા છે, અને જો બજારમાં સર્વથી સરસ ચીજ પસંદ પડી તો તે લેવાને છુટથી પૈસો ખરચવા આંચકી ખાતા નથી. તેઓ દારૂના શોખીન

છે ખરા, પણ તેનો ઘણો ઉપયોગ કરી છાકટા થવા જેટલી હદ ઉપર જતા નથી. તેઓનો પોશાક ઝુલતો અને ઢીલો છે, જે દેખાવમાં ઘણો રમણ્ય લાગે છે, અને જે દેશમાં તેઓ રહે છે તેની હવાને અજબ જેવી રીતે બંધ બેસતો છે.

હરેક પારસીનો જન્મ ઘરને ભોયતળ્યે થવો જોઇએ, કારણ એ કે તેઓના ધર્મનાં ફરમાનોમાં કહેલું છે કે ગરીબાઈમાં જીંદગી ગુજારવાનું લાયક છે, અને નેક વિચાર, નેક વચણ, અને નેક કામોથી આ દુનિયામાં અને પેલી જેહાનમાં ઉંચે દરજજે પુગી શકાશે. સુવાવડી ઓરતને ૪૦) દીવસો સુધી કુટુંબનો કોઈબી મર્દ જોઈ શકતો નથી.

પારસીઓની વસ્તી ઇરાનમાં વસતા પારસીઓ સુધાં ૨૦૦૦ થી વધારે નથી. તેઓનો મોટો ભાગ મુંબઈમાં અને ગુજરાતનાં કેટલાંક શેહેરો, જેવાં કે નવશારી, સુરત, ભરૂચ, અમદાવાદ વીગેરેમાં જણાય છે. કલકતા, મધરાસ અને ઈંગ્રેજોની સત્તા હેઠળનાં હિંદુસ્થાનના મુલ્કોમાં તેમજ બરમા, ચીન, અને એશીયાના બીજા ભાગોમાં પારસીઓ વેપારને માટે જઈ વસ્યા છે. ઈ૦ સ૦ ૧૮૮૧ ની વસ્તીની ગણત્રી પ્રમાણે તો મુંબઈ ઈલાકામાં ૭૨૦૬૫ અને ઇરાનમાં ૮૪૯૯ પારસીઓ છે.

પારસીઓમાં ફકત દેખીતી રીતે બેજ ન્યાતો છે. પેહેલી ધર્મગુરૂઓની, કે જેમાં ઉંચે દરજજેના ધર્મગુરૂઓ અને મોબેદો છે, અને બીજી બેહેદીનો એટલે સૌથી સરસ દીન પ્રમાણે ચાલનારાઓની છે. એક પારસીની જીવતી બાયડી હોય તેનાથી બીજી બાયડી થઈ શકતી નથી. પણ જો તેની બાયડી વાંજણી નીકળે, અથવા તો બદફેલી કીધેલી સાબેત થાય, તો તે બીજી બાયડી કરી શકે. વિધવાઓને ફરીથી નહીં પરણવાનો જે રેવાજ હિંદુઓમાં સાધારણ છે, તે જંગલી અને જુલમાત ભર્યા ચાલની નકલ પારસીઓએ કીધી નથી, એ વાત વાજબી રીતે મગરૂરી લેવાજોગ છે.

તેઓના ધર્મનું પેહેલું ફરમાન સખાવત કરવા શીખવે છે. દુનિયામાં વસતા કોઈ પણ લોકો પારસીઓ કરતાં વધારે ઉદાર દીલથી સખાવત કરતા નથી. પારસીઓમાં ભીખારી જણાયલા નથી. પારસીઓમાં ભીખારી છે એમ કહેવું બદગોઈ કરવા સમાન ગણાશે. ફકત મુંબઈ શેહેરમાંજ તેઓના આશરાથી ચાલતાં ધર્મખાતાંઓની સંખ્યા ૩૨) ની છે. પારસીઓ, પોતાની ચંચલાઈ અને શ્યાનપણુ સાથ વેપાર રોજગારનાં જોખમદાર કામોને લીધે, પુર્વ દેશમાં કહેવતરૂપી જાણીતા થઈ પડયા છે, અને વેપારીઓ તરીકેની તેઓની આંતનીતો હદજ નથી. હિંદુસ્થાનમાં પાકવવામાં આવતાં અફીમ ઉપર તેઓનો કબજો છે, જે અફીમની ઉપજ એક વરસમાં એક કરોડ પાઉંડ જેટલી થવા જાય છે. મુંબઈ શેહેરમાં પારસીઓથી ચાલતી પચાસેક મોટી પેહેડીઓ છે. વળી કલકતા ખાતે ૧૪), લંડન ખાતે ૪), હોંગકોંગ ખાતે ૨૦), શેહેંગાહી ખાતે ૧૦), એમોએ ખાતે ૩), ચેકોહોમાં ૨), અને એ ઉપરાંત હિંદુસ્થાન, ઈરાન અને ઈજીપ્ટના સઘલા ભાગોમાં મોટી પેહેડીઓ છે. એ ઉપરાંત હિંદુસ્થાનમાં ખેતીવાડીનો વધારો કરવાનો તેઓનો શોક ઘણો જાણુવા જોગ છે. તેઓ વળી રેલવેના કંટ્રાકટરો તેમજ ગાડો તરીકે ઘણા માનીતા થયા છે. દુનિયાના લોકોમાં બીડી નહીં પીનારાઓ તરીકેની કોમોમાં માત્ર પારસીઓજ એકલા છે. તેનું કારણુ માત્ર એટલુંજ કે આતશને હોરમજદના એક કેબલા તરીકે જે માન તેઓ આપે છે, તેથી કરીને તેનો ઉપયોગ તેઓ કરતા નથી. તેઓ આતશને ખરાબ કરતા નથી, અને જરૂર વગર તેને બુજાવતા નથી, સાંજની વેળા જ્યારે બતી થાય છે, તે વખતે ખુદાની બંદગી કરી, બતી સલગાવાના વખ્તે તેને આવકાર દે છે. જમીન, પાણી, ઝાડો, ફુલ, ફળો, વગેરે હોરમજદની પેદા કીધેલી કોઈપણુ ચીજોનો બગાડ કરવાને તેઓના ધર્મમાં મના કીધેલી છે.

### બરમીંગહામ પોસ્ટ,—ડબલ્યુ૦ એસ૦ કેન.

હિંદુસ્થાનનો રૂનો ઉદ્યોગ ઘણો ખરો સદંતર પારસીઓના હાથમાં છે, જેઓ મુંબઈની સોસાયટીમાં સર્વથી મોટો દરજ્જો ધરાવે છે, અને વળી જેઓ પોતાની અદભુત શકિત અને સાહાસીકપણાંથી ઈસ્ટ ઇનડયન વેપારમાં પણ સર્વથી શ્રેષ્ટ તત્વ થઈ પડયા છે.

મુંબઈની જીંદગી હિંદુસ્તાનનાં બીજાં શહેરોની જીંદગી કરતાં જુદી પડે છે, તેનું મુખ્ય કારણ ત્યાં પારસી વસતીનું મોટું તત્વ હોવાને લીધે છે. આ પારસીઓ અજબ ચાલાકી, સાહસીકપણું, અને કેલવણી ધરાવે છે, અને તેથી આખા મુંબઈ ઇલાકામાં અતી ઘણી અગત્યતા અને લાગવગ ધરાવનારી કોમ સમાન થઈ પડયા છે.

બેકબેના દરીયા કીનારા ઉપર આફતાબના અસ્ત પામતી વેળાએ દીનદાર જરથોસ્તીઓનાં બંદગી કરવા ઉભેલાં ટોળાઓના દેખાવ કરતાં મુંબઈમાં બીજો કોઈ પણ દેખાવ વધુ ખુશ લાગતો નથી.

પારસી કોમની સંખ્યા અને દોલતનું પ્રમાણ જોતાં, દુન્યાની તવારીખમાં બીજી કોઈ પણ એવી પ્રજા નથી કે જેણે પારસી કોમના જેટલી સખાવત કીધી હોય. પારસીઓની સખાવત ખુદ ખ્રીસ્તી ધર્મને શરમાવે છે.



### પીકચરસ્ક ઇન્ડયા,—ડબલ્યુ૦ એસ૦ કેન.

પારસીઓના પુણ્યવંત પ્રતાપે મુંબઈની માણસાઈ જીંદગી હિંદુસ્થાનનાં બીજાં શેહેરોથી તદન જુદી પડે છે, જેઓએ પોતાની ચમત્કારી ખંત, પરોપકારી પરાક્રમ, ઉદ્યોગ અને કેળવણીથી પોતાને મુંબઈ ઇલાકામાં સર્વથી ઉપયોગી અને જંગી લાગવગ ધરાવનારા બનાવ્યા છે. આ લોકો પુરાતન ઈરાની ઓલાદથી ઉતરી આવેલા છે, જેઓ મુસલમાન દોરના જુજારાને

લીધે અગ્યારસો યા બારસો વરસની વાત ઉપર સુરત શેહેરમાં આવી વસ્યા હતા, આજે તેઓની સંખ્યા સીતેર હજારની છે, જેમાંનો મોટો ભાગ મુંબઈમાં વસે છે. તેઓ ઇંગ્રેજી ઘણી સરસ બોલે છે, જે તેમની સ્કુલોમાં ઘણીજ સંભાલથી શીખવવામાં આવે છે. તેમના ધર્મનો સ્થાપનાર જરથોસ્ત હતો. આ જરથોસ્ત પોતાના ટોળાને ઉંચી કીસમની અને પવિત્ર નીતિ શીખવે છે, જે ફકત ત્રણ શબ્દો (હુમત, હુખ્ત, હુવરેસ્ત) માં સમાયલી હોય છે. એ શબ્દોનો અર્થ નેક વિચારવું, નેક બોલવું અને નેક કાંમ કરવા થાય છે. આ શબ્દો યાદ કરવાનુ તેમને એક સાધણુ સોંપેલું હોય છે, જે તેમના સુદરેહપર વિંટાળેલો પેલો ઉનનો (કુસ્તીનો) પટો હોય છે.

પારસીઓનાં ભલાં કામોની યાદી મુંબઇમાં તો ડગલે અને પગલે જોવામાં આવે છે. તેમની સખાવત માત્ર તેમની જાતમાંજ નહીં, પણ જાત ન્યાતનો ફરક નહીં રાખતાં મોહોટાં દીલથી ચોમેર તેઓએ પાંથરી નાંખી છે. તેમાં સર જમશેદજી અને તેમના નબીરાઓની સખાવતનો હીસાબ આપતાં તો પોથાના પોથા જોઈએ. હાસ્પીટાલો, સ્કુલો, દવાખાનાં, કૉલેજો અને બીજાં જાણવા જોગ મકાનો ગામેગામ, અને શેહેરે શેહેર તથા તાલુકે તાલુકે મોટે હાથે અને બોહોલે દીલે વિખેરી નાખેલાં જોવામાં આવે છે. એલફીન્સટન કૉલેજ (ભાયખલાની ટેકનીકલ કૉલેજ) ની ઈમારત, મુંબઈની બે હાસ્પીટાલો, યુનીવરસીટી હૉલ, અને સાત દવાખાનાંને માટે મુંબઈ નગરી આ બોહોળાં દીલના પારસી ટોળાનેજ આભારી છે અને રેહેશે, અને પોતાના જાતભાઈઓને માટે જે તેઓએ કીધું છે તે તો જુદું.

આ પારસી વેપારીઓની શેહેનશાહી સખાવતના ટેકામાં સર કાવશજી જેહાંગીર રેડીમની સી૦ એસ૦ આઈ૦ નો દાખલો બસ થશે. ઈ૦ સ૦ ૧૮૫૭ માં સુરતખાતે રૂ ૬૬૦૦૦ ને ખરચે એક હાસ્પીટાલ બાંધી છે. ઈ૦ સ૦ ૧૮૬૩ માં સર જમશેદજી

જીજીભાઈની હાસ્પીટાલના કંપાઉંડમાં રૂ ૯૭૦૦૦ ને ખરચે આંખની એક હાસ્પીટાલ સ્થાપી છે. પેલી પુણા ખાતેની બહુ ખુબસુરત 'સીવીલ એનજીન્યરીંગ કૉલેજ' અને મુંબઈ ખાતેનું 'યુરોપ્યન સ્ટ્રેનજર્સ હોમ,' જો આ સખાવતના શાહે ૫૦૦૦૦ પેહેલી માટે અને ૭૨૦૦૦ બીજાં માટે નહીં ખરચ્યા હતે તો તેઓ કદીબી હસ્તી પાંમતે નહીં. યુનીવરસીટી હૉલ (જ્યાં એ નામદારનું બાવલું ઉભું છે) અને એલફીન્સટન કૉલેજ (હાલની ટેકનીકલ કૉલેજ) સર કાવસજીએ સ્થાપ્યાં હતાં, જેવણે હૉલ માટે એક લાખ અને કૉલેજને માટે બે લાખ રૂપેયા આપ્યા હતા; વળી તે હૉલના સીનગારના ખરચમાં ૧૦૦૦૦ બીજા આપ્યા હતા તે જુદા.

ઈ૦ સ૦ ૧૮૬૮ માં સીંધ હેદરાબાદની દીવાનશાળાને એ શેઠે રૂ ૫૦૦૦૦ ને ખરચે જન્મ આપ્યો હતો. મુંબઈમાં જગેજગ ૫૦૦૦) ને ખરચે ઉભા કીધેલા પુવારાઓ તેમનાં નાંમની યાદ આપે છે. તેમની સખાવત ઘરથી શરૂ થઈ હતી, પણ તે ત્યાંજ અટકી ન હતી. તેમની દોલત પોતાની હમેશની ચપળતાને આધીન થઈ 'લેનકેશાયર રીલીફ ફંડ' તરફ દોડી પુગી. વળી 'ફ્રેંકો પ્રશ્યન' લડાઈના જખમી થયલા સોલજરોનાં ફંડમાં, તેમજ ઇંગલાંડની સ્કુલોનાં ફંડમાં નાણા આપી, એ પ્રમાણે ગોયા આખી દુનિયાને એવણે પોતાની સખાવતના તારે ઘેરી લીધી હતી. તેમની જાહેર સખાવતનો આંકડો ૧૩) લાખ ઉપર ચઢે છે, જ્યારે તેમની ખાનગી સખાવત ૪૦) હજારની હતી, જે સઘળી જાત અને ન્યાતના તફાવત તરફ ન જોતાં વેહેંચાયલી હતી. વળી એ શેઠે નામદાર પ્રીન્સ ઑફ વેલ્સની માંદગી દુર થવાના એક ઉપકારની નીશાની તરીકે બે હજાર રૂપ્યા લંડન ખાતે ધર્મ કરવા માટે મોકલી આપ્યા હતા.

પારસી ધર્મની એક ખાસ ખાસીઅત તેમનાં રવાનોને છેલી આરામગાહે પુગાડવા સંબંધી છે. આ દોખ્મમાં યાને 'મુંગા મી-

નારા ' (Towers of Silence) ની મુલાકાત લીધાવના કોઇ પણ મુંબઈ ફરવા આવેલા ઇંગ્રેજે જવું નહીં. આ દોખ્મમાં છેક મલબાર હીલને મથાલે આવેલા એક ખુબસુરત દીલપજીર ચમનની વચમાં આવેલાં છે. તેમની ઉંચાઈ ૧૫ ) ફીટ અને તેમનો ઘેરાવો ૯૦ ) ફીટનો છે. ઉપલા બાગમાથી સાંજે સૂર્ય અસ્ત પામતી વખ્તનો દેખાવ, પેલો ચંદ્રાકાર બેકબેનો કીનારો અને ત્યાંનાં ધસયાં આવતાં પાણી, ત્યાં ફરવા આવેલાં લોકોનો દૂરથી દેખાતો બે યા ત્રણ ઇંચિની ઉંચાઇનો દેખાવ, તાડ તથા માહારથી છવાઈ ગયલા એક ભાગમાંથી નીકળી આવેલી મીલોની ચીમનીઓ, જરા દૂર નજર કરતાં છેક—છેક પેલી ટેકનીકલ કૉલેજ, જ્યાં કાંઈ સેંકડો છોકરાઓ પોતાનો અભ્યાસ ચલાવી ગુજરાનને માટે તૈયાર થાય છે, તેની પાસેજ વીકટોર્યા ગારડનનો કલૉક ટાવર, જમણી તરફ નજર ફેરવતાં નાહાની ટેકડીઓ, દૂરથી આસમાનને વલગેલાં વાદળાં સમાન દેખાવ આપતી હુતી. વીકટોર્યા ટરમીનસનો ગુંબજ, છેક પેલીગમ દર્યાના રૂપેરી પેટ ઉપર નખરાંબાજ નારોની પેઠે નાચતી મોટા સડસાથની સ્ટીમરો, હાઈ કોર્ટની ઈમારત, રાજાબાઈ ટાવર અને કોલાબાની બીલડીંગો અને પછી દીવાદાંડી સાથે ઉપરનો દેખાવ ખતમ થાય છે.



**ગરીબાચા કૈવારી,** રવિવાર, તા૦ ૨૬ મી એપ્રીલ, ૧૮૯૬.

રાજ્ય અને જાહોજલાલી, દોર અને દોલત, પોતાનો દેશ અને વેશ, તારઅને તુમાખ અને સરવસ્વ છોડી દઈ અને પોતાનો તરીકો અને મજહબ જાળવી રાખવાને ખાતરજ હજારો કોસ દુરથી તેમજ હજારો મુશીબત વેઠીને હિંદ જેવા દુર દેસોમાં વસ્યા, અને જેટલી જેહેમત તેઓએ ઉઠાવી, તેટલી પોતાના ધર્મની જાળવણીને માટેજ ઉઠાવી હતી. તેઓએ જે દુઃખ સહન

કરતાં પોતાનો વાહાલો મુલક છોડયો હતો અને પરદેશી હાલતે બીજા દેશ દેશાવરોમાં પોતાની ચહડતી કલા તેઓએ વધારી હતી તે કાંઈ નહી પણ તેઓની ધીરજ, ખંત, ઉદ્યોગ અને વેપારી કુનેહની કુંચીને ન્યમીત ઉપયોગમાં લાવવાનું હતું.



## નાઈન્ટીન્થ સેન્ચરી, મીસ કોર્નીલ્યા સોરાબજી.

પોતાના ધંધાધાપામાં તથા જાહેર જીંદગીમાં એક પારસી સાહાસીક, ફતેહમંદ, ખંતી અને ઉદયોગી છે. તે ઘણી ચીજો સેહેલાઈથી કરી શકે છે, અને દરેક કાંમ કરવાની હુશીયારી, કુનેહ, તથા લાયકાત તે ધરાવતો હોવાથી જુદી જુદી કોમોસાથના તેના સંબંધો સુખી અને સગવડ ભરેલા હોય છે. હિંદુઓની મુવાફેક પારસીઓમાં જુદી જુદી ન્યાતો નહીં હોવાથી એક પારસીને અમુકજ ધંધો અખત્યાર કરવાની ફરજ પડતી નથી. પારસીઓમાં ઉંચ અને નીચનો તફાવત નથી, અને સઘળા ઉપર ખુદાની એક સરખી મેહેરબાની છે એમ ગણવામાં આવે છે. હિંદુઓમાં જેવી રીતે બ્રહામણ વર્ગને સ્વર્ગમાંથી ઉતરી આવેલા તરીકે માનવામાં આવે છે, તેવી રીતે પારસીઓમાં કોઈ વર્ગને માનવામાં આવતો નથી. પયેગાંબર જરથોસ્તે મોબેદો અને બેહેદીનોને એક સરખાજ ગણ્યા છે.

કોઇ પણ વખ્તે કરવામાં આવેલી દેશની વસ્તીની ગણત્રીના આંકડા ઉપરથી માલુમ પડી આવશે કે પારસીઓએ સંખ્યાબંધ ધંધાઓ અખત્યાર કીધા છે. એક પારસી, તબીબનો, કાયદાશાસ્ત્રીનો કે કેળવણી આપનારનો ધંધો કરે છે, કે નહીં તો પછી તે વેપાર ચલાવે છે. ઇરાન દેશ છોડયો તે દહાડાથીજ ખેતીવાડીને તેઓએ વિસારી મુકી છે, પણ હવે તેઓ પોતાના એ અસલ ધંધા તરફ પાછું ધ્યાન પોહોંચાડે એવાં ચીનહો માલુમ પડે છે.

ઘર સંસારમાં પણ એક પારસી સારો દેખાવ રજુ કરે છે. તે નરમ અને મળતાવડા સ્વભાવનો હોય છે અને પોતાનાં કુટુંબ

તરફનો તેનો ચાહ મજબુત રહે છે. પુર્વ તરફના બીજા લોકોની રીતભાત મુજબની વર્તણુક તે પોતાનાં કુટુંબની સ્ત્રીઓ તરફ ચલાવતો નથી. જો સ્ત્રીઓને, પુરૂષો ભોગવે છે એટલા બધા લાભો આપવામાં આવે તો તેઓ પણ પોતાના જેટલી બળવાન થઇ પડે, એવી અદેખાઈ એક પારસી ધરાવતો નથી. પોતાનાં ઘરનો ખરચ ચલાવામાં પારસીને કદાચ ખરચાલુ કહી શકાય, અને તેની આ ચાલને લીધે તે પોતાનાં અંગત સુખ સગવડોને આડે આવે એવી કોઈપણ મેહેનત કરતો નથી. પણ તેમાં કાંઈ તેનો પોતાનો વાંક નથી. કેળવણીથી તે પોતાનાં અંગત સુખોનો વિચાર કરવા શીખ્યો છે, અને કુટુંબમાં માનીતો હોવાને લીધે તેને એવી રીતે વિચારવાને ઉતેજન મળે છે.

જેવી રીતે બીજા' માણસોનો દીવસ શરૂ થાય છે, તેવીજ રીતે પારસીનો દીવસ પણ શરૂ થાય છે. પણ ફેરમાત્ર એટલોજ છે કે એક પારસીની સહવારની બંદગી તેની વટી તેનાં ઘરનો મોબેદ કરે છે. તે મોબેદ સફેદ જામો પેહેડી, ઉંચાં સ્ટુલ ઉપર બેસી, સુરજ તરફ મોં રાખી, જંદ-અવસ્તામાંથી બંદગીના સુંદર કલામો ભણી જાય છે. દરેક કુટુંબનો એક મોબેદ હોય છે, અને તે, કુટુંબના દરેક માણુસ તરફની પોતાની ફરજ વફાદારીથી બજાવે છે. આપણે આપણા કાંમ ધંધા ઉપર હોઈએ ત્યારે તે કાંઈ આપણે માટે ભલી દુઆઓ માંગે છે, એ વિચાર આપણુને સારી આશાઓ આપનારો હોવો જોઇએ. વળી નજદીકમાં આવેલાં આદરીયાનમાં સફેદ જામાવાલો એક બીજો ધર્મગુરૂ આતશના પવિત્ર કેબલા આગલ ઉભો રહી પ્રજાની બંદગીને ખુશબો, રોશની અને ગરમીના પેદા કરનારની દરગાહ તરફ ચઢતી જોયા કરે છે.

એક જરથોસ્તીને પોતાની જીંદગીમાં ધર્મની ક્રિયાઓ ઘણી વખત જાતે બજાવવી પડે છે. પારસી બાળકો, છોકરાઓ તેમજ છોકરીઓ, કોઈ પણ, શીખી શકે એટલી ઉમરનાં થાય છે કે તેમને તેઓના ધર્મની બાબદોમાં સબકો આપવામાં આવે છે.

સાત વરસની ઉમરે જરથોસ્તી બાળકોને તેઓના ધર્મનો પવિત્ર પોશાક પેહેડાવવામાં આવે છે. બાળકોના સંબંધમાં પારસીઓ સામાન્ય રીતે એવો વિચાર ધરાવે છે કે તેઓ સાત વરસની ઉમરનાં થાય તે આગમચ તેઓને ગુનાહ લાગતો નથી, સુદરેહ કુશ્તી પેહેડાવવાની ક્રિયા ઘણી લાંબી છે, પણ તેમાં જે મુખ્ય બાબદો છે તે, તે વખતે ભણાવવામાં આવતી પતેત, અને દીનનો કલમો છે. સુદરેહ બારીક કપડાંનો બનાવવામાં આવે છે. તેનાં નામનો અર્થ 'નેકી અને ભલાઈના માર્ગ દેખાડનારૂં વસ્ત્ર' એવો થાય છે, અને તેનાં નામ મુજબ પવિત્રાઇ દેખાડવા માટે, તે એક પણ ડાઘ વગરનો સફેદ રાખવામાં આવે છે, અને તેના દરેક સાંધામાં સદગુણનો બોધ દેનારાં ચીનહો માલુમ પડે છે. કુશ્તી એ ઉનના ૭૨) તારની ઝીણી દોરી છે, અને તે ૭૨)તાર યજશનેના ૭૨) હા દેખાડે છે. નવજોતની ક્રિયા કરનાર ધર્મગુરૂ તે કુશ્તી બાળકની કંમરની આસપાસ વિંટાળે છે, અને તેમ કરતી વખતે પયગાંમબર જરથોશતની એકજ ખુદાને માનવાની દીનને લગતા કલામો પઢે છે. કુશ્તીનો છેલો ગાંઠ વાળતી વખતે તે ધર્મગુરૂ બોલે છે કે 'નેકીનાં કાંમો કરો અને બદીથી દૂર રહો,' અને એ વખતથી તે જરથોશતી પોતે જે કાંમો કરે છે તેને માટે જવાબદાર ઠડે છે. કુશ્તીના દરેક ગાંઠો વાળતી વખતે એક પારસી સચાઈ, સખાવત તથા બીજા પોતાને મનપસંદ સદગુણોના કોલ આપે છે, અને એ પવિત્ર કુશ્તી તે દીવસમાં ઘણીવાર છોડી પાછી બાંધે છે, તે વખતે બંદગીના કલામો ભણે છે. એ ઉપરથી માલુમ પડે છે કે હિંદુ ધર્મને લગતું એવું જે મત છે કે, આ દુનિયાને મિથ્યા માની પેલી દુનિયામાંજ સઘળું સુખ સમજવું તેવું મત જરથોશ્તી ધર્મમાં જો કે જોવામાં આવતું નથી તોપણ જરથોસ્તી ધર્મ સચાઈ અને નેકીની રાહ અચ્છી રીતે દેખાડી શકે છે, અને નહાનામાં નહાનાં કાંમોમાં પણ સચાઈ અને નેકીનેજ જાળવવાને તે ફરમાવે છે. જીંદગીને અંધકારની શાક્તઓ સામે લડાઈ કરવા માટે બનાવેલી ગણુવામાં

આવે છે, અને માણસને રોશનીની બાજુએ એટલે ભલાઈના પક્ષમાં રહેવાને ઉતેજન આપવામાં આવે છે.

લગનની ક્રિયા કરવામાં આવે છે તે ધર્મ શાસ્ત્રને અનુસરીને પુર્વે તરફની રીતભાતો મુજબ કરવામાં આવે છે. એ જાણવું અગતનું થઈ પડશે કે લગ્નનો ગાંઠ સાત તારથી બાંધવામાં આવે છે, કારણકે સાતનો આંકડો પારસીઓમાં પવિત્ર ગણાય છે. તે વખતે કરવામાં આવતી બંદગી ( દોઆ નસીહત ) પણ મનને ખુશ કરે એવી છે. સુખ બક્ષવા માટે પેહેલાં અહુરમજદને આરાધવામાં આવે છે. ત્યાર પછી જીંદગીની જુદી જુદી બાજુ દેખાડનારા વિચિત્ર અને તરેહવાર આશીર્વાદો દેવામાં આવે છે. 'તમો બખ્તાવર થાઓ' એવા આશીર્વાદ દેવા પછી સદગુણ અને પવિત્રાઈના બોધ દેતી વખતે દર રોજની જીંદગીનાં ઘણાં સરસ નીતિ વચનો કહેવામાં આવે છે. 'પુરેપુરો વિચાર કીધા વગર કાંઈ પણ કાંમ કરતા ના, ગુસ્સો કરવાથી દૂર રહેજો, લાયકી વાળા, શીરીન જબાનના અને માયાળુ થજો, કોઈની બદગોઈમાં ભાગ લેતાના, કજીઆખોર માણસો સાથે લડતા ના' વગેરે એવા ઘણા સારા ઉપદેશો કરવામાં આવેલા છે. 'અભણ સાથે કામ પાડતા ના' એવા શીખામણના વાકયો ઓચારી ભણેલાઓની પણ તેમાં કદર બુજવામાં આવે છે. પણ 'મંડળીમાં કાંઈ પણ બોલો તે આગમચ પુરેપુરો વિચાર કરજો' એ નસીહત લગન સીવાયના બીજા કોઈ પ્રસંગ ઉપર આપેલી બંધ બેસતી થઇ પડે. તેમજ 'તમારી માતાને દુઃખ દેતાના' એ શીખામણ પણ લગ્નના આશીર્વાદ દેતી વખતે અનુસરતી થઈ પડતી નથી. ત્યાર બાદ તેત્રીસ ફરેસ્તાઓને અરાધવામાં આવે છે, અને સેવટે દુઆ ગુજારવામાં આવે છે કે 'તમારા વિચારો, શબ્દો અને કામો નેક હોજો.'

હિંદુસ્થાનમાં વસતી દરેક કોમની સ્ત્રીઓ તરફ પરદેશની સ્ત્રીઓ ઘણી દયાની લાગણીથી જુએ છે, અને ગુલામગીરીની હાલતમાં રહેતી બિચારી હિંદુસ્થાનની સ્ત્રીઓ વિષે ઘણી વાત-

ચીતો ચલાવે છે, તથા તેમને ખમવા પડતાં દુઃખોના તેઓ ખ્યાલ કરવા માંડે છે. પણ પારસીઓના સંબંધમાં તેથી ઉલટુંજ છે, કારણકે તેઓ પોતાની સ્ત્રીઓને પડદામાં રાખતા નથી, તેમજ તેઓમાં સ્ત્રીઓને પડદામાં રાખવાનો રેવાજ હોય એવું તેઓની પુરાતન તવારીખ ઉપરથી માલુમ પડતું નથી. ઇરાની બાનુઓ કેવી રીતે વણુતી, કાંતતી, વાંચતી, ઘોડેસ્વારી કરતી, કામઠું ખેંચી તીર મારતી અને પોતાનાં ઘરનો કારોબાર ચલાવતી તે દીલપજીર વર્ણન અવસ્તામાંથી મળી આવે છે. કેળવણી પાંમેલી એક સ્ત્રીને માટેની સઘળી જરૂરીઆત લાયકાતો તેઓમાં માલુમ પડતી, અને ઇરાની કુટુંબોની સ્ત્રીઓને ધર્મ સંબંધી બાબદોમાં તો એટલી બધી અગત્ય આપવામાં આવતી, કે ધર્મની ક્રિયાઓમાં પરહેજગાર પુરૂષોનાં નાંમો સાથે, પરહેજગાર ઓરતોનાં નાંમો પણ દેવામાં આવતાં હતાં. 'ઝેનો' કહી ગયો છે કે 'જે માણુસ પોતાનું દેવું અદા નહીં કરશે તે બીજા અવતારમાં એક ગુલામ, નોકર, જાનવર, કે સ્ત્રી તરીકે જન્મશે!' પણ જેઓ તેનું એ ભેદ ભરેલું લખાણુ વાંચતા હશે, તેઓને ઉપલી બાબદ વાંચવાથી કાંઇક ઠંડક વળશે.

ઉપલી પુરાતન રાહરસમો પારસીઓએ હજી સુધી જાળવી રાખી છે, અને તેઓ પોતાની સ્ત્રીઓ તરફ માન અને મરતબાથી વરતે છે.

——:0:——

**જેનરલ બોઇસ કોમ્બનું ભાષાણ,** તા૦ ૧૫ મી સપટેંબર ૧૮૯૩—કરાંચી.

કરાંચી પારસી ઇન્સટીટયુટની પાયો નાખવાની ક્રિયામાં ભાગ લેવા માટે હું ઘણો આનંદ માની લેઉંછું. પારસીઓ પ્રમાણીકપણું, સાહાસ અને નમનતાઇ માટે જાણીતા છેજ. માહારાણી સાહેબની શાહાનશાતના બરમા જેવા દૂરના ભાગમાં પણ [illegible] પારસી તો હશેજ. કોઇપણ નવો દેશ ઉઘડયો કે

ત્યાં પારસીભાઈ પોતાનો દેખાવ આપશેજ, અને તેના દેખાવ પછી જુદી જુદી કીસમના સરસામાનનું એક નહાનું જેવું કનસાઈનમેંટ પણ આવેલું જાણવું. મારે જણાવવું જોઈએ કે આ સામાન માત્ર તેના પારસી ધણીનાજ નહીં પણ તે નવા શેહેરના રેહેવાસીઓનાં સુખ--સાધનની બાબદમાં ઘણું ભલું કરે છે. એ નાનકડા ટોળાની જેમ જેમ જાહોજલાલી વધતી ગઈ છે, તેમ તેમ તેઓ શરીર કસરતોમાં અછો ભાગ લેતા આવ્યા છે. એક લશ્કરી માણસ તરીકે હું જ્યાં પણ બળ અને સાહાસ જોઉંછું, ત્યાં હું તે વખાણું છું, અને મને કહેવા દો કે, પારસીઓજ માત્ર, સુલેહ સંપજના સાંધણોમાં વેપારમાંજ પેહેલ ધરાવેછે, એટલુંજ નહીં, પણ તેઓ માહારાણી સાહેબની વફાદાર પ્રજા છે. તે વફાદારીનો તેઓએ થોડાજ વખત ઉપર આપણને એક અચ્છો દાખલો આપ્યો છે, કે જ્યારે વાલનટીઅર તરીકે સામેલ થવાની અમારી ભલામણના જવાબમાં તેઓ દીલોજાનથી માહારાણી સાહેબની શેહેનશાતનું રક્ષણ કરવાને આગળ પડયા છે. આજે આપણી ટીમને તેઓએ સારી કસરત આપી છે અને સારી પરોણાચાકરી બતાવી છે. પારસી ઈન્સટીટયુટનો પાયો નાખવાની ક્રિયામા ભાગ લેવાની અરજ મેં મોટા સંતોષ સાથે સ્વીકારી છે, અને હું તેઓના સાહાસની પુરેપુરી ફતેહ ઇચ્છુંછું. મને વધારે સંતોષ તો એટલા માટે થયો છે કે આવા પ્રસંગોથી બ્રીટીશ લોકો અને પારસીઓ વચેની મિત્રાચારીનો ગાંઠ વધારે અને વધારે મજબુત બંધાય છે.



## ગ.

### લાઈફ ઇન વેસ્ટર્ન ઈન્ડયા,—મીસીસ ગથરી, ૧૮૮૧.

પારસીઓના એક ટોળાંની હાજરીથી ભેગી થયલી મીજલસના દબદબામાં અતી ઘણો વધારો થઈ પડયો હતો. તેઓનાજ એક શ્લોકમાં જણાવ્યા પ્રમાણેના આ "ઉંચા કુળના, હીમતવાન અને

ફતેહમંદ પારસીઓ" બેશક એક ખુબસુરત કોમ છે.......પારસી બાનુઓ સીવવા ભરવા વીગેરેનાં કામમાં તદન સંપૂર્ણ ઉસ્તાદો છે. (પાનું ૧૦૪--૧૦૫, દફતર ૧ લું.)



## આફીક.—૧૮૮૭.

સર જમશેદજી જીજીભાઈ બારોનેટ તથા ફરામજી કાવસજી અને બીજાઓ મુંબઈ મધેના દોલતમંદ શેઠયાઓ ગણાતા હતા; તેઓની મજબુત મનશક્તિ, તથા યાદ રાખવા જોગ જાહેર હીંમત, અને અજબ જેવાં લોક કલ્યાણી સખાવતનાં કાંમોથી, આજના જમાનાના લોકોમાં આ દુનિયાની સપાટી ઉપર તેઓની કીર્તિ અચ્છી રીતે ફેલાવો પાંમી છે. એટલુંજ નહીં પણ તે લોકોની ખરી એખલાસ ભરી ઇમાનદારી અથવા વફાદારી જે આપણાં ઇંગ્રેજી રાજ તરફ બતાવ્યામાં આવી છે, તેને લીજે તેઓનાં નાંમો આપણા અંગ્રેજ લોકો મોટાં માનથી સદાકાળ યાદ કરતા રહેશે. અને તેઓનીજ સફનાં અથવા તેઓના જેવાજ ખવાસને મલતા હાલના સર કાવશજી જેહાંગીર, અને આનરેબલ શેઠ ફરામજી નશરવાનજી પટેલ છે.—પ્રજાના લોકોનું ભલું કરવું, તથા અંગ્રેજી રાજ તરફ માન, મોહોબત અને પ્યાર બતાવવો, તે ગોયા તેઓનાં જીગરનો કુદરતીજ ખવાસ છે, જે તેઓના દીલમાં ગોયા ઉતરતો આવ્યો છે, અને તેથીજ અંગ્રેજો એ લોકોની આવી વર્તાણુકથી બહુ સંતોષ પાંમે છે.



## આરીક, ડીસેંબર ૧૮૯૨.

ઇંગલંડથી મોકલવામાં આવેલી અનુભવી ક્રીકેટરોની એક ટીમનો પારસી ટીમે સારી પેઠે ચંપો કર્યો છે. પણ પારસીઓ જ્યારે ઇંગલંડ આવ્યા હતા ત્યારે તેઓએ ઘણો કંગાલ દેખાવ કીધો હતો, અને પેહેલા વર્ગની નહીં ગણાતી ટીમોને હાથે તેમને શીકસ્ત મળી હતી. બીજા હાથપર હિંદુસ્થાનમાં તેઓને એ ર-

મતના ખાં તરીકે લાંબો વખ્ત થયો કબુલ રાખવામાં આવ્યા છે, અને ત્યાંની કોઈ પણ યુરોપ્યન ટીમ તેમની ફતેહનો વાવટો કદી પણ હેઠે ઉતારી શકી નથી. ફીલડીંગ તથા બૉલીંગમાં તેઓ ઘણાજ મજબુત છે, અને તેમની બૉલીંગ તો એટલી બધી વિચિત્ર છે કે, 'સેતાન' સ્પોફોરટની બૉલીંગની મુવાફેક, તેમની બૉલીંગ કરવાની કુનેહ બરાબર સમજમાં ઉતરવા આગમચ કેટલોક વખ્ત સુધી અંગ્રેજ બેટસમેનો ગુંચવાઈ જાય છે અને રમી શકતા નથી. પણ પારસીઓ ફકત ક્રીકેટમાંજ સરસાઈ ભોગવે છે એમ નથી. સઘળી જાતની મરદાનગી ભરી રમતમાં મુંબઈની એ નહાની કોમ ઝીપલાવે છે, અને તેમના વચે કેટલાક એવા અછા મુકકાબાજો છે કે, ઘણાજ અઠંગ ગણાતા ત્યાંના અંગ્રેજ મુકકાબાજો સાથેજ મેદાનમાં ઉતરવાને તેઓ શક્તિવાન છે. વળી તેઓમાં કેટલાક ચાલાક કુસ્તીબાજો છે, તથા તેમની ફુટબૉલની રમતના સંબંધમાં જણાવામાં આવે છે કે તે ઘણા ઉંચા પ્રકારની છે. વળી તેઓ પોતાના અભિપ્રાય માટે કેટલા ખાતરી ભરેલા છે તે બતાવવા માટે અંગ્રેજોની પેઠેજ એ પારસીઓ શરત બકવા હમેશ તૈયાર થઈ જાય છે. જ્યારેબી ઘોડદોડની શરત થવાની હોય છે ત્યારે માતબર પારસી જવાન્યાઓ તે માટે યાહોમ શરત રમવાને તૈયાર થાય છે, પણ ભેજાંની શક્તિ તેઓ સારી ધરાવતા હોવાથી લુચા બુક–મેકરો (યાને શરત રમાડનારાઓ)ના હાથમાં તેઓ સેહેલાઈથી ભોગ થતા નથી. અજબ જેવી વાત છે કે, હમણાના વખતમાં મર્દાનગીની રમતગમતનો ઘણોજ ઓછો શોક ધરાવનારી એક કોમના લોકોમાં આવી જાતના અંગ્રેજી રેવાજ તથા શોક આમેજ થયા છે. પણ અસલના જમાનામાં, મહોમેદનોના જુલમાતને લીધે ઈરાનીઓને મુંબઈ ચાલી આવવું પડયું, તે આગમચ તેઓ એવી રમતગમતમાં બહુજ ઉલટથી લાગ લેતા હતા. તેટલા માટે એમ લાગે છે કે, મર્દાનગીની રમત ગમતને ચાહાનારી એક બીજી કોમની હકુમત હેઠલ આવ્યા, એટલે તેમનામાં તેમની અસલી

વડીલોની વળાણુ પાછી ઉભરી નીકલી હતી. અને અમને કાંઈ પણ શક નથી કે મી૦ દાદાભાઈ નવરોજજી આમની સભાના સભાસદ ચુંટી કઢાયા તેથી તેઓએ જે મોહોટો હરખ બતાવ્યો હતો, તેનું કારણ પણ અંગ્રેજોના જેવી તેમની એવી લાગણીનું હતું કે, 'બુલડૉગ' જેવા ખંતીલા અને ચીવટ પોતાને બનાવીને મર્દાનગીની રમતગમત તરફની પારસીઓની વળાણુને તેઓએ (શેઠ દાદાભાઈએ) સોભા અપાવી છે. તેઓ હાર્યા હોત, તો પણ તેઓ ખુશીજ થાત, પણ આટલાં બધાં નિરજીવ મતે તેઓ જીત્યા છે, તે માટે પણ ભારે ખુશહાલી બતાવવી જોઈતીજ હતી, અને તે બતાવવામાં આવી હતી.

### આફીક.—૨૫-૬-૯૭.

એવું કહેવામાં આવે છે કે સર દીનશાહજી પોતાની એક મીલના નફાનો હીસાબ રાખતાજ નથી પણ હમેશાં તેવણ છુપી સખાવતોના કામમાં વાપરે છે જે સખાવતોની વીગત તેવણના બેટાઓ વટીક જાણતા નથી. તેવણ ચુસ્ત જરથોસ્તી છે અને દરરોજ પોતાના ધરમને લગતી બંદગીમાં ચાર કલાક ગુજારેછે. લેડી શાકરબાઇ પણ ઘણા ઉદાર છે અને તેવણે ખુદ પોતાની દોલતમાંથી જાનવરો માટે આસપીટાલ બાંધી છે જ્યાં મુંગા જનાવરોની અછી બરદાસ થાય છે.

### બૉંબે ગાર્ડીયન.

ગયાં અઠવાડયાંનો બનાવ જોવાથી મુંબઈની પોલીસ તદન નકામી માલુમ પડી છે. આવા વખતમાં અત્રેના લોકો મી૦ ફ્રારજેટને યાદ કરેછે. પોલીસે જે ગફલતી ભરી હાલત બતાવીછે, તે વિષે સર્વ કોઈનું અત્રે એક મત છે, અને મી૦ સુટર જે કડવા સુખનો પારસીઓ માટે બોલ્યો છે, તેથી તેઓનો ગુસ્સો મુસલમાનો કરતાં તેની ઉપર વધારે ઉશ્કેરાયો છે. જે નાલાયક શબ્દો

તે બોલ્યો છે, તે સાંભળી અમે ઘણા દલગીર છિએ. એવા શબ્દો પારસીઓ ભુલી જાય તેવું લાગતું નથી. એક માણુસ જ્યારે ગુસ્સાથી કાંઈ સખુનો બોલે છે ત્યારે તેના દીલમાં કેવી રીતની ભુંડી યા ભલી નીશટા છે તે તુરતજ જણાઈ આવે છે. આ મુંબઈ શેહેરમાં પારસીઓ અજબ રીતે ખીલી નીકળ્યા છે, અને તેઓની કેળવણી, દોલત, વેપાર અને બીજી સંસારી રીતભાતોનો મુકાબલો જ્યારે મુસલમાન લોકો સાથ કર્યે છિએ ત્યારે મુસલમાન લોક કસી બીસાદમાં જણાતા નથી.

———:o:o:———

ગુજરાત શાળાપત્ર, જુલાઈ ૧૮૯૬. પાનું ૧૯૩.

વસ્તીને મુકાબલે પારસીઓ કેળવણીમાં સૌથી આગળ વધેલા છે.

——:o:——

## કાઉન્ટ આંજેલો ડ ગુબરનેટીસ.

પારસીઓને હિંદુસ્થાનના યાહુદીઓ કહેવામાં આવે છે, કાંયકે ચેહેરા વર્તણુક વગેરેમાં એ બંને કોમો વચે ઘણું મળતાપણું છે. વળી કોઈ કહે છે કે, પુરાતન વખ્તની ગુમ થયલી દસ જાતોમાંની એક જાત આ પારસીઓની છે, પણ તે બીના પુરવાર થઈ નથી. પરંતુ ઈરાન, આફ્ગાનીસ્તાન, હિંદુસ્થાન વગેરે ઠેકાણે એર્યન ભાષા બોલનારા, અને એર્યન પોશાક પેહેડનારા યાહુદીઓ ઘણા મળી આવે છે, તેથી મને યાહુદીઓ પણ અસલ એર્યન જાતમાંથી ઉતર્યા હશે એમ લાગે છે. વળી પારસીઓના માજી (મજદયસ્ની) ધર્મ અને યાહુદીઓના ધર્મ વચે કેટલુંક મળતાપણું જણાય છે. હું ધારૂંછું કે, કોઇ વિદવાન હિંદુસ્થાન ઈરાન વગેરેમાં ફરીને એ બાબદ ઉપર સારૂં અજવાળું પાડી શકશે.

આખા દેશમાં પારસીઓ પુરા એક લાખબી નથી, પણ તેમનો મોટો ભાગ મુંબઈ ઈલાકામાં અને મુખ્ય કરી મુંબઈ

શેહેરમાં વસે છે, તેથી મુંબઈ શેહેર 'પરસીપોલીસ' (યાને પારસીઓનું શેહેર) એ નામને લાયક છે. પારસીઓનું જોડાણુ, તેમની ચંચલાઈ, કેળવણી, દોલત અને ઉદારતા તેમને હિંદુસ્થાનના પચીસ કરોડ આદમીઓની વસ્તીમાં આગેવાન જગ્યા આપે છે. ધર્મ સંબંધી બાબદ ઉપર પારસીઓ ગંભીર ધ્યાન આપે છે. મુંબઈના ઉડતાલીસ હજાર પારસીઓમાં આઠસો અને પાંસઠ ધર્મગુરૂ છે. બીજા હાથપર ધર્મની આવી લાગણી છતાં કેળવણીમાં તેઓ પછાત નથી. કારણુ કે એકલાં મુંબઈમાં એકસો અને એકતાલીસ પારસી માસ્તરો અને ચોતરીસ સ્ત્રી શીક્ષકો છે. મુંબઈની સુંદર અને રોણકદાર ઈમારતોથી ખુશ થનારાઓ જાંણીને અજબ થશે કે એ શેહેરની મોટી વસ્તીમાં પારસીઓ પુરા પાચમા ભાગ જેટલાબી નથી, તોપણ તેઓના ટોળામાંથી તેતરીસ સીવીલ ઈજીનેરો મુંબઈના કુલે ચોરીઆશી ઈજનેરોમાં છે. બીજા હાથ ઉપર મુંબઈના દસ હજાર ભીખારીઓમાં પુરા છબી પારસીઓ ભીખારી નથી. જો કે પારસીઓ બીજી દેશી કોમો કરતાં જબરા નથી, કે તેમની સ્ત્રીઓ બીજી કોમની અબળાઓ કરતાં વધારે તનદરોસ્ત નથી, તોપણ પારસી બચાંઓનાં મરણુની સંખ્યા ઘણી ઓછી રહે છે. તેમની મનશકિત ઉંચા પ્રકારની છે, તેમનાં દીલ ઉદાર છે. પારસી સ્ત્રીઓ ખુબસુરત, કાળી આંખ અને હસતા ચેહેરાની હોય છે, તેઓ ચાલાક અને કેળવાયલી હોય છે, તેઓના બાલ કાળા અને સુંદર હોય છે, પણુ તે માંથાંબાના નામના સફેદ કટકા તળે ઢાંકી દીધેલા હોય છે. મર્દો તથા ઓરતો જેઓને જાતી શોભા વિષે જરાબી કાળજી હોય, તેઓ કદી ખુલે માથે ફરતાં નથી. સંસારી મેળાવડાઓમાં પારસી બાનુંઓની ખુબસુરતીનો બાહાર બહુ દીપી નીકળે છે. દાવર હૉલમાં સર ફ્રાંક સુતર (મુંબઈની પોલીસનો કમીશનર) નાં માનમાં થયલાં ખાંણા વેળા અરેબ્યન નાઈટસનાં કલ્પીત વર્ણુનો યાદ કરાવે એવો પરીયાંની મીજલસ જેવો એક દેખાવ જોવાની મને તક મળી હતી. સઘળા પારસી

આગેવાનો, તેમના વડા ધર્મગુરૂઓ, પારસી બાનુઓ વગેરે મોટે ભાગે એ મીજલસમાં હાજર હતાં. તેમનાં ઘરેણાં અને કપડાંનોજ બડો બાહાર મારતો હતો. ગરીબમાં ગરીબ પારસી સ્ત્રી પણ બે ત્રણ રેશમી સાડી અને થોડાંક ઘરેણાં ધરાવે છે.

મુંબઈમાં પારસીઓ બીજી જાતો કરતાં ઓછા હોવા છતાં, તેઓ જાહેરમાં બહુ ભાગ લેતા હોવાથી તેમની વસ્તી અગણીત જણાય છે. બેંકોમાં, દુકાનોમાં, આફીસોમાં સંધે પારસીની ટોપી ધ્યાન ખેંચી રહેછે. પોતાના ખાનગી અને જાહેર તેહેવારો પણ તેઓ બીજી જાતોની પેઠે ખુણે પરદે નહીં પણ ખુલ્લા દેખાવથી પાળે છે.

તા૦ ૨૮ મી સપટેંબરનો દીવસ મેં આખો પારસીઓ પાછળજ રોકયો હતો. સહવારના પોહોરમાં ડાકટર ડા. કુનાહનાં ઘરની હેઠળની એક પારસી દરજી (કોટવાલા ભેસાન્યાની રેશમી કાપડવાલા) ની દુકાનમાં જઈને મેં એક પારસી છોકરા અને એક પારસી છોકરીનો સંપુર્ણ પોશાક તૈયાર કરવા ફરમાવ્યું—કુશતી વગર પારસી પોશાક સંપુર્ણ ગણાતો નથી. એ પવિત્ર દોરો કેમ બાંધવો તે વગેરેની સમજ દુકાનમાંના પારસી મદદનીશે મને આપી હતી. વળી તેણે પોતાની એક નાની (ખોરદે) અવસ્તાની ચોપડી મને બતાવી, જે ચોપડીની બહુ સંભાળ લેવાની કબુલાત આપવાથી, તેણે મને ભેટ આપી. એ ચોપડી સાથ પારસીઓની પવિત્ર ચીજોનો મારો સંગ્રહ સંપુર્ણ થયો છે.

હોટેલમાં પાછો ફર્યો તે વેળા મને મુંબઈના પારસીઓના વડા ધર્મગુરૂ દસ્તુર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાના તરફથી એવી મતલબની ચીઠી મળી કે, તેવણ મારી ઓળખાણ કરવાને ઇચ્છે છે. આ વિદ્વાન ગૃહસ્થ જેવણ શાથે કેટલાંક વરસો થયાં મને પત્ર વેહેવાર ચાલતો હતો, તેવણની મુલાકાત મુંબઈ છોડવા અગાઉ લેવાનો મારો વિચારજ હતો; પણ તેવણનું ઠેકાણું અને તેવણ પારસીઓમાં જે માન ભર્યો દરજ્જો ભોગવે છે, તેની મને ખબર ન હતી. પારસી દસ્તુરોમાં તેવણ પેહેલા દરજ્જાના

અને સૌથી વિદ્દવાન છે. ધર્મા લાગણીના પારસીઓના તેવણ ‘આર્ચબીશપ’ જેવા છે, અથવા ગમે તો ‘પોપ’ જેવા કહો. તેવણુની જીંદગીની સાદાઈ, તેવણુની બોહોળી વિદ્દવતા, તેઓના દેખાવની ગંભીરાઈ, તેવણુની ખરાં દીલની પરહેજગારી અને તેવણુના દીલની ખરી મોટાઈ માટે તેવણુના ધર્મવાલાઓ તેવણુને ભારી માન આપે છે. પારસીઓના મોહોલાઓમાં તેવણુ એક ઘણુાજ સાદાં મકાનમાં પોતાના પુત્રો અને પઉત્રઓ વચે એક મોટા બાવાની પેઠે રહે છે.

---

## દીલ્હી ગેઝેટ, ૧૮૭૧.

સાચો ધર્મ કરવાનો એક ઉમદા દાખલો પારસીઓ હિંદુસ્થાનના ખ્રીસ્તીઓને બતલાવે છે, તે નકલ કરવા જોગ છે. ભુખે મરતા પારસીઓ ટોળાબંધ ઇરાંનથી મુંબઈ આવ્યા છે, જેઓને તેમના જાતભાઈઓ ખોરાક, પોસાક અને ઉતારાની જગ્યા આપે છે, અને પોતાની શકિત મુજબ તેઓને લાયકના ઘણાએક ધંધાઓ આપવાની ગોઠવણો કરે છે. શરૂઆતથી તે આએર તુલીક આ માટેનો ખરચ ઘણો થશે, પણ પારસીઓનો ખવાસ ઉદાર દીલનો તથા ધર્માતુ છે, અને સારાં ભાએગે મુંબઈ મધે ઘણાક પારસીઓ તવંગર છે. મોટાં દીલના માણુસો પાસે દોલત હોવીજ જોઈએ. બ્રીટીશ રાજ્યની અંદર મોટાં મોટાં ધર્મનાં કામો, જે આગળ નહીં જણાયલાં હતાં, તે પારસીઓએ બજાવ્યાં છે. તેઓની આબાદી અને ઉદારતા જોઇને ખુશી થવાનાં કારણો મળે છે. ખ્રીસ્તીઓએ તેઓ ઉપરથી ઢડો લેવો જોઈએ છે, અથવા તો પોતાને સવાલ કરવો કે વરસની ગણત્રીનાં પત્રકમાં તેઓ પોતાંનું નામ ખ્રીસ્તી તરીકે કયાં ગ્રકે છે.

---

**બૉંબે ગેઝેટ, ૧૬–૭–૩૮**

આપણા પારસી મિત્રો જેઓ આ દેશના દેશીઓ વચે વેપાર વણજમાં સૌથી આગળ વધેલા છે, અને જેઓના જેવા સાહાસીક વેપારીઓ થોડાજ હશે, તેઓએ સસારી બાબદમાં પણ એક પગલું આગળ ભર્યું છે, કે જેના દાખલાપરથી આગળ ચાલતાં દેશીઓમાં કદાચ મોટો સૂધારો થશે.



**બાબે ગેઝેટ, તા૦ ૧૪–૨–૭૪.**

બદચાલના મુસલમાનોનાં એક ટોળાંને ગઈ કાલે બે ત્રણ કલાક સુધી દેશીઓની વસ્તીવાલા મોહોલ્લાઓમાં જે હુલડ મચાવા દીધું હતું, તથા સુલેહ સંપજ ભર્યા (પારસી) શેહેરીઓને કતલ થતા જખ્મી કરવા દીધા હુતા, તથા કીમતી માલ મીલકતોનું જે ભારે નુકસાન થવા દીધું હતું, અને નામદાર માહારાણીનાં રાજ મધેની એક ખરેખરી વફાદાર પ્રજાના પવિત્ર ધર્મનાં મકાનોને અપવિત્ર થવા દીધાં હતાં, તે બાદ પોલીસના વડા કમીશનર મી૦ સુટરને ગઇ કાલે મુંબઈની યુનીવરસીટીના ફેલોની જે પદવી બખ્શવામાં આવી હતી તે ગોયા એ સઘળાં કાંમના માનની ઈધાણી દાખલ હોવું જોઈએ એમ અમે ધાર્યે છિએ. મુસલમાન જ્ઞાતના કેટલાક લુચાઓનાં ટોળાના મનસુબા વિષે, મુંબઈમાં છેલ્લા થોડાક દહાડા થયાં સાધારણ રીતે વાત ચાલતી હતી. તેઓના હુમલાથી લોકોના જાન માલની સલામતી રાખવાને, પોતાના હાથ હેઠળનાં માણસોની ગઈ કાલની અજબ જેવી બેદરકારી વિષે મી૦ સુટર કાંઈ ખાતરી ભર્યો ખુલાસો નહીં આપી શકે તો અમારાં મત પ્રમાણે તેને તેના ઓધા ઉપરથી બરતરફ કરવો ઘટે છે. પારસીઓ તરફ અમે કાંઈ ખાસ દયા દેખાડયે છીએ એમ કોઈએ અમારી તરફ શક ભરી નજરથી જોવું નહીં, પણ એ એકમાર્ગી, ઉદયોગી અને આબરૂદાર શેહેરીઓપર ગઈ કાલે જેવા જુલમ ગુજર્યો છે, તેવા જુલમથી જો

તેઓને બચાવામાં નહીં આવે તો પોલીસ શું કામની ? એટલુંજ નહીં પણ સરકાર પોતેબી શું કામની ? હિંદુસ્થાનના સઘળા ભાગોમાંના ઝનુની અને ફીતનાખોર માણસો, જેઓ હરેક ટોળાના લોકોની સામે વગર અટકવે ફીતનાબાજી કરવામાં, તથા હરેક શખ્સ જે મહમદને ખુદાના પયગામબર તરીકે નહીં માને તેની ખરાબી કરવાની કોશેસ કરવામાં સદા તૈયાર હોય છે, તેવા શખ્સોનુંબી આ મુંબઈ શેહેર અડ્ડું મથક થઇ પડયું છે. પણ જો તેવા તોફાનીઓ સાથે જો આપણે ( ઇંગ્રેજો ) બરોબર રીતે કાંઈ બજાવ્યે, યાને તેઓની સામે થઈએ તો તેઓ તદન ધિક્કારવા જોગ દુશ્મનો માલુમ પડે છે. પણ જો તેઓને છુટા રેહેવા દીધા હોય તો, આ શેહેરમાં કોઈ હાકમ નથી એવું તેમના મગજમાં ઠસે છે, તેથી એવું અંધેર સમજીને મોહોરમના દીવસોપર મનગમતા કામો કરવાની ઉલટ પકડે છે, અને એવી રીતનો લાભ લેવાને તેઓ કદી પણ ચુકતા નથી........પારસીઓને અહીંઆની સરકાર તરફથી જો પુરતો ઈન્સાફ નહીં મળે તો, તેઓ એક જાહેર સભા ભરી, પોતા ઉપર વીતેલી આફતોનો અહેવાલ ઘડી કાઢી, સેક્રેટરી ઑફ સ્ટેટ ઉપર મોકલી આપશે તો તે કાંઇ પણ રીતે ગેરવાજબી ગણાશે નહીં.



## ૫.

ચંદ્રશેખર, ૨૨-૭-૯૫.

હરકોઈ નીશપક્ષપાતી ને ચોખા દીલના માણસ કબુલ કરશે કે આપણા દેશીમાં પારશી લોકમાં સોએ પોણોસો પવીત્ર ને ન્યાયી દીલના નીવડે છે. તેની ખાત્રી થવા માટે હાલ વડોદરામાં દક્ષણી ગુજરાતી અને પારસી અમલદારની અમુક સંખ્યા લઇ તેમાં પ્રમાણીક કેટલા છે, લાંચીયાસી પારસી કેટલા તે વીચારમાં લીધાથી સેજ ખાત્રી થશે કે પારસી કોમમાં પવીત્ર ને કુલીન

વીચારના ઘણા હોય છે, આથી પરમેશ્વરની પણ તેમના ઉપર કૃપા હોવી માનવી એ અસંભવીત નથી.

ઘણાક દક્ષીણી ગુજરાતી અમલદારોમાંના કેટલા પ્રમાણીકને કેટલા લાંચીયા તેનો વિચાર કરતાં પોણો ભાગ લાંચીયા ને પા ભાગ પવીત્ર જણાશે.

ખા. બા. કુવરજી કાવસજીની પવીત્રતા માટે જેટલી પ્રસંસા કરીએ તે કમી છે.

ખા. બા. સોરાબજી જાંહાગીરજી (તાલ્યારખાન) માજી સીટી ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટ કે જેના પ્રમાણીકપણા માટે મોટી તારીફ ઘટે છે તેવીજ રીતે તે નીસપ્રાહી હતા.

ખા. બા. દીનશાહજી (તાલ્યારખાન)ની સમજ ગમે તેમ પણ લાંચ રૂશવતની વાત સ્વપને સાંભળે નહિ, તો લે તો શાના. આ એક અમુલ્ય ગુણ છે.

ખા. બા. (જમશેદજી અરદેશર) દલાલ સાહેબ માટે પણ ઉત્તમ કીર્તી ફેલાઈ છે.

ખા. બા. કેરશાસ્પજી (રૂશતમજી દાદાચાનજી) સાહેબના સ્વભાવ, પ્રજાપર દયા અને કેવલ ન્યાય બુદ્ધી તેમ મનની પવીત્રતા માટે પ્રજા અંતઃકરણથી ખુશી માને છે તેવીજ રીતે ખા૦ બા૦ મેહરવાનજી સાહેબ ન્યાય તખ્ત માટે પ્રસંસાને કારણ રૂપ નીવડયા છે.

ડાકટર (માણેકજી મનચેરજી) ગીમી સાહેબમાં પણ નીશપ્રાહીપણું ગરીબ માટે દયા આ ગુણ સ્વભાવીક છે.

ફતેપુરા માજીસ્ટ્રેટ ખા૦ સા૦ મેહેરવાનજીથી કોઈ કાંમમાં તેવી સમજથી ઉલટ થાય નહિ તો એકંદરીમાં પવીત્ર વીચારના છે એમ હરકોઈ સાફ દીલના અને ખરૂં સમજનાર લોકનું માનવું છે. લાંચ રૂશવત ન લેતાં ન્યાય બુદ્ધીથી કામ કરે છે આ માજીસ્ત્રેટ સાહેબ માટે હીમત ધરી કહેવા હરકત

નથી. ન્યાય તખ્ત ઉપર આવા પવીત્રને કુલીન ગ્રહસ્થ માજી-સ્ટ્રેટના ઓધાથી પ્રજાને યોગ્ય ન્યાય આપે એ સામાન્ય વાત નથી પણ એક પુરૂષાર્થ છે.

આવા નેક ન્યાયી તે ખરા ખોટાના ભેદને સમજનાર માજીસ્ટ્રેટના હકકમાં પ્રજા અંતઃકરણથી દુવા માંગે એ કહેવાથી વધારે નથી.

---

ફ્રેંડ આવ ચાઇના, ડીસેંબર ૧૮૪૪.

પારસી લોકોના વડવાઓનાં ઘણાંએક કુટુંબો મુંબઈમાં આવી વસ્યાથી, મુંબઈની આબાદાની થઈ છે, એવું ઘણુખરૂં કારણ જાણ્યામાં આવે છે. પારસીઓ જેઓ અંગ્રેજી રાજ્યના વા-વટા હેઠળ પ્રકાશી નીકળ્યા છે, તેઓ ઉગમણુ પ્રાંતના સર્વ દેશીઓ કરતાં ઘણાજ ઉદયોગી અને ચંચળ છે. હિંદુસ્થાનમાં જે યુરો-પીઅન વ્યાપારીઓ આવે છે, તેમના તેઓ દલાલ થઈ પડેછે. જે યુરોપીઅન વેપારીઓ દોલત મેળવે છે, તેઓ જ્યારે પાછા યુરોપમાં પોતાને વતન જાયછે ત્યારે પોતા સાથે તે દોલત લેતા જાય છે. પણ એ પ્રમાણે પારસી વેપારીઓ કરતા નથી, કેમકે જે જગોએ પોતાનો વેપાર ચલાવે છે, તે તેઓનું વતન છે, અને તેઓના ઉદયોગ તથા ચંચળાઈથી મેળવેલી દોલત તેજ જગોએ કાંમે લગાડયામાં આવે છે, તે ઉપરથી મુંબઇનો ટાપુ આબાદ થયલો છે. મુંબઈમાં વાહાણુ બાંધવાનાં લાકડાંની પેદાયશ નથી, અને બીજો હર તરેહનો સામાન બનતો નથી તે છતાં પારસી વાડીઆઓ ૪૫૦) થી તે ૧૨૦૦) ટન સુધીનાં બારકશો બાંધી શકેછે, તે બીજાં શેહેરોમાં બંધાયલાં બારકસો કરતા વધારે મજ-બુત હોય છે, અને તેઓ સારી ચાલનાં ગણાય છે. મુંબઈના વેપારીઓનો ૪૫) થી વધારે બારકશોનો કાફલો છે.

---

## ફ્રેન્ડ ઓવ ચાઇના તા૦ ૩૦—૧—૫૮.

અમોને જાણવાથી જે ખુશાલી ઉતપંન થઈ છે, તે જાહેર કરવાને અમારી પાસ પુરતા શબ્દોજ નથી કે કનટાન ખાતે ચાલેલા સખ્ત દુકાળની ખબર ગયા બુધવારનાં અમારાં પત્રમાં વાંચીને હોંગકોંગના પારસીઓએ એક મિત્રના કહ્યા પ્રમાણે ઘણાજ જુજ વખ્તમાં બે હજાર ડાલર એકઠા કીધા. તુરત અનાજનો એક જથ્થો બારકશ ઉપર ચહાવ્યો, પાગર આપી એ બારકશને કનટાન ખાતે લઈ જવા સારૂ કેપટન હાલ પાસે એક ગનબોટ માંગી લીધી, અને આવતા મંગળવારે એ અનાજ વહેંચી આપવામાં આવશે. અમે એટલુંજ કહીએ છિએ કે સખાવતની આગેવાની કરવામાં શું પારસીઓ ખ્રીસ્તી લોકોને પછાત પાડવા માંગે છે?

કનટાન ખાતેથી મળેલી ખબર મુજબ અત્રેથી મોકલેલું અનાજનું બારકસ ત્યાં જઈ પુગ્યું છે, અને તેજ દને ભુખમરાથી ઘણી માઠી અવસ્થામાં આવી પડેલા ૧૫૦૦) પ્રાણીઓને ખોરાક આપવાને રેવરંડ મી૦ એલ્યટને બની આવ્યું છે. આ અનાજની કાંજી બનાવી ગરીબ લોકોને આપતી કરવાનું કાંમ ત્યાં ચાલુછે.

---

## મી૦ ચીલ્ડર, એમ. પી.

પારસીઓ એક ધ્યાંન પુગાડવા જોગ પ્રજા છે, અને ઇંગ્રેજો સાથ છુટથી ભેળાવાને લીધે હિંદુઓ તથા મુસલમાનો કરતાં જુદીજ કીસમના લાગે છે. તેઓ ઘણા સુંદર અને ધ્યાંન ખેંચનારા છે, અને તેઓ બ્રીટીશ સાહેતા તળે ઘણી ઝડપથી આગળ વધે છે.



## ૪.

**ધી જરનલ,** રવીવાર, ૨૯ માર્ચ ૯૬.

પારસીઓ એક અતી ખેંચાણકારક પ્રજા છે. તેઓ એક ઇશ્વરને માનનારા છે, અને આત્મ જ્ઞાનના આગલા તરીકાઓ જાળવનારી સઘળી પ્રજાઓમાં તેઓ વધુ જ્ઞાનીઓ છે. તેઓ સૂર્ય યા આતશને ખરેખર પુંજતા નથી, પણ તેઓને કુદરતની મહાન શકિતઓનાં અલંકાર રૂપો ગણી માન આપે છે.



**કોચબીલડર્સ આર્ટ જર્નલ,** ૧૮૯૪.

મી૰ પેસ્તનજી પ્રેસ મુંબઇના એક પારસી ગાડી બનાવનારા છે. અમે વારંવાર આપણા ઉદ્યોગમાં નાંમ કાઢનારા હિંદી તથા સંસ્થાનો ખાતેના ભાઇબંધો વિષે બોલતા રહયા છિએ, જેઓમાંના કેટલાકોએ પોતાની હુનરમંદી અને કુશલતાથી સારૂં નામ મેળવ્યું છે, તેઓમાંના એક મી૰ પેસ્તનજી પ્રેસ છે. મુંબઇમાં બલ્કે હિંદી શેહેનશાતમાં પારસીઓની વસ્તી બહુ નહાની છે, પણ ઇન્સાફને ખાતર જણાવવું ઘટે છે કે એ કોમ દેશી વસ્તીનો અતિ ચંચળ ભાગ ગણાય છે. એઓ પોતાની બહુ સરસ ધંધાદારી કુનેહથી માન અને દોલતના ધણી બને છે. આથી, તેવા ટોળાની સફમાંથી દેશી ગાડી બનાવનારાઓ ઉગી નીકળે તેમાં અચરત થવાનું કાંઇ નથી. મી૰ પેસ્તનજીને અમારી ભાઇબંધીમાં દાખલ કરતાં અમને ખુશાલી ઉપજે છે, અને તેમના સાહાસ તથા લાયકાતને ઘટતી ફતેહ અમે ઇચ્છિયે છિએ.



## ઇન્ટર નેશનલ જર્નલ ઑાવ ઈથીક્સ, અક્ટોબર ૧૮૯૬,
## પ્રોફેસર એ. વી. ડબલ્યુ. જેકસન.

હાલના વખતમાં બાદશાહી સખાવત માટે મુંબઇના પારસીઓ અથવા હાલના જરથોસતીઓ કરતાં કદાચ બીજા કોઈ પણ લોકો મશહુર નથી. સઘળું લેતાં એમ કહેવાઈ શકાય કે, જરથોસતી ધરમની ખરી ખુબીની વધારે મજબુત સાબેતી તે ધરમ પાળનારા આજના લોકોની વરતણુક કરતાં બીજી કોઈ રીતે મળવાની નથી. એ ધરમ પાળનારાઓ તે હીંદુસતાનના પારસી લોકો છે, જેઓ મહોમેદનોના હુમલા પછી ઈરાનથી ધરમ ખાતર દેશનીકાલ થયલા લોક છે, અને બાકીના ઈરાનમાં હજી રહેનારા જરથોસતીઓ છે. સઘળી મળી તેઓની એક લાખ માણસની વસતી છે, જેઓમાં નજદીક ૯૦ હજાર પોતાનાં જનમ વતનમાં નહી પણ મુંબઈમાં અને આજુબાજુ રહે છે. પેલા બેકટ્રીયાના કદીમ બેકટ્રીયન ડાહયા પુરૂશે શીખવેલાં ફરમાનોની ખરી કીંમત દેખાડનારા તેઓ જીવતા દાખલા છે. ધરમ સંબંધી બાબદોમાં પોતાનાં કદીમોનાં ચુંનદા ફરમાનો તેઓ પવીત્રાઈથી પાળે છે. તેઓ પોતાના પાડોશીઓ સાથે મીત્રાચારી અને મોટાં દીલ સાથ રહે છે. તેઓ મધયમપણું, વીચારવંત રીત અને પાક દામાનીથી પોતાની જીંદગી ગુજારે છે, અને સખાવત તથા ઉદારતા માટે તેઓની કીરતી આખી દુનીયામાં ફેલાયલી છે. એકથી વધુ બાયડી કરવાનો તેઓમાં રીવાજ નથી. તેઓ ફકત એક બાયડીને પરણવાના રીવાજને ચુસત વળગી રહેનારા છે. લગનના કોલ તરફ બેવફાઈ લગભગ નહી જણાયલી છે, અને પારસી સ્રીઓમાં વેશીયાપણું કવચીતજ દીસે છે. જુઠાઇ, દગલબાજી અને કરજ સામેનો ધીક્કાર હાલના પારસીઓમાં તેટલોજ તીક્ષણ છે, કે જેટલો ૨૦૦૦ વરસ ઉપર જોયામાં આવતો. સેવટે જો આપણે જરથોસતી ધરમને સામટી રીતે લઇયે અને જે પુરાણા વખતમાં તે શરૂ થયો હતો તે ધયાનમાં લઇયે, તો આપણે એ ખાતરીબ-

રયા ચુકાદા ઉપર આવીશું કે, બાઈબલે બસારત કરેલા ધરમ ઉપરાંત ખ્રીસ્તી ધરમ નહી માનનારી પ્રજાઓમાં જરથોસતે ઈરાન માટે ફરમાવેલા ધરમના કરતાં નીતીનો વધારે ચહડતો માપ, અને સદગુણો માટેની વધારે નાદર કાયદાપોથી શોધવાં મુશકેલ પડશે.



સીંધના કમીશનર મી. એચ. ઇ. જેમ્સનું ભાષણ—કરાંચી, તા૦ ૨–૬–૯૪.

નવાઈ જેવો સંજોગ છે કે, ગઈજ રાતે અચણુચ, મારે હાથ આવેલી બરાબર ૧૦૦) વરસની એક પુરાણી એટલે કે ૧૭૯૪ માં લખાયલી ચોપડીમાં તે વેળાના પારસીઓ વિષે એક જાણવાજોગ ફકરો મારા વાંચવામાં આવ્યો હતો. તેમાં કેટલીક વિગતો ઘણી ધ્યાન ખેંચનારી હોવાથી હું તે મારી સાથે ઉતારી લાવ્યો છું, અને તમને તે વાંચી સમજાવીશ. લખનાર બીજી વાતે પારસીઓના સારા વખાણ કરે છે, પણ શરૂઆતમાં તે તેથી ઉલટું લખે છે. દાખલા તરીકે મુંબઈનો કોટ કે જે મેં નવી ગટરોની અગાઉના વખતમાં જોયલો મને યાદ છે, અને જે તે વખતે ઝાઝી જોવા લાયક સ્થિતિમાં ન હતો, તેને વિષે લખીને આગળ વધતાં તે જણાવે છે કે 'પારસીઓ, પોતાના સંસારી કાંમકાજોમાં બહુ ફુવડ લોકો છે' આ ટીકા વાજબી કહી શકાય એમ મને લાગતું નથી, કેમકે ૧૦૦) વરસની વાત ઉપર કોઈબી શેહેરમાં બહુ ગલીચી ભર્યો મામલો હશેજ. મુંબઈના વેપારીઓ વિષે લખતાં મજકુર લખનાર ટીકા કરે છે કે, 'હિંદુસ્થાનમાં સૌથી સરસમાં સરસ વાહાણો મુંબઈના પારસીઓનાં બાંધેલાં છે, કે જેઓ તદન એકલે હાથે યુરોપ્યનોની સેહેજબી મદદ લેવા વીના બાંધે છે, અને વાહાણ શરૂ થાય ત્યારથી તે તે બંધાઈને દર્યામાં ઉતારવામાં આવે ત્યાં સુધી છેક છેડાવેરના તેના બાંધકામમાં તેમનોજ એકલો હાથ હોય છે.' નસીબની પારસીઓ ઉપર અજબ મેહેરબાની છે, પણ એમ બોલતી વખતે સાથે ઉમેરી આ-

પવાની જરૂર છે કે, તે મેહેરબાનીને તેઓ તદન લાયક છે. 'બોંબે હેરલડ' પત્રના તા૦ ૪ થી અકટોબર ૧૭૯૦ ના અંકમાં લખવામાં આવે છે કે "અમને આ તકે શેઠ સોરાબજી મનચેરજી (રેડીમની) ની સખાવતની નોધ લેતાં બહુ હરખ ઉપજે છે, કે જેવણની વર્તણુક બહુ તારીફ લાયક છે. હાલ ચાલતા દુકાળ દરમેયાન સર્વ કોમોના બે હજારથીબી વધુ ગરીબોને દરરોજ પોતાને ખરચે જમાડવાનો તેવણે બંદોબસ્ત કીધો છે. પારસીઓની ઉદારતાના બીજા બી દાખલા આપી શકાય એમ છે. કેટલાક પારસીઓ દર અઠવાડયે ગરીબ યુરોપ્યનોને પગાર ઉપરાંત ખોરાકી કપડાં વગેરે ચાલુ આપ્યા જાય છે." પારસીઓ યુરોપ્યનો સાથની નાણાં સંબંધી ધીરધારમાં ઘણાં ઉદાર દીલથી વર્તે છે, તે વાત્ત બી જાણીતી છે. પારસીઓમાં કોઇબી વખ્તે કોઈ ભીખારી જોવામાં આવતો નથી. તેઓની સ્ત્રીઓ યુરોપ્યનો જેવી રૂપવંતી હોય છે, અને પાક દામાન માટે તેઓ સારી જગતમાં વખણાયલી છે.

* * * * * *

* તમો આ ઉતારા ઉપરથી જોઈ શકયા છો કે, આગલા વખ્તમાં તમારે માટે શું બોલાતું હતું. મને જણાવતાં ખુશાલી પેદા થાય છે કે કાંઈ બી બાદ કર્યા વીના એજ ટીકા આજના વખ્તમાં બી તમને લાગુ પાડી શકાય. ૧૦૦ વરસ ઉપર મુંબઈના પારસીઓ જેવા સખી તથા સાહાસીક હતા, તેવાજ સખી તથા સાહાસીક પારસી ગૃહસ્થો આજે કરાચીમાં બતાવી શકાશે. દાખલા તરીકે મી૦ હોરમશજી જે. રૂસ્તમજીને લેવો, કે જેવણને આજના મેળાવડામાં હાજર નહીં જોઈ મને દલગીરી ઉપજી છે. મને યાદ છે કે સીંધમાં ૨૪) વરસની વાતપર ૧૮૭૦ ના સાલમાં એમની અને મારી પેહેલી મુલાકાત થઈ, તે વખ્તે આજ મોહોલ્લાને નાકે આવેલી એક નહાની દુકાનમાં એવણ રેહેતા હતા, જ્યારે આજે એક એવા મોહોટા મેહેલમાં એવણ રહે છે કે જે મહારાણીજી વીકટોરીઆને માટે વટીક સોભા ભર્યો ગણાય. ૧૦૦)

વરસની વાત ઉપરના મી૦ સોરાબજી મનચેરજીની જગ્યાએ આજે મી૦ એદલજી દીનશાહ આપણી વચે છે, કે જેવણ દુઃખી અબલાઓ માટે અરધા લાખને ખરચે એક આસ્પીટલ બંધાવનાર છે. કરાંચીના આપણા પારસી ગૃહસ્થો સખાવત કે સાહાસના બાબમાં ૧૦૦) વરસના પારસીઓ કરતાં કોઈ વાતે પછાત નથી, અને ઉઘરતી ઓલાદ બી વાજબી રીતે આગળ વધતી રહી ને પોતાની ફરજ બજાવે છે. તેઓ બાહાદુર અને મર્દાનગી ભર્યા આસામીઓ છે, જેઓ કેટલીકવાર ક્રીકેટમાં અમને માર મારી જાય છે. તેઓ શુરા વાલંટીઅરો છે, અને તેમના ડ્રીલ શીખવનારા ઉસ્તાદો મને કહે છે કે બીજા ઘણા ખરા વાલંટીયરોથી ઉલટી રીતે તેઓ પોતાની કવાયદનો વખ્ત ઓછો કરાવવાને બદલે, સામો તે લંબાવવા માંગે છે, કે જે વર્તણુક તેઓનો સીપાહને છાજતો હીંમતવાન ખવાસ દેખાડે છે.

* * * * * *

* * * * * * આજના વખ્તની એક ઇંગ્રેજી ચોપડીમાં પારસીઓ વિષે મારાં વાંચવામાં જે આવ્યું છે, તે ટાંકી બતાવીને આ બાળકોને હું આગ્રહ સાથ ભલામણ કરીશ કે પારસીઓનાં એ ચોપડીમાં આપેલાં વર્ણનોને સાચા નીવડવાને તેઓએ યત્ન કરવો તે ચોપડી ચેંબરની 'એન સાઇકલોપીડયા' છે જેમાં પારસીઓનો અહેવાલ આપતાં ટીકા કરવામાં આવી છે, કે 'હિંદુસ્થાનના પારસીઓ, તેમજ ઈરાન મધેના તેમના ગરીબડા હમજાતીઓ ઈમાનદારી, ઉદયોગ અને સુલેહ ભર્યા ખવાસના બાબમાં એક સરખા ઉત્તમ વર્તણુકના જણાયલા છે.' મારી ખાતરી છે કે આજે અત્રે ભેગાં થયલાં સર્વ બાળકો આજના પારસીઓ જેવાંજ ઈમાનદાર, ઉદયોગી અને સુલેહ ભર્યા નીવડે, એમ ચાહાવામાં મારી સાથ તમો સર્વે સામેલ થશો.



## ૮.

### ટાઇમ્સ ઓવ ઇન્ડયા, ૧૫-૧૦-૯૧

પ્રોફેસર શીલીએ પોતાની મુસાફરીનાં કરેલાં ભાષણોમાં જે શબ્દો પારસીઓ વિષે ઉચાર્યા છે, તે પેહેલી નજરે જોતાં અજાયબી પમાડે છે. સાૈથી વધારે સુલેહ ભર્યા, અને સાૈથી વધારે સુલેહ ચાહાતા, તથા સાૈથી ઓછા લડાયક લોકોનું (પારસીઓનું) નાંમ લડાઈ અને જીતો સાથે જોડવું, એ પેહેલી નજરે જોતાં ગોઠવી કાહાડેલું અને ખ્યાલી નજર આવે છે. પણ જો એ લોકોની ચાલચલણની, તેઓની તવારીખમાં બનેલા બનાવોની, અને જે મોટાં ટોળાંએ એક વખ્તે, તે વેળા જણાયલો તમામ પુર્વ તરફનો મુલ્ક તાબે કીધો હતો, અને પશ્ચિમનો મુલ્ક યુરોપખંડ જીતવાની અણીપર હતા, જેવામાં તેઓના હાથમાંથી તે મુલ્ક જતો રહયો હતો, એવા ટોળાના હાલના પારસીઓ વંશજો હોવાથી, તેઓની જો આપણે વધારે બારીકીથી તપાસ કર્યે તો આપણને માલુમ પડશે કે પ્રોફેસર શીલીના આ બોલો તદન બંધ બેસતા છે. કારણ કે ઇંગ્રેજો કે જેઓએ હિંદુસ્થાન જીત્યું છે, તેઓ બી ઘણું કરીને બાપદાદેથી વેપારી લોકો હતા, અને હાલ પણ વેપારી લોકો છે. ઝનુની મુસલમાનો કે જેઓએ એક હાથમાં તરવાર તથા બીજા હાથમાં કોરાન પકડી હતી, તેઓના હુકમથી પારસીઓએ પોતાનો ધર્મ છોડવા કરતાં દેશવટો ભોગવવાને તથા આપદાઓ ખમવાને પસંદ કર્યું. પણ જો તેઓ 'ઈનીઅસ'ની પેઠે પોતાની સાૈથી વાહાલી ચીજો સાથે પશ્ચિમ તરફના ઠંડા મુલ્કો તરફ ભટકીઆ હતે, અને હિંદુસ્થાનની સુસ્ત કરી નાખનારી હવાવાલી જગ્યામાં રહયા ન હતે, તો તેઓ પોતાના બાપદાદાની લડાયક વળાણો વંશ પરંપરા ચાલુ રાખવાને શક્તિવાન થયા હતે, અને દુનિયામાં હાલના કરતાં જુદુંજ નામ કાઢતે. પણ બન્યું છે તેમ તેઓએ પોતાની દેશી તથા પોતાના બાપદાદાઓની રીતભાતો

છોડી દીધી. જે સૌથી કીંમતી બોજો તેઓએ પોતાની સાથે લીધો તે કીંમતી આતશ હતો. તોફાની પવનના સપાટા ખમતા અને હવાથી હાડમાર થયલા તેઓ મેહેમાનગીરી બતાવતા હિંદુસ્થાનના પશ્ચિમ કીનારા તરફ આવી પુગ્યા, તે વખ્તથીજ તેઓએ અહીંઆ વાસો કીધો છે, અને એને (હિંદુસ્થાનને) પોતાનું વતન કરી ગણે છે. તેઓ ઈસ્વી સનની આઠમી સદીની શરૂઆતમાં અહીંઆ આવી વસ્યા હતા, અને તે વખ્તથી હમણાં સુધી અહીંજ વસ્યા છે. આ પ્રમાણે સેકસન લોકોના જરમનીમાંથી ઈંગ્લંડમાં આવી વસવાને ૩૦૦) વરસ ગુજર્યા પછી, અને નોરમનોનાં ઈંગ્લંડમાં આવી વસવાની ૩૦૦) વરસ આગમચ પારસીઓએ હિંદુસ્થાનમાં આવી વાસો કીધો હતો. તોપણ જ્યાં તેઓ ઠરી ઠામ થયા, તે જગ્યાના લોકો સાથ ભેળાવાથી અલગ રહયા હતા. તેઓ જ્યારે હિંદુસ્થાનમાં આવ્યા હતા ત્યારે મુઠીભર જેટલા હતા, તેઓ પાસે કાંઈ પણ સાધણો ન હતાં, વળી તેઓ કસો લાગવગ અથવા સત્તા ધરાવતા ન હતા, અને તેઓના જેવી બીજી (નહાની) કોમો સાથે સરખાવતાં હિંદુસ્થાનમાં જે વખ્તે તેઓએ વસવાત કીધો હતો, તે વખ્તે જીંદગી માટેની ભારે લડતમાંથી સહી સલામત બચી રહેવામાં તેઓજ માત્ર એકલા હતા. પોતાની ચાલચલણ અને રીતભાતોમાં કાંઈ પણ ફેરફાર કર્યા વગર જીંદગી માટેની ભારી લડતમાંથી ફતેહમંદ રીતે બાહેર આવવામાં અને જીંદગી ટકાવી રાખવામાં તેઓએ યુક્તિઓ વાપડી છે. કાયદા પ્રમાણે જોશો તો પારસીઓના સરખી બીજી નહાની કોમો એવી હાલતમાં આવી પડતાં સદંતર નાશ પામી છે, અથવા તો આસપાસની બીજી અસંખ્ય કોમોમાં ભેળાઈ ગયલી છે. પણ પારસીઓએ તો લગભગ ૧૨૦૦) વરસ પરદેશમાં ગુજારવા છતાં, પોતાનું આખું સ્વરૂપ, તેઓનાં મોહોડાંનો ઘટમ, અને સર્વ ઉપરાંત તેઓનો ધર્મ એમનો એમ જાળવી રાખવાને શક્તિવાન થયા છે. સઘળી તરફથી વેહેમ અને ઘણા ખુદાને માનનારા લોકો વચે વસવાટ

કરવા છતાં, તેઓ એક ખુદાને માનવાના ખાલેશ ધર્મને વળગી રહયા છે; સુસત અને નસીબ ઉપર ઈતબાર રાખી બેસનાર લોકો વચે રહેવા છતાં, તેઓએ સાહાસીકપણું અને જોખમ ખેડવાની ઉલટ જાળવી રાખ્યાં છે, અને હિંદુસ્થાનના કાળા ચેહેરાના લોકોવચે વસવા છતાં, તેઓના મોહડાંનો ઘટમ અને રોનક જળવાઈ રહયાં છે, એ વાત સોથી પેહેલાં યુરોપ્યન મુસાફરોનાં ધ્યાનમાં આવી હતી.

તેઓએ પોતાના ચેહેરાની રોનક કેવી રીતે જાળવી રાખી છે, તેનાં કારણો સોધવાની બાબદ ઘણી મનોરંજક થઈ પડશે. પણ તે વર્ણવવાની અમારી મતલબ નથી, તેથી એ બાબદ એ અન્તયબ જેવા લોકોના ફીલસુફ તવારીખનવેશો માટે અમો છોડી દઈએ છિએ. અમો તેઓની ચાલ ચલણને કમાનનાં જેવી ખાસીઅત ધરાવતી ગણ્યે છિએ. હિંદુસ્થાનની પોતાની મુસાફરીમાં પારસીઓએ પોતે મોટી મોટી જીતો થતી તપાસી છે જે વખ્તે હિંદુસ્થાન જીતવાને હુમલાઓ કરવા શરૂ થયા, તેજ વખ્તે લગભગ પારસીઓ અહીંઆ આવી વસ્યા હતા. વળી તેઓએ મુસલમાનોએ કરેલા હુમલાની ફતેહો થતી જોઈ હતી, અને હિંદુસ્થાન દેશને મુસલમાન અમળની હેઠળ જતો જોયો હતો. તેઓએ પઠાણ અને આફગાન વંશજોની ચઢતી પડતી દીઠી. વળી તેઓએ ઉજબેક (મુગલ) લોકોનાં ટોળાંનું મધ્ય એશીયામાંથી ધસી આવવું, અને મુગલ શાહાનશાતનું સ્થાપન થવું તપાસ્યું. અકબર પાદશાહ કે જેણે તેઓના વડા ધર્મ ગુરૂઓ માહેલા એકને ધર્મ સંબંધી તકરારો ચલાવાને પોતાની દરબારમાં આવવાને નોતરૂં દીધું હતું, તે અકબરશાહના વખ્તમાં મુગલ શેહેનશાત પુર્ણ કળાએ ચઢી હતી, તેથી કરી આખાં હિંદુસ્થાનમાં સુલેહ સંપજ અને આબાદી ફેલાયલી હતી, જે સુખ પારસીઓને ભાગેપણ આવ્યું હતું. એ પછી મુગલ રાજની ધીમે ધીમે પડતી થઈ ગઈ, અને જે થોડો વખ્ત સુધી મરા-

ડાઓની સત્તાથી હિંદુ રાજ્યની ચઢતી થઈ તેબી તેઓએ તપાસી. તેઓ રાજદવારી બાબદોમાં ઝાઝો ભાગ લેતા નહોતા, અને એ કારણથી તેઓ બચી જવા પાંમ્યા. બેશક હિંદુસ્થાનમાં વસવાથી, તેઓને તેમની લડાયક વલણો છોડી દેવાની ફરજ પડી, અને કદાચ આ કારણથી તેઓને ખમવું પડયું હશે, તોપણ થોડાજ વખ્તમાં તેઓ પોતાનાં નસીબને તાબે થયા. જ્યારે પેહેલ વેહેલાં પારસીઓએ હિંદુસ્થાનમાં પગ મેલ્યો તે વખ્તે તુરતજ સંજાનના રાજાએ તેઓ પાસેથી હથ્યાર છોડાવી દઈ સુલેહ સંપજમાં ધંધા રોજગાર ચલાવવા એવી શરતો તેઓની પાસે કરાવી લીધી હતી. પારસીઓ એ કરારનામાંને વળગી ચાલ્યા હતા; કારણ કે પેહેલ વેહેલેથી તેઓનું ધ્યાન એક એવા ધંધામાં રોકાયલું હતું કે જેથી કરી તેઓ હાલની હાલતે પુગા છે. ધંધાને લાયકના ગુણ અને ધીરજ ભરી અકકલ ધરાવા માટે તેઓ આ મુબઈ ઈલાકામાં વસતી સઘળી દેશી કોમોમાંની મુખ્ય કોમ તરીકે મશહુર છે. એક નવીજ બાબદ જે ઘણી ઉપયોગી થઈ પડે એવી હોય, તે બાબદ દાખલ કરવામાં તેઓ મોટું મન બતાવે છે, એવી રીતે પુર્વ તરફ વસનારાઓમાં માત્ર જાપાનીશોનેજ તેઓ મળતા ઉતરે છે. એવું જણાય છે કે બીજી બાબદોમાં બી તેઓ જાપાનીશો સાથે મળતા આવે છે. પારસીઓની પાછલી તવારીખ ઉપરથી જણાય છે કે જે સંબંધ વેહવાર હિંદુસ્થાનને યુરોપ સાથે હતો તે સંબંધ વેહવારમાં પારસીઓનો મુખ્ય ભાગ હતો, ઇંગ્રેજો સાથે માયાળુપણે વર્તવામાં અને એ રીતે તેઓ સાથે લેવડ દેવડ ચાલુ રાખવામાં પારસીઓ સૌથી આગેવાન હતા. મુખ્ય કરી તેઓમાંથીજ પશ્ચિમનો સૂધારો, ત્યાંના લોકોની રીતભાત અને કાયદા કાનુનો હિંદુસ્થાનની બીજી પ્રજાઓમાં ફેલાવો પાંમ્યાં છે. યુરોપ્યન કેળવણી, હુંનર, અને ઉદયોગ હિંદુસ્થાનમાં દાખલ કરવાને તેઓએ મુખ્ય ભાગ લીધો હતો. ખરેખર તેઓની કોમે મેળવેલી પદવી ઘણા અગત્યની છે, તે માટે પારસી કોમે તેને વળગી રહી ચાલવું જોઈએ, અને

હુલડાઈ ભર્યાં કાંમો તથા વગર વિચારની હીલચાલોથી પોતે મેળવેલી પદવીને ભયમાં નાખવી નહીં જોઈએ. તેઓ જે સ્થિતિને પુગા છે, તે તેઓની તવારીખમાં બનેલા સેંકડો વરસોના બનાવોનું પરિણાંમ છે. ઈ૦ સ૦ ૧૩૨૦ માં જોરદેં નામનો એક ફ્રેંચ પાદરી, થાણા મધે એક મીશનરી ખાતામાં આવ્યો હતો, તે વખતે તેનું સૌથી પેહેલ વેહેલું ધ્યાંન પારસીઓ તરફ ખેંચાયું હતું.

બીજી પારશીઓ વિષેની જાણવા લાયક ખબર ગ્રોસ નામે મુસાફરે ઈ૦ સ૦ ૧૭૬૬ માં 'વૉએજ ટુ ધી ઈસ્ટ ઈન્ડીજ' નામની કેતાબ છપાવી પ્રગટ કીધી છે, તેમાં આવી છે. મી૦ પટેલ કે જેવણે પારસીઓની તવારીખ 'પારસી પ્રકાશ' નામનાં પુસ્તકમાં આપી છે, તેવણે આ મુસાફરનું મત ટાંકયું નથી, તો જો કે તેમાં જણાવેલા અહેવાલ ઉપરથી પારસીઓ વિષે સારૂં મત બાંધવામાં આવ્યું છે. પારસીઓનું, તેઓના ધર્મનું, તેઓ જેવી રીતની નીતિઓ પાળે છે તે વિષેનું, મી૦ ગ્રોસે આપેલું બ્યાન પારસીઓ વિષે સારી સમજણ આપનારૂં છે, તે છતાંબી મી૦ પટેલે પોતાના પુસ્તકમાં તે ટાંકી બતાવ્યું નથી. મી૦ ગ્રોસ જેણે પારસીઓ વિષે સારી માહીતી મેળવી હતી એવું તેના લખાણ ઉપરથી જણાય છે, તે લખે છે કે "એ તો ચોકસ છે કે ઓછામાં ઓછી જે નીતિ હિંદુસ્થાનમાં વસતા પારસીઓ પોતાની સંસારી તેમજ ખાનગી જીંદગી ગુજારવામાં પાળે છે, તે જે નીતિ બીજા સઘળા લોકો પાળે છે, તેના કરતાં વધારે પવિત્ર અને વધારે નિર્દોષ છે.



**બૉંબે ટાઇમ્સ,** ૪-૩-૪૩.

નામીચી સત્તા ઉપરથી અમોને ખબર મળી છે કે મુંબઈની બીજી દેશી કોમો કરતાં પારસીઓ વધારે વિદવાન, તેજ બુદ્ધિના, ચાલાક અને દ્રવ્યવાન સાથ સખી દીલ ગુર્દાના ગૃહસ્થો છે.

* * * * * *

અમો ઘણીવાર પારસીઓ વિષે ચરચા કરવાને હરેક બાબદ ચુંટી કાઢયે છિએ, કારણ કે અમો તેઓને યુરોપીઅનો જેવા ચાલાક અને સૂધરેલા દેશીઓ સમજ્યે છિએ. તેઓ તકરારની બાબદમાં ઘણા હાજર જવાબી અને વિશ્વાસુ છે, તથા માહિતગાર અને જવાબી છે. પારસીઓની સારી ચાલચલણ દુનિયામાં આશકારા કરવા માટે અથવા જ્યાં તેઓને માન, ઇજ્જત તથા મોહોટાઈ આપવાની હોય છે, તે સઘળી વેળાએ તેઓની હીમાયત કરવામાં અમો જરાબી વખત ખોહોતા નથી.

———:0:0:———

**લંડન ટાઇમ્સ,** ૧૩-૧૪-૧૫ મી ફેબરૂઆરી ૧૮૭૪.

ગેયા વીસ વરસોની અંદર કોઈબી એવું સખત હુલડ મુંબઈમાં થયું નથી. જેમ સીખ લોકો અને મુસલમાનો વચે ઉઠેલા ઝઘડાઓ ઘણા દૂર દેશો સુધી મોટી વસ્તીની જગ્યાઓ ઉપર ફેલાય છે, તેમ સારાં ભાગ્યે પારસીઓ અને મુસલમાનો વચેની મારામારી ઝાઝી ટકતી નથી. પારસીઓની વસ્તી તો થોડીજ છે. પણ હિંદુ સીખ લોકોની વસ્તી ઘણી મોટી અને મુસલમાનોની વસ્તીના જેટલી છે, અને ફકત એક ગરમ બોલની ઉશકેરણીથીજ અગણીત ખરાબીઓ સેહેજવારમાં થઈ પડે છે. એજ કારણ ઉપરથી હિંદુસ્થાનના બીજા ભાગોના રેહેવાશીઓ પારસીઓ સાથના બખેડા ઉપર ઝાઝું ધ્યાન આપતા નથી. પણ ખુદ મુંબઈમાં તો એ બખેડો, અલબતે વાજબીની રાહે, સર્વ કોઈનું ધ્યાન ખેંચનારો થઈ પડયો હતો. હિંદુસ્થાનના પશ્ચિમ કોસ્ટા તરફના જંગલીઓની સંખ્યા ઉપરાંત ખુદ મુંબઇના મુસલમાન રેહેવાશીઓની સંખ્યા ઘણી વધારે છે. પણ પારસીઓની વસ્તી પીસ્તાલીસ હજારનીબી નથી. તેઓ બંગાળદેશના, બંગાલીઓની મીસાલે કેળવણી પાંમેલા છે. કેટલાકો તો પારસીઓને હિંદુસ્થાનના પશ્ચિમ કોસ્ટા તરફના યાહુદીઓ જેવા

ગણે છે. ઉગમણ પ્રાંતના દેશોની તમામ વસ્તીના (યાને એશીયા ખંડના) લોકો કરતાં એ પારસી ટોળો મનની હુશીયારીમાં ઘણો વધારે ચંચલ છે. તેઓ દોલતમાં, વેપારની ઝડપમાં, અને ચાલાક મનશક્તિમાં ખરેખરજ બીજી જાતોના લોકો કરતાં ઘણાજ શ્રેષ્ઠ છે. યુરોપ્યન લોકો સાથે દરેક જાતના વેપારની હરીફાઈ કરનારાઓ એજ લોકો છે, એટલુંજ નહીં, પણ, ઘણી વખત જે કામમાં યુરોપ્યનોઓ હારી ખાય છે, તે કામ ફતેહમંદીથી બજા લાવીને ફાવી જનારાઓ એજ પારસીઓ છે. કલકત્તાની ઉગમણ દીશાના ગામોમાં, તેમજ એડન તથા ઈરાની અખાતના કોસ્ટા તરફનાં શેહેરો સુધી ઘણાજ દૂર દરાજ લટાઓમાં પહોંચી વળી પુર આહોશીથી ધંધો રોજગાર કરનારા એજ પારસીઓ છે, અને બીજી ઘણીક રીતીઓથી, એક શેહેરની પ્રજા તથા રહેવાશીઓ તરીકે ઘણા કીંમતી ગણાય છે.



**લંડન ટાઇમ્સ,** તા० ૧૩–૬–૮૭.

મુંબઈના પારસીઓ લાંબો વખત થયો પોતાની ધર્મી ઉદારતા માટે જાણીતા છે અને મરહુમ સર જમશેદજી જેવણ પોતાની ઉદારતા માટે આખી શુધરેલી દુનીઆમાં પ્રખ્યાત હતા તેવણના દાખલાની તારીફ લાયક નકલ—હાલના વખતમાં બીજા પારસી ગ્રહસ્થ સર દીનશા માણેકજી પીટીટ તે મુંબઈના શેરીફે કરી છે. આ તેજ ગ્રહસ્થ છે કે જેવણે થોડા દીવસ થયા ઈમ્પીરીઅલ ઈનસ્ટીટયુટમાં ૧૦૦૦) પૌંડ મોકલી આપ્યા હતા તથા હાલ તેમણે નોર્થબ્રુક ઇનડયન કલબની લાઈબ્રેરી માટે તેટલીજ રકમ મોકલી આપી છે. વલી થોડોજ વખત થયો મુંબઈમાં સ્ત્રીઓ માટે કાલેજ સ્થાપવા ખાતર મુંબઈ સરકારને રૂપીઆ ૧॥) લાખની પાદશાહી રકમ તેવણે આપવાની માંગણી કીધી છે. આગલી બીજી કેટલીક સખાવતો જોડે આ સુધાં છેલ્લાં વીસ વરસમાં તેવણે ૧૫) લાખ રૂપીઆ સખાવતના કામોમાં આપ્યા

છે જે કામ એક અતી ઉદાર સ્વભાવ જાહેર કરે છે. અને જુબીલીના હીંદી ગેઝેટમાં "નાઈટહુડ" ના માન માટે પસંદ કરેલાઓની ટીપમાં તેવણનું નામ જોઈ તેવણના—સ્વદેશીઓમાં ઉત્પન્ન થયલા હરખનું કારણ એ ઉપરથી સમજાય છે. સર દીનશાહ માણેકજી પીટીટ જેવણ ૬૪ વરસની વયના છે તેવણની કારકીરદી પશ્ચીમ ઈલાકાના રૂના ઉદયોગની ખીલવણી સાથ જોડાયલી છે અને ત્યાંની છ મોટામાં મોટી મીલોના તેવણ મુખ્ય માલેક છે. બેશક હીંદુસ્તાનમાં આ ઉદયોગ અમેરીકન સ્થાનીક લડાઈ વખતે સ્થાપવા તથા જાથુકના પાયાપર મેલવાનું માન તેવણને સામાન્ય રીતે આપવામાં આવે છે. આ હિંમત ભરયા સાહસમા ફતેહ મલવાથી આપણે જાણીને અજબ થઈશું નહી કે રૂની ખેડણીના આ શરૂઆત કરનારે વધારે મોટી દોલત ભેગી કરી છે. પણ આપણા ધ્યાનપર સર દીનશાહનો મુખ્ય દાવો ખોદાએ પોતાને આપેલી બક્ષેશનો ઉપયોગ કરવાની તેવણની રીતને લીધે છે. તેવણને વાજબી રીતે "પારસી પીબડી" કહી શકાશે અને તેવણની ઉદારતાઓ વધારે વખાણને એટલા માટે લાયક છે કે તે માતર એકજ વર્ગ, જાત કે ધર્મમાં અટકી નથી.



**સર રીચર્ડ ટેમ્પલનું** ભાષણ મુંબઈ, તા૦ ૧૧–૮–૭૭.

હું પારસીઓ વિષે થોડુંક બોલવા માંગુંછું. પારસીઓ, આખા એશીયા ખંડમાં તમારૂં લોહી તદન ભેળ વગરનું અને સ્વચ્છ છે. તે લોહી તમારી રગોમાં વંશપરમપરાથી ઉતરતું આવ્યું છે. તમારા લોહીમાં બીજી કોમનું લોહી ભેળાયું નથી તેથી તે સાફ કહેવાય છે. તમો અસલ ઈરાનીઓની ઓલાદના છો. તમારાં શરીરમાં પુરાતન પાદશાહી લોહી દોડે છે. તમો જાલ અને રૂસ્તમના લોહીના બાહાદુર બેટાઓ છો, માટે તમારે મગરૂર રહવું જોઈએ. તમોએ પોતાની ઉંચી તોખમ અને ઓલાદને મોટા ખ્યારથી જાળવી રાખી છે. તમો ઈરાનના રહેવાસીઓ છો.

તેની કીર્તિથી તમારાં નાંમો દીપી નીકળ્યાં છે. જુઓ તમારા જમશેદ, ફરીદુન, કેકાઉસ, સોરાબ અને રૂસ્તમ જેવાઓએ કેવાં માહાભારત કામો કીધેલાં છે, તે ઉપર વિચાર કરો. આ કાંમોને માટે અમો અંગ્રેજો વટીક તેઓની યાદ કર્યે છિએ. તેઓએ મોટા મોટા મુલ્કોમાં કેવી આબાદાની ચલાવી છે? તથા પ્રજાનાં ભલાં માટે કેવાં મોટાં મોટાં ધર્માતુ, ઈન્સાફી, અને દયાળુ કામોનો પાયો નાખી ગયા છે! તે નાંમો તમોને કેટલાં વહાલાં છે, તે યાદ કરો; તેમને ભુલો ના. તમો તેજ ઓલાદના છો એવું આજે તવારીખની નોધ દેખાડી આપે છે.

ઈરાનનો હાલનો શાહ જ્યારે છેલો ઇંગલાંડ ગયો હતો, તે વેળા તેને પુષ્કળ માન મળવાનું કારણ એજ હતું કે તેને દરાયસ હીસ્તાસ્પીસની ગાદીના વારેસ દાખલ લોકો સમજતાં હતાં. પણ દરાયસ અને તેના બેટા જરકસીસના ખરાં ફરજંદો તો તમો પારસીઓ છો. તમોજ તેમની ઓલાદથી ઉતરેલા છો. તમારામાં તેઓનું લોહી છે, તેમની આગમચના જમાનાપર જઈએ તો, જણાય છે કે પારસીઓમાં જમશેદ, ફરીદુન અને હુશંગ જેવા દાનેશમંદ પાદશાહો થઈ ગયા છે, કે જેઓનાં નામો કથા અને ધુમસમાં લપેટાઈ ગયાં છે, તોપણ તેઓ મોટા શેહેનશાહો થઇ ગયા હતા, જેઓએ બોહોળા વિસ્તારનાં રાજપાટો સ્થાપ્યાં હતાં. તે રાજ્યોની જમીનને નેહેરોથી અને જળ માર્ગોથી ભરી નાંખી હતી, અને પોતાની પ્રજાના ભલાંને અર્થે રાજદ્વારી કાંમોનો પાયો નાખ્યો હતો.

વધારે પાછલા જમાનાપર આવતાં, સાસાન્યન તખ્કકાની સૌથી વધારે ભરૂસેદાર તવારીખ મળે છે. જેમાં અર્દશીર, શાપુર, અને નોશીરવાન આદેલ જેવા શેહનશાહો થઈ ગયા છે, કે જેને માટે તમે લોકો મગરૂર છો. તેઓ માણસ જાતનું ભલું કરનારાઓ માહેલા ખચીત પેહેલા પાદશાહો હતા. અને પારસી ભાઈઓ, તમારે યાદ રાખવું કે તમો બી તેજ ઓલાદના છો. શાહનામું

એક તવારીખ છે, પણ જ્યારે હું તે વાંચુંછું ત્યારે મને તેમાંથી મોટો ધડો મળે છે. તમારા પેહેલવાનોએ ઘણી જેહમતો ખેંચી છે. રૂસ્તમે સાત હફતેખાનો તોડયાં હતાં, દેવો અને રાક્ષસોની લડાઈઓમાં કેવી મોટી ફતેહો મેળવી હતી! અસ્પંદીઆરેબી હફતેખાનો તોડયાં છે. વરૂઓ તથા સિંહોને માર્યા છે, એક મોટો અજદહા માર્યો હતો, બીજાએ મોટાં દેવસ્થાનો તોડયાં છે. એ જો કે કાંઈ નહીં પણ શરેહ છે, તોપણ તેમાં મોટો ભેદ છે, કે તેવી મોટી મુશ્કેલીઓ તે પેહેલવાનોએ ટાળી છે.

પારસીઓ હું તમોને ફરીથી કહુંછું કે તમો તેઓની ઓલાદના છો, અને તે ઓલાદનું લોહી તમારી રગોમાં ફરે છે. રૂસ્તમ અને અસ્પંદીઆરે જેવી રીતે વાઘ, વરૂ અને અજદહા રૂપી દેવોને તોડીને હફતેખાનો વીટાડયાં છે, તેવાંજ મોટાં કામો બજાવાની પારસીઓના હાથમાં હજી સઘળી જોગવાઈ છે. પણ તે રૂસ્તમ અને અસ્પંદીઆરની મુવાફેક હફતેખાનો વીટાડવાનાં નથી, પણ પારસીઓને તો બીજું મોટું મેદાન પડેલું છે, તેમાં તેઓને જે કાંમો બજાવાના છે, તેબી એક જાતનાં હફતેખાનો છે; અને તેમાંબી મોટી કીર્તિ છે. તમોને જણાઉછું કે તમો તમારા દેશના ફાયદાઓને માટે મેદાન પડો. આપણું શેહેર મોટું છે, તેમાં મોટી ઇમારતો છે, તે માત્ર ખાલી દેખાવ છે, તે આપણે સર્વે જાણ્યે છિએ. આ સઘળા બાહેરના ભપકા પાછળ, ઘણી કંગાલ્યત, ખરાબી, અને બદીઓ ભમટી ફરે છે, કે જેથી આપણાં ખુશનુમા શેહેર વિષે જો સચાઈ જાહેર થાય તો એ શેહેર કોઈ વખ્તે બાહેરથી સફેદો લગાડેલી કબર પણ કેહેવાય. માટે કોઈ બી વખ્તે જ્યારે કાંમ પડે ત્યારે તમો રૂસ્તમ અને અસ્પંદીઆર જેવા થજો, અને હીંમતથી બાહેર પડજો. તમારી ઓલાદના કાનુન પ્રમાણે હું કહુંછું કે સખાવત કરીને બેસી રહેવું નહીં, પણ જેઓને જોઇએ તે આપવું. હાસ્પીટાલો છે, પણ સારૂં નહીં થઈ શકે તેવાં દર્દીને માટે કાંઈ કરવું. તેએને

રેહેઠાણો મળી શકે એવું કાંઈ બજા લાવવું. દર્દની ઉતપતિ નહીં થાય તે માટે કાંઈ કરવું, અને ચેપી રોગ જેવાં દર્દોને માટેબી કાંઈ કરવું જોઈએ. તમો તવંગર પારસીઓ, ગરીબોને માટે એવાં રહેઠાણો બાંધો કે જેમાં નાચારો–કે જેમને સગવડથી અને મલાહુજાસર રેહેવાનું પણ નથી મળતું તેઓ–કરારથી રહી શકે. ગરીબોને માટે એવી નીશાળો સ્થાપો, કે તેમાં નાચારોનાં રખડતાં બાળકો થોડીબી કેળવણી લઈ શકે, તથા બીજું એ કે જેઓ બીચારાઓ તદન બેદરકારી અને અજ્ઞાનપણાંથી જીંદગી ગુજારી ગુનેહગાર થતાં હોય તેમને સુધારવા માટે ઉદયોગ શાળાઓ સ્થાપો.

હવે જો તમો એવાં કાંમો બજાવશો, તો તમો એ હાલના જમાનામાં રૂસ્તમ અને અસ્પંદીઆરે તોડેલાં જેવાં હફ્તેખાનો તોડેલાં કહેવાશો, અને એજ મોટાં હફ્તેખાનો તમોને આ જમાનામાં વટાવાનાં છે. તમો જાણતા હશો કે આપણ જ્યારે નહાના બચ્ચાં હતા ત્યારે ચુનાની તવારીખ ઉપરથી એવું શીખવવામાં આવતું હતું કે પુરાતન ઇરાનીઓ તે પારસીઓના ખુદ વડવાઓ પોતાનાં બચાંઓને ત્રણ ચીજની તાલીમ આપતા હતા; પેહેલું ઘોડેસ્વાર થવું, બીજું અછા તીરંદાજ બનવું, ત્રીજું અને છેલ્લું સચ્ચાઈને વળગી રહેવું. હવે હાલમાં જો કે એમ ઘોડા કેળવવાનું અને તીર મારવાનું કાંમ રહયું નથી, તોપણ તનદરોસ્તી વધારનારી કસરતોથી બદનને ખીલવવાની પારસીઓને ઘણી અગત છે. તમો એ ખરેખરા ઇરાની પારસીઓ તમારા વડવાઓની પેઠે તમો પણ અંગબળની ચાલાકી, નીતિ અને સચાઈને વળગી રેહેજો. હવે જો તમારી પુરાતન તવારીખમાંથી મેં આપેલા દાખલાઓથી તમો થાકા નહીં હોતો, શાહનામું, જે પુરાતન પારસીઓની ખરીજ નોધ છે, તેમાંની એક સુંદર વાતની યાદ આપું છું. સામના બેટા જાલને તેનાં માબાપે નાપસંદ કરી તથા બીહીને અલબુરજ પાહાડ ઉપર નાખી દીધો ત્યારે પેલાં અજબ સરખાં પક્ષી શીમુર્ગે તે જાલ, જેબી

તમારો એક મોટો પેહેલવાન થઈ ગયો છે, તેને પાળી પોશીને મોટો કીધા પછી તેનાં માબાપને પાછો હવાલે કરતી વેળા તે શીમુર્ગ જે એમ બોલયું હતું કે "મને યાદ કરવાને કદી ભુલતો ના; મેં મોટી મમતાથી રાત અને દીવસ તારી સંભાળ રાખી છે, અને એક બાપના હરખથી મેં તારી સઘળી હાજતો પુરી પાડી છે; વાસ્તે એ જાલ, તારી ધવાડનારીને તું ભુલતો ના. હજીબી મારી તરફ ઇમાનદાર રેહેજે, અને મારૂં જીગર હમેશ તને સાહાય થશે." હવે એ જાલની કાહાણી, ઈરાન છોડી આવેલા હાલના એમના પારસીઓ સાથે હુબહુ મળતી આવે છે. એટલે જાણું જાલ તે તમો પારસી લોકો અને પેલું શીમુર્ગ તે અંગ્રેજ સરકાર છે. તમો લોકો ધર્મની જાળવણીને માટે તમારૂં વતન તજી આવ્યા છો, કે જે ધર્મના કેટલાક કાનુનોને અમો ખ્રીસ્તીઓ વટીક ઘણી સારી રીતે સમજીએ છિએ. કેમકે એ ધર્મે સર્વથી ઉત્તમ એ સીખવ્યું છે કે માંણસોએ મરણ પાંમવા પછી પાછા ઉઠવાનું છે, અને આ જીંદગીમાં જે કાંઇ સારાં કે માઠાં કામો થયાં હોય તેનો ખોદાની હજુરમા હીસાબ આપવાનો છે. એવા એક મોતેબર ધર્મને માટે તમારા વડવાઓ મુસલમાનો સાથે હીંમતથી લડયા હતા, પણ તેઓના દોરમાં લાંબો વખ્ત તમારેથી ટકી નહીં શકાયું ત્યારે તમો દેશ છોડીને ભટકતી હાલતમાં હિંદુસ્થાન આવ્યા અને ત્યાર પછી સંજાન ગયા અને ત્યાં જાદવ રાણાના અમલ તળે રેહેવા લાગ્યા. તે રાણાએ તમારી પાસેથી ચોકસ શરતો કરાવી હતી. તેમાં પેહેલું ઇરાની ભાષા બોલવી નહીં, બીજું ગાયને માન આપવું, અને ત્રીજું હિંદુઓનાં માનને ખાતર તેઓના જેવોજ પોશાક પેહેરવો. વળી તમો લોકોની પછવાડે મુસલમાનો લાગ્યા અને તમોને ઇજા કરવા માંડી ત્યારે તમારા પાક આતશબેહેરામને સંજાનથી, વાંસડા, અને વાંસદાથી નવસારી તથા નવસારીથી ઉદવાડે લઈ ગયા, અને હાલમાં પણ તે ત્યાંજ છે તથા ખુદાની મેહેરબાનીથી હંમેશ ત્યાં કાયમ રહેશે, એવી આશા હું રાખુંછું.

હવે જાલનો પાહાડ તે ગોયા તમો પારસીઓને ઈરાનથી હિંદમાં આવતાં નડેલી મુશ્કેલીઓ સમજવી, અને પેલાં ઈરાની શીમુર્ગની જે ખાસીઅત ધારતા હતા, તેવીજ કાંઈ ભેદ ભરેલી શક્તિ અંગ્રેજ સરકાર અહીંયાના લોકો સાથે ધરાવે છે. તમો બસો વરસ થયાં અંગ્રેજી અમલમાં આવ્યા પછી કેટલા વધી ગયા છો! તમે પેહલાં હિંદુસ્થાન આવ્યા ત્યારે થોડાક સો હતા, પેહલા અંગ્રેજી રાજમાં આવ્યા ત્યારે થોડાક હજાર હતા, પણ હાલ તો બે લાખથી વધારે યા દસ લાખના પા ભાગથી ઘણા ઓછા નહીં હશો. અગર જો એમ ગણ્યે કે તમો પેહલ વેહલા વધવા માંડયા તેને આશરે ત્રણ જમાના થયા છે તો તે હીસાબે ગણતાં તમો પચાસ ઘણા વધી ગયા છો. અને જો તમારી દોલત, પદવી અને ચાલાકીનો વધારો ગણ્યે તો તેમાં એક સો ઘણો અથવા કદાચ એક હજાર ઘણો વધારો થઈ ગયોછે. પેલાં કથાવાલાં શીમુર્ગની સંભાળ જેમ જાલને હતી, તેમ તમને સઘળી સંભાળ અંગ્રેજ સરકારની છે, અને તેના બદલામાં માત્ર તમારી વફાદારી જોઈએ છે, કે જેવી વફાદારી જાલ પાસે પેલાં શીમુર્ગેબી માંગી હતી. એક સો વરસમાં તમારામાં કામાઓ, વાડીઆઓ, દોરાબજીઓ, દાદાભાઈઓ, કાવશજીઓ અને ખરશેદજીઓ જેવાં કેટલાંક માનવંતા નામો થઈ ગયાં છે તે જુઓ. આ જગોએ સર કાવશજી જેહાંગીરનું માનવંતું નામ ખાસ યાદ કર્યે કે જેવણ પોતાની મેહેનતથી વધીને પ્રકાશે છે, તથા પેહેલા સર જમશેદજીને જે ઉલટ હતી તેવી ઉલટ રાખે છે. હવે જવાન પારસીઓ અને માનવંતી મેહેનતથી દોલતમંદ થયલાં માબાપોનાં ફરજંદો, યાદ રાખજો કે શાહાનામાંમાં રૂસ્તમ પેહલવાને એક જાદુગર ઓરતને મારવાની શરહે છે, તે કાંઈ નહીં પણ તેની વગર લાડની અથાગ મેહેનત હતી. યાદ રાખજો ગૃહસ્થો, કે જવાન શખ્સો ને દીપી નીકળેલા બાપોના બેટાઓએ પોતાના બાપની ઈજ્જત ઉપરજ આરામથી બેસી રેહેવું ચાલશે નહીં. અગર જો તેઓએ પોતાનાં ખાનદાનનું નામ જાળવી રાખવું

હોય તો જેમ તેઓના બાપદાદાઓ કરી ગયા છે, તેમજ તેઓએ પણ મેહેનત કરવી જોઈએ.

છેલાં ગૃહસ્થો, જોકે એક રીતે જોતાં, તમો આ દેશમાં પરદેશીઓ છો, અને તમો એક એલાહેદી કોમના છો, તો પણ તમારી ભાઈબંધ પ્રજાઓ હિંદુ અને મહુમદીઆનો સાથે બાહેરની સુલેહસંપજથીજ નહીં, પણ જીગરની મિત્રાચારી ભરી દીલસોજી અને અંતઃકરણની ભાઈબંધીથી રહેવાની હું તમોને આજેજી કરૂં છું. યાદ રાખજો, પારસી ગૃહસ્થો, કે ફ્રેંચમેન આકવીટીલ ડુ પેરો અને જરમન મારટીન હાઉગ જેવા માન પામેલા પરદેશીઓની કરેલી સોધોએ ખુલ્લી રીતે દેખાડી આપ્યું છે કે તમારા પુરાતન ધર્મ અને હિંદુઓના પુરાતન ધર્મ વચે કેટલો અતલગનો સંબંધ છે, અસલી વેદ અને જંદ અવસ્તા વચેની સગાઈ કેટલી સંપુર્ણ છે, અને તમો તથા હિંદુઓ બંને કેવા એશીયાખંડના એકજ ભાગમાંથી આવેલા આર્યનો છો. વળી યાદ રાખજો કે તમારી નીમકહલાલી ઉપર બ્રીટીશ સરકારનો દાવો મેં હમણાંજ સમજ પાડી તેમ જોકે મોટો હશે, તો પણ હિંદુસ્થાનના કીનારા ઉપર જે પેહેલવેહેલા શખ્સે તમોને મેહેમાનદારી ભર્યો આવકાર દીધો તે હિંદુ રાજા જાદવ હતો. વળી જ્યારે તમો સઘળાઓ એકજ માહારાણીની રક્ષણહાર ઢાલના સાહયા તળે વસો છો, ત્યારે મને તમોને વિનંતી કરવા દો કે તમોએ મહુમદયાનો સાથની અસલી લડાઈઓ સઘળી ભુલી જવી, તથા સઘળી જુની દુશ્મનીને વીસરફામપણાની ઘોરમાં દાટી દેવી. તમોએ યાદ રાખવું જોઈએ કે તમારી અને મહુમદયાનોની વચે રસ વિચારનો કાંઇ નવાઈ જેવો ગાંઠ બંધાયલો છે. ઇરાનના પુરાતન પાદશાહો, જેઓ તમારા વડવાઓ ઉપર રાજ ચલાવી ગયા, અને જેઓ તમારીજ કોમના હતા, તેઓની નોધ શાહાનામે, મધે છે, અને શાહાનામાનો બનાવનાર એક મહુમદયાન શાએર થઈ ગયો છે. એશીયા ખંડે કદીબી પેદા કરેલો નહીં એવો સૌથી

મોટો વીરરસ કવી, સઘળા શાએરોનો શાએર થઈ ગયો છે, અને વળી તે એક મુસલમાન પાદશાહનો નોકર હતો. જો ફીરદોશીએ આવું કામ બજાવ્યું નહીં હતે તો તમારા પુરાતન ઈતિહાસીક જમાનાના પેહેલવાનોને આપણે ભુલી ગયા હતે. ગૃહસ્થો હવે હું મારૂં ભાષણ સમાપ્ત કરૂં તેની આગમચ મને થોડુંક બોલવા દેઓ. એક સરકારી વડા તરીકે અત્રે વસ્તી જુદી જુદી કોમો વચે તફાવત દેખાડું, તે જોકે વાજબી લાગે નહીં તોપણ, મને બોલવા દેઓ કે પારસીઓ બીજી કોઈ પણ કોમ કરતાં વધારે ચઢતા છે, એમ હું એટલોજ કહેતો નથી. ચાલાકીમાં, પદવીમાં અને સુલેહસંપજમાં પારસીઓથી ચઢતી બીજી કોઈ કોમ નથી. ઈમાનદારી અને વફાદારીમાં કોઈ પણ જાતથી તેઓ ઉતરતા નથી. તોપણ ઇંગ્રેજી રાજ્ય તરફ પારસીઓ કરતાં વધારે વફાદાર, અને ઈમાનદાર લોકો બીજા કોઈ નથી. સરકાર જો કોઈ ઉપર વિશ્વાસ રાખે તો તે પારસીઓ ઉપર રાખે, અને સરકારને પારસીઓ કરતાં વધારે લાયક કોઈ લાગતા નથી. તેમજ પારસીઓ કરતાં બીજી કોઈ પણ કોમ તરફથી વધારે ઉપકારની આશા સરકાર રાખતી નથી. સેવટે આ મુંબઈ શેહેર જે આવું મોટું, ખુશનુમા અને દબદબા ભર્યું થયું છે, તે પારસીઓથી છે.

———o-o◎o-o———

**૧૮૮૦ માં હિંદુસ્તાન.—સર રીચર્ડ ટેમ્પલ,** બેરોનેટ, જી. સી. એસ. આઇ., સી. આઇ. ઈ., ડી. સી. એલ. ૧૮૮૦

પારસીઓ આપણું કાંઈ ખાસ ધ્યાંન ખેંચે છે. તેઓએ આરબ હુમલાની વેળાએ બહાદુરીથી લડીને ઈરાનથી લાવેલી પોતાની સંસારી રાહ રસમો અને અશો જરથોશ્તના ધર્મને હજી સુધી જાળવી રાખ્યાં છે. લગ્નથી બીજી કોઈ પ્રજા સાથે નહિ જોડાવાથી તેઓએ પોતાની અસલ સ્વચ્છ ખાસ્યતો જાળવી રાખી છે, કે જે ખાસ્યતોથી તેઓ જીંદગીની કુચ દર-

મ્યાન સૌથી આગળ વધે છે, અને જે કામ માથે ઉઠાવે છે, તે ફતેહમંદી સાથ બજાવે છે. ધંધાદારીઓ તરીકે તેઓ ઉપર હિંદુસ્તાનમાં કોઇપણ સરસાઈ ભોગવી શકતું નથી, અને કેટલાક યાત્રીક ઉદ્યોગોમાં તેઓ જાણીતા થઈ ગયા છે. જો કે બીજી પ્રજાઓ સાથના મુકાબલામાં લેતાં તેઓ સંખ્યામાં બહુ થોડા છે, છતાં તેઓની અગત્યતાનું માપ તેઓની સંખ્યા કરતાં કામકાજ માટેની તેઓની લાયકાત અને તેઓની શક્તિથી લેવાવું જોઈએ. બ્રીટીશ રાજ્ય અને પ્રજા તરફ તેઓ ચુસ્ત અને વફાદાર છે, અને તેઓના જેવા સંતોષી વર્ગ બીજો કોઇજ નથી.—પા. ૧૧૪.



**મેન એન્ડ ઇવેન્ટસ આવ માઈ ટાઇમ ઇન ઇન્ડયા,—સર રીચર્ડ ટેમ્પલ,** બેરોનેટ, જી. સી. એસ. આઈ., સી. આઇ. ઇ., ડી. સી. એલ. ૧૮૮૨.

મુંબઈના પારસીઓ વેપારી કામકાજોની કુનેહ, ચાલાકી અને સાહસીકપણાં માટે, તથા પોતાની દોલતનો મોટી સખાવતોનાં કામોમાં ઉપયોગ કરવા માટે વખણાયલા છે.



**સર રીચર્ડ ટેમ્પલનું** પાર્લામેંટમાં ભાષણ.

મી૦ દાદાભાઈ જે બુલંદ ટોળમાંથી ઉતરેલા છે, તે ટોળાં વિષે મને ઘણું માન છે, કાંકે દુનિયાની સઘળી જુદી જુદી કોમોમાં પારસી ટોળો કેટલુંક સર્વથી ચઢતું 'બ્લુ લોહી' ધરાવેછે.



રેવરંડ એડવર્ડ ટેરી, ૧૬૧૭.

તેઓ આ દેશના બીજા રહેવાસીઓના જેવો પોશાક પહેરે છે, પણ તેમની પેઠે પોતાના બાલો તદન બોડાવી નાખતા નથી, પણ લાંબી દાઢી રાખે છે. તેઓનો ધંધો સાધારણ રીતે સઘળી જાતની ખેતીનો હોય છે. તેઓમાં દરેક જણે પોતાનું

ભોજન એકલા જમવાનો, તેમજ દરેક જણે પોતાનાંજ વાસણમાં પાણી પીવાનો રેવાજ છે. એથી ચોખાઈ (સુખશાંતી) જળવાય છે એમ તેઓ માને છે. કેમકે જો બીજાંની સાથે (અજીઠ વટા- રથી) જમે તો એક મેકની લબની ગલીચી લાગે એમ તેઓ કહે છે. તેઓ એકજ ખુદા જેણે સર્વ ચીજો બનાવી છે, અને જે સર્વ ઉપર સરદારી ભોગવે છે, તેનેજ માને છે.



બેયર્ડ ટેલર, ૧૮૫૨.

મુંબઈના પારસીઓ ઘણા કાબેલ, સાહાસીક અને ચં- ચળ બુદ્ધિના છે. એકવાર એમ કહીશું કે મુંબઈની અરધી ઉ- પર દોલત આ લોકોના હાથમાં છે તો તે ખોટું કહેવાશે નહીં.



૯.

જરનાલ ડ દેબા–પ્રોફેસર જેમ્સ ડારમેસ્ટેટે.

મી૦ દોરાબજીની કાબુલની દુકાનનો વહિવટ એક વરસ થયું મી૦ પેશોતન (નોશરવાનજી દસ્તુર) નામનો એક જુવાન પારસી ચલાવે છે જેની ઉપર અમીર અબદુલ રેહમાનનો અતી- શય ચાહ છે અને પોતાના છોકરાઓના શીક્ષક તરીકે અમીરે આ મી૦ પેશોતનને નેમયા છે.

મી૦ પેશોતન મેહેરજીરાણાના કુટુંબના છે જેના બાપ- દાદાઓએ અકબરશાહની દરબારમાં મોટાં કામો બજાવ્યા હતાં.



ધી એનસાઇકલોપીડીક ડીકશનરી, ૧૮૬૬.

પારસીઓ પુરાતન ઈરાની વંશના, તથા તેમના ધર્મને જાળવી રાખનારા તરીકે ગણાય છે. એઓમાંના થોડાક અસલ વતન યજદ અને કેરમાનમાં વસે છે, પણ તેઓનો મોટો ભાગ હાલમાં હિંદુસ્થાનમાં વસે છે, કે જેઓની ઉપર સાતમી સદીમાં

મુસલમાનોના જુલમાત પડયાને લીધે, ત્યાં નાહાસી આવી વસ્યા હતા. હાલમાં હિંદુસ્થાન મધેનાં તેઓનાં મુખ્ય મથકો, મુંબઈ, સુરત વગેરે શેહેરોમાં છે. તેઓએ ઇંગ્રેજી સુધારાનો ઉપયોગ કોઈબી હિંદુસ્થાનની પ્રજા કરતાં વધારે કરેલો હોવાથી, તેઓ વેપારીઓ, માલ મીલકતના ધણીઓ અને વાહાણ બાંધનારાઓ તરીકેનો ધંધો કરે છે, અને તેઓની સંખ્યા ધ્યાનમાં લેતાં તેઓ પુષ્કળ દોલત ધરાવેછે.

---:o:---

## બીટન્સ ડીકશનરી ઓવ યુનીવર્સલ ઇનફરમેશન.

ઇસ્વીસનની સાતમી સદીમાં મુસલમાનો ઇરાન ઉપર ચઢી આવ્યા તે વખતે પારસીઓનો એક ટોલો ઇરાન છોડી હીંદુસ્તાન જઈ વસ્યો. હિંદુસ્તાનના પશ્ચિમ કીનારા ઉપર તેઓની હમણા મોટી વસ્તી છે. અને "પારસ" નો પ્રાંત કે જ્યાંથી તેઓ પેહલ વેહલા આવ્યા હતા તે મુલકના નામથી તેઓને 'પારસી' તરીકે ઓલખવામાં આવે છે. તેઓના વખાણવા જોગ ગુણો માટે યુરોપીઅનો તેઓ તરફ માનની નજરથી જોય છે. અને તેઓ મુંબઈ શેહરમાં વસનારા દેશીઓમાં સૌથી વધારે પૈસાદાર અને સૌથી વધારે લાગવગ ધરાવનારા છે.

---o<>o---

## સર મોર્ટીમર ડુરાંડનું ભાષણ, મુંબઈ, તા૰ ૨૧-૪-૯૪

સર દીનશાહજી અને ગૃહસ્થો, મને બેહદ આનંદ તમો લોકોનાં ભેટવાથી પ્રાપ્ત થયો છે. તમારી મુબારકબાદી માટે હું આભાર માનુંછું. નામદાર માહારાણીજીએ મારી ઇરાનની દરબારના પોતાના એલચી તરીકે નેમણુક કરી, મારીપર મોટી નવાજેશ કીધી છે, તોપણ હિંદુસ્થાનથી વીરલો થતાં મને અતિ દલગીરી ઉપજે છે. હિંદુસ્થાનના દેશીઓને મારા સ્વદેશીઓ તરીકે લેખવાનું મારૂં કારણ એજ છે કે, આ દેશમાં થયલો મારો જન્મ, ચાલીસ વરસની વાતપર મારા પિતાએ બજાવેલી નોકરી

તેમજ વીસ વરસ સુધી આ દેશમાંજ મેં કરેલી નોકરી, એ સઘળાંને લીધે હિંદુસ્થાનના વતનીઓને હું મારા સ્વદેશીઓ તરીકે લેખુંછું; અને જ્યાં પણ મારો વસવાત થશે, ત્યાં હમેશ સુધી નામદાર માહારાણીજીની હિંદી પ્રજાના લાભો જાળવવાની કાળજી રાખતો રહીશ; અને એ પ્રજામાં બીજી કોઈબી એવી જાત નથી, કે જેના ભલાં અર્થે તમારી કોમના લાભો કરતાં તેઓ (બીજી પ્રજાઓ) તરફ વધારે કાળજીથી જોઉં, કારણ કે પારસીઓની ચંચળાઇ તથા ઉમંગ માટે હું ખરા જીગરથી માન ધરાઉછું. પણ તે માટે વધુ ચુનોચરા કરવા માટે હાલમાં વખ્ત નથી. ઈરાન બાબે જે વિવેચણ તમોએ કર્યું છે, તેટલો અનુભવ હું ધરાવતો નથી. તે બાબે જ્યાં સુધી જાતે અનુભવ મેળવી, ત્યાંનો રાહઘાત નજરે જોવા સીવાય કસું કહેવાઈ શકાય નહીં; પણ ખુબ યાદ રાખજો કે તમોએ જે સઘળી વાતો મારાં ધ્યાનપર નાખી છે, તે હું ભુલીસ નહીં, અને મારાથી જેબી મદદ અપાઈ શકાતી હશે, તે મોટી ખુશી સાથ ઈરાનમાં વસતા તમારા હમજાતીઓને આપીશ.



## ત.

ત્રુથ, જુલાઇ ૧૮૯૨.

જેટલા લોકપ્રિય સાસુનનાં કુટુંબવાલા કાળા માણસ નથી, તેટલાજ મી૦ દાદાભાઈ પણ કાળા નથી. સાસુનવાલાઓ યાહુદી ઓલાદના છે, તેમની પેઠેજ મી૦ દાદાભાઇ પણ પારસી ઓલાદના છે, અને આ દુનિયાની એક સર્વથી ચાલાક, સર્વથી કેળવાયલી, અને સર્વથી વગવાલી કોમને લગતા તેવણ (શેઠ દાદાભાઈ) છે.

વળી તેજ હીંગામ ઉપર ‘ધી સ્પેકટેટર નામનું’ પત્ર પોતાનો વિચાર આપતાં પારસીઓ વિષે લખે છે કેઃ—

પારસીઓ આખા એશીયામાં સર્વથી આગળ વધેલા લોકો છે, અને જે ઝુંદો (યાને અંગ્રેજી રાજ્ય) તેમને નાશ પાંમતાં બચાવી રાખે છે, તે ઝુંદા તરફ તેઓ, ફરજીઆત, સર્વથી વફાદાર છે; માટે અમને પારસીઓ સાંમે કસો વાંધો નથી.

:o:o:

**માહારાજા તુકાજીરાવ હોલ્કરનું** ભાષણ તા૦ ૧૫-૨-૮૬.

પારસી લોકો ઘણાજ ભલા અને નેક બખ્ત તથા આબરૂવાલા લોકો છે. મને અસલથીજ માલમછે કે પારસી ટોલો ખરેજ વફાદાર છે. તમો મારે ખાતર પોતાનો ધંધો રોજગાર મુકી આટલા દુર (૪૦ માઈલ) થી આવ્યા છો માટે તમારો ઉપકાર માનુછું.



## ૧.

## થિઓસોફીક થીંકર, ૧૩-૪-૯૫.

બંગાલી ભાઈઓની સખાવત મધરાસી ભાઈઓની સખાવત કરતાં ચઢીઆતી છે પણ મુંબઈ વાસીઓ ખસુસ કરી પારસીભાઈઓ સખાવતના કામમાં બધાને એક કોરે મુકે તેવા છે. હમોને ટીકકા કરતાં ખુશી ઉપજે છે કે પારસીઓ હિંદુસ્તાનમાં સર્વથી આગલ વધેલા લોકો છે. તેઓ કાયદાને માન આપી ચાલનારા, સુલેહ સંપજવાલા, ઉદ્યોગી, દયાનતદાર, માયાળુ, સઘલાઓ સાથે ભેલાતા રહેનારા, સુખદુઃખમાં ભાગ લેનારા અને સખાવતનો દસ્ત લંબાવનારા છે. એ ઉપરાંત દરેક વિચાર અને કામમાં સ્વતંત્ર સ્વભાવના છે. જો હિંદુસ્તાનના બિજા લોકો તેઓને પગલે ચાલેતો હમો આશા રાખીએ છીએ કે તેથી તેઓને ઘણો ફાયદો હાંશલ થશે.



## ન.

### ઇલસ્ટ્રેટેડ લંડન ન્યુસ, તા૦ ૩-૨-૯૪.

મુંબઇ શેહેરની લાગવગવાલી તથા અચળ પારસી કોમ, કે જેનાં ઉદારતા ભર્યા કાંમોની નોધ અમો વારંવાર લઈએ છિએ, તે કોમ વેપાર વણજના લાયક ગુણ, દોલત તથા સખાવત માટે મશહુર થયલા નરો ધરાવે છે, એટલુંજ નહીં પણ, સાહિત્ય શીખેલા વિદવાન માણસો, ગ્રંથ કર્તાઓ તથા કવીઓ કે જેઓને પુર્વ દેશોની ભાષાઓ શીખનાર વિદયાર્થીઓ ઘણુંજ માન આપે છે, તેવા પુરૂષોબી એ કાંમમાં મોજુદ છે. મી૦ મનચેરજી આી. મનસુખ જેવણનું પોર્ટરેટ તેવણના એક ભાઇબંધ શેહેરી ડૉકટર કે. આર. વીકાજી તરફથી અમોપર મોકલવામાં આવ્યું છે, તેવણ ૬૫) વરસની ઉમરના છે, અને પશ્ચિમ હિંદુસ્થાનમા હાલ બોલાતી (ગુજરાતી) ભાષામાં સાહિત્યને લગતી બાબદો લખવામાં, તેવણ લગભગ અરધી સદી થઈ રોકાયલાછે. તેમજ તવારીખ, મૉરલ ફીલૉસોફી, કવીતા તથા કહાણી કથાઓનાં આશરે, ૩૦) પુસ્તકો લખવા સાથે સાએર ફીરદોસી જે ૮) સદીની વાત ઉપર કદીમ ઇરાન દેશને લગતી બાબદો વિષે એક મોહોટો લખનાર થઈ ગયો છે, અને જેણે 'શાહનામે' અથવા પાદશાહોની પોથીમાં તે દેશની પ્રજાની કીર્ત્તિનું ગંજાવર બ્યાન ૬૦,૦૦૦) (ફારસી) બેતોમાં લખ્યું હતું, તે ફીરદોસીની કવીતાઓનો સત્તાવાર તરજુમો મી૦ મનસુખે કરીઓ છે. વળી મી૦ મનચેરજી મનસુખ હાલનાં સાહિત્યથી પણ માહીતગાર છે. તેવણે રાહીન નદી વિષે જરમન ભાષામાં લખાયલાં ગીતોનો તરજુમો કીધો છે. અને તેવણે નામદાર માહારાણીજીના ભરથારના મરણ વખ્તે એક કવીતા લખી હતી, જે માટે માહારાણી વીકટોરીઆએ, તથા તેવણનાં બેટી એમપ્રેસ ફ્રેડ્રીક ઑાવ જરમનીએ તેવણનો ઉપકાર માન્યો હતો. મી૦ મનસુખ એક શેહેરી તરીકે ઘણા ઉપેગી છે, અને મુંબઈમાં મંડળીના સુધારા

અર્થે, તેમજ શેહેર સૂધરાઈનાં બીજાં ઘણાં કાંમોમાં તેવણ ભાગ લેતા આવ્યા છે.



## નર્મગદ્ય,—કવિ નર્મદાશંકર લાલશંકર.

જૂના ઈરાનીઓ શરીરે મજબૂત ને લડવૈયા હતા; ઘરડા ને નબળા સિવાય સૌ મરદને રાજાની સાથે લડાઈમાં જવું પડતું. તેઓ માછલીનાં ભીંગડાંઓના આકારનું ધાતુના પત્રાનું બખ્તર પેહેરતા; તીર મારવાની કામઠીઓ બહુ લાંબી રાખતા; એક નહાની તરવાર ને એક ઢાલ દરેક જણ રાખતો; ઘોડાને પણ તેવાંજ બખતર હતાં; તેઓ લડાઈમાં ગાડી પણ વાપરતા; લડનારાઓને લૂંટ સિવાય બીજો પગાર નહોતો; તેઓ લડવા જતા ત્યારે તેઓની પાછળ બૈરાં છોકરાં ચાકર ચાકરડી એ સૌ પરિવારપણ નીકળતો ને લડાઇના મેદાનથી થોડેક છેટે રહેતો. ઈરાનીઓ લડાઈમાં મોહોટી હિંમત દેખાડતા ને લડાઈમાં દગા કાવતરાં કામે લગાડવાં એ ઘણું હીણું છે એમ સમજતા; દુશ્મન એકાએક છાપો મારતો તોજ તેઓ રાત્રે લડતા, બાકી લડતા નહિં. લોક મોજીલા ન હોતા; તેઓ ડુંગરરાનના સાંકડા પ્રદેશમાં રહેતા; ચામડાં પહેરતા, જંગલી મેવો ખાતા ને પાણી પી સંતોખાતા; છોકરાઓની કેળવણી ઉપર ઘણું ધ્યાન આપવામાં આવતું—ઘોડા ઉપર સવારી કરવી, તીર મારવામાં ચપળતા દેખડાવવી અને સાચું બોલવું એ ત્રણ વાતનો નાનપણથીજ અભ્યાસ કરવામાં આવતો; જનાકારી કરવી એ ગુનોહ ગણાતો તેમ કુંવારા રહેવું એ પણ ગુનોહ કહેવાતો; ખૂન ચોરી માણુસ જાતનાં સુખનો નાશ કરનારાં છે માટે તે મોટા ગુનાહ ગણાતા.

ધર્મના ઉપાધ્યાઓ મોટી સત્તા ધરાવતા; એમાના કેટલાક જ્ઞાની તથા ભવિષ્ય વક્તા હતા; તેઓ દરબારમાં બેસતા ને દીવાની કામના ઈનસાફ પણ કરતા. ઉપાધ્યાય, રાજા ને સૌ લોક

રાજ્યના જે જૂના ધારા (ધર્મના પાયા ઉપર રચાયલા) તેને માન આપતા.

---

## કાર્સ્ટન નીબ્હર, ૧૭૬૨-૬૪.

સુરતમાં સંખ્યાબંધ પારસીઓ વસે છે, જેઓ ચાલાક વ્યાપારીઓ, ઉદ્યોગી હુનરમંદો અને સરસ નોકરો છે. મુંબઈ, સુરત અને તેની આસપાસનાં શેહેરોમાં અસલી ઇરાનીઓનું એક સંસ્થાન છે, જેઓ, અગ્યાર સદીની વાતઉપર જ્યારે આરબોએ તેમનો સ્વદેશ જીતી લીધો, ત્યારના હિંદુસ્થાનમાં આવી વસ્યા છે. તેઓને પારસીઓ કહે છે. હિંદુ લોકો તેમને ચાહે છે તેથી તેમની સંખ્યા ઘણી વધતી જાય છે, જ્યારે કેરમાનમાં તેઓના જાતભાઈઓ મુસલમાનોની જુલમી જુસરી હેઠળ, દેખીતી રીતે ઓછા થતા જાય છે. પારસીઓ જાતે નરમ, ઉદ્યોગી, તેમજ પોત પોતામાં સુલેહ સંપજથી વસનારા અને પોતાની કોમના ગરીઓને હમેશાં મદદ કરનારા રહે છે, જેથી તે ગરીબ લોકો બીજી કોમવાલાઓ પાસે ભીખ માંગે નહીં.

તેઓમાં એકજ બાયડી કરવાનો રેવાજ છે. જ્યાં સુધી તે બાયડી વાંજણી નહીં હોય, ત્યાં સુધી તેઓ કદી બીજી બાયડી કરતા નથી. તેમનો પોશાક હિંદુઓના જેવો હોય છે. ફકત કાનની નીચે તેઓ ઇરાનીઓની મીશાલે બે ઝુલફાં રાખે છે. પારસીઓ, એટલે જરથોસ્તનો ધર્મ પાળનારાઓ, એક સર્વ શકિતવાન, અમર ખુદાને માને છે.

---

## ૫.

## પ્રજામિત્ર, તા૦ ૨-૧૦-૯૩ અને ૯-૨-૯૫.

કરાંચીની આખી વસ્તીમાં પારસીઓનો વસવાટ કાંઈ નહાનો સુનો છે. તોપણ બોહોળો જથો ધરાવનારી બીજી કોમો કરતાં પારસી કોમમાં જેટલી ઐકયતા, જેટલું તેજસ્વીપણું, જે-

ટલો સંપ છે, અને રાજ્યકાજમાં કે વ્યાપાર વણજમાં જેટલી તે કોમે પ્રસિદ્ધતા મેળવી છે, તેવું બીજી કોમમાં સામર્થ જોવામાં આવતું નથી. પોતાના બાળકોને સુધારવામાં અને કેળવણી આપવામાં જેટલી તેઓ ફીકર રાખે છે, તેવી બીજી કોમમાં દેખાતી નથી. જ્યાં ત્યાં પારસીઓ ઇંગ્રેજી અમલદારોને વહાલા થઈ પડયા છે, અને પારસી પ્રજા એ ગવરમેંટની એક વફાદાર પ્રજા છે, એવું કહેવડાવવાની તેઓમાં સારી આવડત જોવામાં આવેછે. અર્થાત તેઓનાં ઉઠાવેલાં કાંમો એવાં હોય છે કે બીજાઓ તે દેખી તેવા થવાને લલચાયા વગર રહે નહીં. પરંતુ એ અંકુર માત્ર નજરે દેખે ત્યાં સુધી બીજાઓમાં રહે છે. પારસીઓમાં અંગ્રેજોને વશ કરવાની કલા મોટી હોય છે. જે જે મુલકમાં તેઓ પ્રસરે છે ત્યાં તેઓ પોતાનાં કાંમમાં અવશ્ય ફતેહ મેળવે છે. પણ તે માત્ર જ્યાં અંગ્રેજી રાજ્ય હોય છે ત્યાંજ અંગ્રેજી રાજ્યમાં તેઓ માનીતા થયા છે, તેનો મુખ્ય હેતુ અમારી નજરે એ જોવામાં આવયો છે કે, અંગ્રેજી ભાષાને તેઓ પોતીકી ભાષા જેવી ગણી પોતાનાં ઘરમાં છોકરાં છોકરીઓને શીખવે છે, અને તે એટલે સુધી કે તેમની ઉંચી કેળવણીમાં બાળક બાળકીઓ સારી રીતે પાહાવરડાં થાય ત્યાં સુધી તેનો અનુભવ લે છે. વળી તેઓ અંગ્રેજો સાથ બેસી ખાવામાં બાધ રાખતા નથી. ઘણા પારસીઓ અંગ્રેજી રૂઢીને અખત્યાર કરી, આગળના પોતાના ઘરડાનો ચાલ અંગ્રેજી વળાણમાં ફેરવી નાખી નવીજ રીત રેવાજમાં મચી રહયા છે. પેહેરવાશમાં, ખાવાપીવામાં ને લગ્નમાં પણ અંગ્રેજી રૂઢીનો અંશ તેમના ઘરમાં નજર આવે છે. આથી અંગ્રેજોમાં તેઓ કુદરતી રીતે માનીતા થાય અને વધે તેમાં નવાઈ જેવું કાંઈજ નથી. તે સાથે તેઓનો જ્ઞાતી સંપ એક અનહદ તારીફ કરવા જેવો છે. કોઈપણ પારસી બચ્ચો સારી સ્થિતિમાં આવ્યો અને પરમેશ્વરની મેહેરબાનીથી સારી દોલત પ્રાપ્ત થઈ તો તે કયે માર્ગે વાપડવી, તેનો ઉપયોગ કરતાં તે પારસીઓજ શીખ્યા છે. પારસી જ્ઞાતીનાં સુખો સંભાળવાને

તેઓનું મથન જખરૂં છે. જ્યાં જ્યાં તેઓનો વસવાત હશે ત્યાં ત્યાં સખાવતી કાંમોમાં તેઓની પેહેલ તો જરૂર નજરે આવશે, સ્થાનીક વસવાતવાલા ગૃહસ્થોમાં જ્ઞાતી સુખો સંભાળવાનું સામર્થ નહીં હશે તો તેમને આશરો આપવાને છેટેના પારસીઓ પણ પોતાનો સખી હાથ લંબાવ્યા વગર રહેશે નહીં, એવા દાખલાઓ જાહેર વર્તમાન પત્રોમાં આપણે જોયા છે, અને એવાં એક વર્ગથી અંજાણ્યું પણ નથી. આખા હીંદુશથાનમાં બીજી કોમો કરનાં પારસીઓએ કેલવણીમાં, સખાવતમાં હીમત સાથે પોતાના સવદેશી ભાઈઓના હીત માટે કોસીસ કરવામાં આજે જેટલી કીરતી તે લોકોએ સંપાદન કરી છે, બ્રિટીસ રાજ્યમાં જેટલો ભાગ તે કોમનો પ્રીતીપાત્ર થઈ પડયો છે તેવું બીજી કોમોમાં આપણે ભાયગે જોઈએ છીએ.

---

### ઇમ્પીરીયલ ઇન્ડીયા,—વાલ. સી. પ્રીન્સેપ.

નવસારી લગભગ ૨૦,૦૦૦ રહેવાસીઓ સાથનું એક શહેર બલ્કે એક મોટું ગામડું છે, અને તે હિંદુસ્તાનનાં બીજાં ગામડાંઓ કરતાં એક ખાસ ફરક આટલો ધરાવે છે કે તે પારસીઓનું મુખ્ય મથક ગણાય છે. આ લોકો, જેઓ હિંદુસ્તાનની બીજી સઘલી પ્રજાઓમાં સૌથી ઉદયોગી અને તવંગર લોકો છે, તેઓ પહેલાં નવસારીની નજદીકમાં કેથે આવી વસ્યા હતા, અને હજી સુધી મોટી સંખ્યામાં તેઓ અત્રેજ છે.—(પાનું ૩૧૯.)

---

### પ્લેટો—હીસ્ટરી ઓવ મેજીક,—હાવીટ.

ઈરાનીઓમાં, જ્યારે જવાન શાહાજાદો સાત વરસની ઉમરનો થાય છે, ત્યારે 'પાદશાહી ઉસ્તાદો' એવું નામ ધરાવ નારા કાબેલ શખ્સોના હસ્તકમાં તેને સોંપવામાં આવે છે. એ ઉસ્તાદો ઇરાનીઓમાંથી પુખ્ત ઉમરે પુગેલા ચાર દાનાવ શખ્સો હોય છે. એઓમાં પેહેલો ડાહાપણની ખુબી ધરાવનારો, બીજો

ઈન્સાફના કાનુનો જાણનારો, ત્રીજો મીતાહારપણા માટે વખણાતો અને ચોથો લડાઈના હુંનર તથા હીંમતમાં સર્વથી સરસ ગણાતો હોય તેવાઓને પ્રથમ ચુંટી કાઢીને નેમવામાં આવે છે. એ ચાર ઉસ્તાદોમાંથી પેહેલો શાહાજાદાને "ઓરોમાજીસ" (અહુરમજદ) ના બેટા (પેગમબર) "જરથોસ્ત" ના માજદયસ્ની (દીનને લગતા) કલામો (યાને પવિત્ર અવસ્તા) પ્રમાણે ફરેસ્તાઓની સેતાયશ કેમ કરવી તે શીખવે છે, તેમ વળી રાજ્યો કેમ ચલાવવાં તે વિષેનાં જ્ઞાનનો બોધ આપતો રહે છે. બીજો ઉસ્તાદ, તેને પોતાની જીંદગીના છેડા સુધી, નેક મનશની, નેક ગવશની તથા નેક કુનશનીથી ચાલવાની તરબીઅત આપે છે. ત્રીજો, તેને સાચું બોલવા, તથા પોતાના હુવસોનો ગોલામ નહીં થતાં, સામા તે હુવસોને સારી પેઠે કાબુમાં રાખી, પાદશાહી દરજજો સારી રીતે જાળવવા વિષેની કેળવણી આપે છે. અને ચોથો ઉસ્તાદ, તેને લડાઈના હુંનરો દેખાડી, બાહાદુર અને હીંમતવાન રેહેવાની તાલીમ આપે છે; કારણ કે એક નાહીંમત માણસ અંતે ગુલામગીરીની હાલતમાં આવી જાએ છે.



## રીવ્યુડ ડુ મૉન્દ,—મુંસ્યો એડમંડ પ્લાટ.

પારસી ઓરતો, હિંદુ તથા મેહોમેદન ઓરતો કરતાં ઘણો ચઢતો દરજ્જો મંડળીમાં ભોગવે છે. એક પારસી ઓરત સહુવારના પોહોરમાં ઉઠતાંનેવાર નાહાવાની પોતાની પેહેલી ફરજ સમજે છે. તે પછી તે પોતાના ધણી તથા બચાંઓની હાજતો ઉપર ધ્યાન આપે છે. તેણીનો ધણી સહુવારના કેટલાક કલાક બંદગીમાં ગુજારે છે. ધણી ધંધે તથા બચાંઓ નીશાળે જવા પછી એક પારસી સ્ત્રી ઘરનું કાંઈ કામ અથવા ભરવા ગુંઠવાનું લઈ બેસે છે, જે હુનરમાં તે ઘણી કુશળ હોય છે. બપોરે આખું કુટુંબ સાથે બેસી જમે છે. તે પછી પાછું ભર-

વાનું કાંમ ચાલે છે. સાંજે પારસી અબળા ફરવા અથવા પોતાનાં ઓળખીતાઓને મળવા ભેટવા જાય છે.



મેનર્સ એન્ડ કસ્ટમસ ઓવ ઓલ નેશન્સ,—રેવરંડ જોન પલોટસ, ૧૮૨૭.

મેજાઈ લોકોના ધર્મગુરૂઓ પોતાના જમાનાના બહુજ કાબેલ ગણીત શાસ્ત્રીઓ તથા ફીલસુફો હતા......................આ પ્રજાનો એક બાકી બચેલો ભાગ ગબરનાં નામ હેઠલ આજે પણ ઈરાનમાં વસે છે, કે જ્યાં તેઓ પોતાના પવિત્ર આતશની અતી ઘણી સંભાલ લે છે, અને તેને કદી બુજાવા દેતા નથી—પાનું ૫૩૫.



પાયોનીયર.

પેહેલા દહાડાની રમત પછીના બીજા દહાડાનાં પરિણાંમે જે સેવટની આશા આપી હતી, તેજ સેવટ ત્રીજે દહાડે થોડાજ વખતમાં આવી ગયું. છેલી વીકેટ પડતાંજ અંગ્રેજોના ૯૩) રન થયા હુતા, જેથી પારસીઓ ૧૦૯) રનની જીત મેળવી શકયા છે. પારસી ટીમે પોતા સામેના આ સરસ ટીમનો, બંને દાવમાં ૧૦૦) થી ઓછા રનમાંજ દાવ છોડાવ્યો હતો, જે બનાવ પારસીઓની બૉલીંગ અને ફીલડીંગ માટે ઘણો સરસ વિચાર ઉતપંન કરે છે. વળી તેઓએ ૧૮૨) રન જેવો મોટો સ્કોર—પોતાના હુરીફો કરતાં બેવડો—કીધો હતો. તે બતાવે છે કે પારસી ખેલાડીઓએ પોતાની રમતને ઘણી સરસ મોતેબરી આપી છે, અને આ રમતનાં પરીણાંમ પછી, અંગ્રેજો વટીક કબુલ કરશે કે એ રમતમાં પારસીઓએ સારી મર્દાનગી બતાવી છે.



અંગ્રેજી રાજનીતિ,—કર્નલ એ. પાર્નેલ ૧૮૯૫

મારી ચોપડીમાં હીંદુસ્તાનને લગતી બાબદનું વીવેચણ કરતાં દેશની બહારના ભયો જેવા કે રૂશયાના હુમલા સામે તલવાર વડે દેશનો કેવી રીતે બચાવ કરવો તેજ બાબત ધ્યા-

નમાં રાખી કામ લીધું છે. દેશના અંદરના કારોબાર માટે પણ સુલેહ તથા શાંતી જાલવવા માટે પોલીસ વગેરે મજબુત લશ કરી બલ રાખવું જોઈએ એમ કહેવામાં હું ધારૂંછું કે તમો પણ મારી સાથ મલતા થશો. હું તમારી સાથ બોલેબોલ મલતો થાઉંછું કે સ્વરાજનો ઇંગ્લંડની દરેક પ્રજાનો હક છે પણ હું ધારૂં છું કે શાહનશાહતના જુદા જુદા ભાગોના લોકોને તે હક બેસ્તા થઈ પડે તેવો તેમાં ફેરફાર કરવો જોઈએ. ફીતુરી દેશી રાજ્યો જે અંગ્રેજી રાજ્યના સીધા કાબુ હેઠલ નથી તેમાં બેદીલીનું કેટલું તત્વ ફેલાયલું છે—કે જે હમેશ રહેવાના સંભવો છે—તે મારા કરતાં તમો વધુ સારી રીતે જાણોછો. હીંદુસ્તાનના સઘલા રહેવાશીઓ તમારી જાતના તમારા જેવા સુધારાવાલા અને તમારો ધર્મ પાલનારા હતે તો મારાં મત મુજબ હીંદુસ્તાનનો કારોબાર તે દેશના વતનીઓને હાથ ચલાવવા દેવામાં કાંઈ પણ વાંધો રહે નહિ.

---

**પરશીઆ, એન્શન્ટ એન્ડ મોડર્ન—જોનપીગટ,** એફ. એસ. એ., એફ. જી. એસ., એફ. આર. જી. એસ. ૧૮૮૪.

એક પુરાતન રેવાજ મુજબ તેહરાન ખાતેનાં બ્રીટીશ મીશનના સઘળા બાગબાનો ગબર લોકોજ છે. લેડી શીલ જે તેઓને મળીને વારંવાર વાતચીત કરતી હતી, તે જણાવે છે કે તેઓ અતી ઘણી ઉદ્યોગી પ્રજા છે, અને પોતાનાં ગુજરાન અર્થે બહુ સખત મહેનત કરે છે..............મુસલમીનો સાથે મુકાબલો કરતાં તેઓ બહુ સદગુણી છે. તેઓ એકજ સ્ત્રી સાથ પરણેછે.—૧૩૨.

---

**લાઈફ ઇન ઇન્ડયા,—મીસીસ લીઆપોલ્ડ પેજેટ. ૧૮૬૫.**

પારસીઓ અથવા આતશ પરસ્તો, જેઓ અસલ ઈરાંની ઓલાદના છે, તેઓ બહુજ તવંગર અને સૌથી સહાસીક વેપારીઓ છે.—પાનું ૬૪.

---

**ધી પારસીસ, ઑ૦ ચાર્લસ ડી૦ પોસ્ટન, ૧૮૭૭.**

ઇંગ્રેજી હકુમતની હિંદુસ્તાન ઉપરની ફતેહની શરૂઆતથીજ પારસીઓ અતી ઘણા વફાદાર, હોશ્યાર અને હિંદી શાહનશાતની સૌથી વધારે સાહસીક પ્રજા તરીકે ગણાતા આવ્યા છે. તેઓ સારા બાંધાના, ચાલાક, ખુબસુરત અને અક્કલવંત હોય છે. તેઓની ઉદાર લાગણી, પરોણાગત અને સહેલાઈથી ભલી જાય એવો સ્વભાવ કહેવતરૂપ થઈ પડયાં છે. તેઓ બહુ લાયક અભ્યાસી છે, અને ઘણું કરી કેટલીક ભાષા ઉપર સામટો કાબુ ધરાવે છે. અસલી ઈરાનીઓ ખગોલ વિદ્યાનું અતી ઘણું ઉંડું જ્ઞાન ધરાવતા હતા. ગેલીલીઓ જે ભુમી ઉપર જન્મ પામ્યો તે ભુમી દર્યામાંથી ઉગી નીકલી તે આગમજના તેઓ પૃથ્વીના ચક્રાવાની હકીકત માનતા હતા. તેઓનો ધર્મ ઉદાર લાગણીની જરૂરયાત તેઓને મુળતત્વ તરીકે શીખવે છે, અને કોઈ પણ બીજી પ્રજા એઓ કરતાં વધુ ઉદારતા ધરાવતી નથી. પારસીઓમાં ભીખારી મુદલ નથી, ગોયા એઓમાં ભીખારીપણાંને મંડલીની એબ ગણવામાં આવે છે. માત્ર મુંબઈ શહેરમાંજ એઓનાં સ્થાપેલાં બત્રીશ ધર્મખાતાંઓ છે. પારસીઓની હુસ્યારી, ચાલાકી અને વેપારી સહાસ પૂર્વમાં કહેવતરૂપ છે, અને વેપારીઓ તરીકેની તેઓની આંટ હદ વિનાની છે, તેઓ એક પવિત્ર અને મોતેબર ધર્મના શાગેર્દો છે, કે જે ધર્મ પોતાનાં અતી ઘણાં પુરાતનપણાં માટે તથા જે મુશ્કેલીઓ વેઠી તે હજી જીવવા પામ્યો છે તે માટે અતી ઘણો માનને લાયક છે.



## ૬.

## સર જેમ્સ ફરગ્યુસન.

આ દેશમાં મજબુત રીતે પગભર થયલા પારસી જેવા ટોલાને તેને લાયકનું માન આપતાં એક ગવરનર અથવા કોઈબી સરકારી અમલદારે અચકવાની જરૂર નથી. એ ટોલો આ દેશમાં એક નવાઈસરખી હાલત ભોગવે છે. જુદી જુદી જાતના કરોડો લોકો વચે તે પોતાની નાનકડી સંખ્યા છતાં પોતાના માન અને મરતબાથી દીપી નીકળ્યો છે. ગમે તેવા લોકો સાથે સંબંધમાં આવ્યા છતાં તેઓએ પોતાનો પુરાતન ધર્મ વગર હરકતે જાલવી રાખ્યો છે. હું આ દેશમાં આવ્યો તે આગમજ પારસીઓનું નામ મારા દેશમાં સર્વેના મોઢામાં રમી રહેલું હું સાંભલતો હતો. અહિંઆ આવ્યા પછી ઘણાક પારસીઓ સાથે મને મીત્રાચારી થઈ છે અને મારી જીંદગી સુકી ટકાવી રાખવાની મને આશા છે. આટલા ખોલાસા પછી આજની આપણી અત્રેની હાજરી વિષે વધુ બોલવાની હુ જરૂર જોતો નથી.



## એ ન્યુ એકાઉન્ટ ઓવ ઇસ્ટ ઇન્ડયા એન્ડ પર્શીયા,—

## જોન ફ્રાયર.

નદીની આ બાજુએ એક બીજી જાતના લોકો વસે છે, જેમને પારસી નામથી ઓળખવામાં આવે છે. મુસલમાનોએ હુમલા કરી આ દેશને જીતી લીધો તે અગાઉ અહીંઆં આવી વસવાની એ લોકને રજા મળી હતી. જ્યાં તેઓ પેહેલા આવી ઉતર્યા ત્યાંજ હજી સુધી રહેતા આવ્યા છે. તેઓની વસ્તી હિંદુસ્થાનના પશ્ચિમ કીનારાની ચારસો માઇલની લંબાઇમાંજ જોવામાં આવે છે, અને એ દેશના કીનારાથી વીસથી વધુ માઇલ દૂર અંદરના ભાગમાં તેમની વસતી માલુમ પડતી નથી.

આરબો ઇરાનપર ચઢી આવ્યાથી તેઓને નવાં રેહેઠાણો સોધવાની અને ત્યાં આશરો લેવાની ફરજ પડી હોય એ બનવા

જોગ છે. જે લોકો પાસે હોડીઓ હતી, તેઓ ઇરાની આખાતમાં થઈ હિંદુસ્થાન તરફ સેહેલાઈથી નાહશી આવવા પાંમ્યાં. ત્યાંના રાજાએ તેઓ સાથે કેટલીક શરતો કીધી, જે તેઓએ કબુલ રાખી હતી. દાખલા તરીકે તેઓથી કોઈ શેકારી જાનવર અને જીવવાલી ચીજોને મરાય નહીં; અને એ ઉપરાંત જ્યારે તેઓએ બીજી શરતો કીધી ત્યારે તેઓને વસવાત કરવાનો આવકાર દેવામાં આવ્યો હતો.

પારસીઓ જરા ઉજળા રંગના, અને હિંદુઓ કરતાં વધારે સુઘડ છે. જાણે કે તેઓ એકજ બાપના હોય, અને તે બાપ જીવતો હોય, તથા સઘળા એકજ કુટુંબના હોય તેમ સાથે (મોહોલ્લાઓમાં) વસે છે. વળી એક બાપના સઘળા દીકરાઓ પોતાની બાયડીઓ સાથે તે બાપના ઘરમાંજ રહે છે, અને તેણે મેલવેલી માલમીલકતમાં તે સઘલાઓનો ભાગ હોય છે. જો તેઓનો મુરંબી ગુજરી જાય અથવા બાહેર ગામ જાય તો સૌથી વડા છોકરાને આખું કુટુંબ એક મુરંબીના જેટલુંજ માન આપે છે, અને એ પ્રમાણે વડા ભાઈની ગેરહાજરીમાં તેથી ઉતરતાને વડપણ મળે છે. એ મુરંબીને જોતાંવાર તેના છોકરાઓ ઉભા થઈને માન આપે છે, અને જ્યાં સુધી તે પોતાની જગ્યાએ બેસે નહી, ત્યાં સુધી તેઓ જરાપણ હીલવાની હીંમત કરતા નથી.

પારસીઓમાં વ્યાપારીઓ કરતાં ખેડુતનો ધંધો કરનારા વધુ પ્રમાણમાં હોય છે. તેઓ પરદેશ જવાને દરકાર કરતા નથી. તેઓ દર્યાવૃદ્ધિ ખાતાંને બલદનાં ગાડાંઓ પુરાં પાડે છે, અને વહાણોને લાકડાં તથા પાણી પુરૂં પાડે છે. જેમાં તેઓ જુનાં સવાલી ગામના એક કુવાનું પાણી લાવતા હોવાથી, તે ઘણુંજ સરસ હોય છે.



**સર બાર્ટલસ ફ્રીયર**—૧૮૫૮.

પારસી ટોળો નામદાર મહારાણીની વફાદાર પ્રજા છે. પારસીઓમાં ઘણા ઉદાર શખ્સો છે, અને તેઓમાં સર જમશેદજી

જીજીભાઈ બારોનેટ મોટા સખી થઈ ગયા છે; પારસીઓએ વ્યાપારમાં ઘણી હીંમત બતાવી લંડન, લીવરપુલ અને ગલાસગોમાં પેહેડીઓ સ્થાપી છે, અને પોતાનાં બાળકોને ઈંગલાંડ મધે સર ઈ. રાયની જેવા ચંચળ અને ઉલતમંદ શીક્ષકોના હાથ નીચે કેળવણી અપાવે છે.



સર બાર્ટલ ફ્રીયરનું ભાષાણ તા૦ ૭-૩-૬૬.

જે ગૃહસ્થની ઉદાર દીલની સખાવતથી આ ઈમારતનો પાયો નખાયો છે, તે ગૃહસ્થ પોતાનાં કુટુંબમાં એવાં સખાવતનાં કામ કરનારા પેહેલા નથી. તેવણના વડવાઓએ ચીનની સફરો કરવાની ઉલટ આપવામાં પારસીઓ ઉપર મોટો ઉપકાર કીધો છે. હીરજી રેડીમની, પેહેલા ગૃહસ્થ પી૦ ફારબસની મોટી પેહેડી સાથે જોડાયા હતા, અને તેવણે આ વેપારી માર્ગ ખુલ્લો કરી આપ્યો હતો, જેથી હાલ ઘણાકો માતબર થઈ ગયા છે. તેવણે, સઘળા ધંધામાં લેવડદેવડની ઝડપ રાખવાથી રેડીમનીનો એલકાબ મેળવ્યો હતો. નામીચા ડયુક ઑફ વેલીંગટનના ડીસપાચોની નોધોની અંદર મેં ત્રણ ચાર મરતબે એ અમીરના વિચારો એ નામીચાં વેપારી હાઉસ બાબે વાંચ્યા છે કે હિંદુસ્થાનમાં બ્રીટીશ સરકારના લાભમાં તેઓ પોતાનો વેપાર રોજગાર ચલાવતા હતા. વળી શેઠ કાવશજી જેહાંગીરનાં માતાજી તરફથી એવા ગૃહસ્થો સાથે તેવણને સંબંધ છે કે જેઓ માહેલા એક ગૃહસ્થનાં મરણ ઉપરથી મુંબઈના ગવરનર ડેનકીને સેંટ થામસનાં દેવળનો મોટો ઘંટ વજાડવાનો હુકમ કીધો હતો. પારસી જેવા ટોળામાં આ બાબદો ઘણીજ ધ્યાન પુગાડવા જોગ છે કે તેઓના વડવાઓ આવા નામીચા થઇ ગયા છે. તે સાથ એક સ્રીની ઉદારતા ભુલી જવી નહીં જોઈએ કે જેની સખાવત માટે આ કાલેજ મોટી આભારી છે. મુંબઈના સુધરેલા અને ઉદાર દીલના પારસીઓની માતાઓ તથા બાનુઓ આવા વિચારની

થાય, એ તેઓને ખરાંજ ભાગ્યશાળી સમજવાં. આવો ઉત્તમ દાખલો બીજી બેહેનપણીઓને આપવા માટે તે લાંબી મુદત સુધી જીવે એવી મારી દુઆ છે.

---

## હુમન સાયન્સ ઑર ફ્રેનોલોજી,—પ્રોફેસર ઓ. એસ. ફાઉલર.

જો હું એક પારસી તરીકે ઉધર્યો હુતે તો, બામદાદમાં ઉગતા આફતાબનો એક ભક્તિમાન પુજંક હું થતે, અને દિવસના એ અસ્ત પામતા યઝદને રવાનમાંથી પીગળતી લાગણી સાથનું માન હું આપતે.—પા. ૮૭૫.

---

## લેડીઝ વોયેજ રાઉન્ડ ધી વર્લ્ડ,—આઇડા ફીફર્સ.

એ સઘળી જાતોમાં આતશને માન આપનારા (પારસી)ઓ સૌથી તવંગર છે. એ લોકોને ઈરાનમાંથી આશરે ૧૨૦૦) વરસ ઉપર હાંકી કાઢવામાં આવ્યા હતા, અને તેઓ હિંદુસ્થાનના આખા પશ્ચિમ કોસ્ટા ઉપર આવી વસેલા છે. તેઓ અજાયબ જેવી રીતના ચાલાક અને માહીતગાર લોકો છે, ઉદયોગી તેમજ સખાવતવાલાબી છે, જેથી ગરીબ લોકો તેઓમાં દીસતા નથી, તથા ભીખારીઓ તો તેઓમાં મુતલગ નથી, અને સઘળું આબાદ દીસે છે. સૌથી સરસ ઘરો જેમાં અંગ્રેજો રહે છે, તે લગભગ સઘળાં તેઓનાંજ છે, અને તેઓ ભપકા ભરી સ્વારીઓમાં અને ઘણાક ચાકરોના દમામ સાથે જગેજગ ફરતા માલુમ પડેછે. તેઓમાંનો એક ઘણોજ તવંગર આસામી જમશેદજી જીજીભાઈ કરીને છે, જેણે પોતાના એકલા ખરચે એક આસ્પીટલ બાંધી છે, તે ગૉથીક ઢપમાં ઘણી રોનકદાર બનાવેલી છે. ત્યાં યુરોપ્યન ડૉકટરોને રાખવામાં આવ્યા છે, અને સઘળા ધર્મના દર્દીઓને દાખલ કરવામાં આવે છે. તેવણને ઇંગ્રેજ સરકાર તરફથી નાઈટના ખેતાબનું માન મળેલું છે, અને ખચીત જો હિંદુસ્થાનના

કોઈબી રેહેવાસીને પેહેલ વેહેલું આવું માન કોઈ કાળે બી મળ્યું હોય તો તે એવણનેજ છે.

જ્યારે હું મુંબઈમાં હતી, ત્યારે કોઈ મી૦ માણેકજીએ મેહેરબાનીની રાહે મને પોતાનાં ઘરમાં બોલાવી હતી, કે પારસીઓની રીતભાંત થોડી ઘણીબી હું જોઉં. ખુરસીઓ, કોચો, આરસીના તખ્તાઓ વગેરેથી તેમના ઓરડાઓ ઘણાખરા અંગ્રેજી રીતેજ સનગારેલા મને માલુમ પડયા, અને ઓરતોનો પેહેરવાસ તવંગર હિંદુ સ્રીઓના પોશાકને જુજ ફેર સીવાયે મળતો આવતો હતો. ફેર એટલોજ કે મજલીનને બદલે રેશમી કપડું હોવાને લીધે હિંદુ સ્ત્રીઓના પોશાક કરતાં તે વધારે મલાહજા ભરેલો હતો. રેશમનાં કપડાં ઉપર સોનેરી કસબનું ભરતકાંમ ઘણી અછી રીતે કીધેલું હતું અને એવા ભપકામાં ત્રણ વરસના બુચાંઓ પણ શામેલ સતા. તેઓથી ઉતરતાં બાળકો અને નવાં જન્મેલા બુચાંઓને સાદાં રેશમી કપડામાં લપટેલાં હતાં, પણ સોનેરી અને રૂપેરી કસબનું ભરતકાંમ તો સઘળાં બચાંઓની ટોપીઓપર હતુંજ હતું, અને આઠ મહીનાનાં નોંધળ્યાંઓને પણ કીમતી પથરા તથા મોતીઓથી મઢી લીધેલી વિંટીઓ અને પોહોંચીઓ પેહેડાવેલી હતી.

તે કુટુંબે જમવા બેસવા અગાઉ પેહેલાં હાથ ધોયા, અને ચેહેરા પણ પાણીથી સાફ કીધા. તેમના વડાએ એક નહાની બંદગી કીધી (બાજ ધરી), અને સૌથી નહાનું બચું જે છ એક વરસનું હશે તે સીવાયે સઘળાં ટેબલ ઉપર બેઠાં; અને પોતાના જમણા હાથ જુદી જુદી રકાબીઓમાં નાખવા લાગ્યાં. તેઓ ગોશ્ત અને મરઘીના કટકાઓમાંથી માંસ તથા માછલીના કટકાઓ ખેંચી કાઢવા લાગ્યાં, અને રસમાં તથા સાહાસોમાં બોળીને તેમને એવી તો ચાલાકીથી મોઢામાં નાખવા લાગ્યાં કે ખોરાક હોઠોને અડકતો નહતો. જો હોઠોને અડકી જવાય તો પાછા હાથ ધોવા પડે અથવા જે રકાબીમાંથી ખોરાક લીધો હોય તે તેજ વખતે પોતાની પાસે લઈ આતી વેળા બીજી કોઇ બી

રકાબીને અડકાય નહીં તેઓને જ્યારે કાંઈ પીવું પડે છે, ત્યારે મોહોડું પોહોળું કરી હોઠને અથડે નહીં એવી રીતે પીએ છે. આ મુજબની ખાવાની રીતી પેહેલી નજરે ઝાઝી ઠીક લાગતી નથી; પણ ખરેખર તેમાં અચરતી જેવું કાંઈ નથી, કારણ કે ખાધા પછી તરતજ હાથ ધોવામાં આવે છે, અને ખોરાક સીવાયે બીજી કોઈ વસ્તુને હાથ લગાડવામાં આવતા નથી.



## સર ચાર્લસ ફૉર્બસ, તા૦ ૬-૪-૧૧.

અમારા દેશી આડત્યા મી૦ દીનશા એદલજીની તમારી સાથે ઓલખાણ કરાવાની મને રજા આપો, જે પોતાના ધંધામાં ઘણા સારા માહીતગાર છે એમ હું માનું છું............સાધારણ રીતે મેં પારસીઓને મોટી લાયકાત ધરાવનારા અને બીજા કોઈબી દેશીઓ કરતાં વધારે પ્રમાણીક જોયા છે, અને જેટલે દરજ્જે માન અને સખી દીલ ગુરદો તેઓમાંના કેટલાક જણ બતાવે છે, તેથી કરી આપણા પોતાના જાતભાઈઓને પણ સારૂં લાગ્યાવિના રહે નહીં.



## સર ચાર્લસ ફૉર્બસ.

આગળ ઇંગલાંડની આમની સભાનો એક મેંમબર પારલામેંટ વચે બોલ્યો હતો કેઃ-"હિંદુસ્થાનના લોકો જેમ બાહેરથી કાળા છે, તેમ ભીતરમાંથી પણ કાળા છે." આ બોલનારને તેજ વખ્તે સર ચારલસ ફોરબસે ઉઠીને સ્વાલ કીધો કે "શું હિંદુસ્થાનના પારસીઓને બી આ ટીકા લાગુ પાડવામાં આવે છે?" પેલા બોલનારે હા પાડવા ઉપરથી સર ચારલસે હીંમતથી જવાબ આપ્યો કેઃ-

બીજા દેશીઓ માટે જવાબ આપવાનું હું માથે લઈ શકતો નથી, પણ પારસીઓ માટે હું કહું છું કે તેઓ હમેશ સારી નીતિના અને સચાઇનો લેબાસ પેહેડનારા છે. સાચું બો-

લવું, સાચું વમાસવું, અને નીતિમાન રહેવું એ તેમના ધર્મની ઉત્તમ ખુબી છે. આપણુ (અંગ્રેજ) લોકોમાં લુહાડ, ઢેડ, વેશીઆ, ભીખારી વગેરે છે; પણ પારસીઓના પવિત્ર ધર્મની કેળવણીને લીધે તેઓમાં એવું કાંઈ નથી. પારસીઓ કેવા છે તે વિષે હું હિંદુસ્થાન જઈ આવેલા લશ્કરી તથા સનદી અમલદારોનું મત લઈશ, અને આવતી સભામાં જાહેર કરીશ.

એ મુજબ બોલવા પછી સર ચારલસે હિંદુસ્થાન જઈ આવેલા સઘળા અમલદારો વચે એક સરકયુલર ફેરવ્યો હતો અને આમની સભાની ખાતરી કરી હતી કે "પારસીઓ જેવા નીતિમાન અને પ્રમાણીક બીજા કોઈ નથી."



## જેમ્સ ફૉર્બસ.

થોડાં વરસ થયાં સુરતના સૌથી નાદર બાગ બગીચા હિંદુ કે મુસલમાનોના હસ્તકમાં નથી, પણ શેહેરની બાહેર ઘણીક જાગીરો સાથે પારસીઓના હાથમાં છે, જેઓ મેં આગળ જણાવ્યા પ્રમાણે એક મોટી અને ઉદયોગી કોમ છે. આ ઈરાનથી આવેલી કોમ, હાલમાં અજબ જેવી રીતે વધી ગઇ છે. પોતાના ધર્મના બચાવને માટે નાશી આવેલાં થોડાંક કુટુંબોમાંથી હિંદુસ્થાનના પારસીઓની આટલી બધી સંખ્યા વધી ગઈ, તેવો દાખલો ઇસિરાએલ લોકોના અજબ જેવા દાખલા સીવાયે બીજો કોઈબી મોજુદ નથી. એક ચાલાક, જોરેમંદ, શીયાણી અને ખંતી કોમ તરીકે પારસીઓ કંપની સરકારની પશ્ચિમ હિંદુસ્થાનની રૈયતનો એક ઉમદા ભાગ છે, જ્યાં તેઓને પનાહ મળે છે એટલુંજ નહીં, પણ તેઓ ઘણું માન અને ઉતેજન મેળવે છે. જ્યાં તેઓ વસે છે, ત્યાંની સરકાર કે પોલીસનાં કામની વચે તેઓ કદી આવતા નથી, પણ ધીમે ધીમે અને ગુપચુપ, દોલત અને તેથી મળતો વગવસીલો મેળવતા જાએ છે. પારસી લોકો માત્ર દોલત મેળવે છે એટલુંજ નહીં, પણ તેથી મળતાં દરેક

પ્રકારનાં સુખ અને મોજ ભોગવે છે, જે તેઓના ઘર સંસારના કારોબાર ઉપરથી, અને અકસર કરી મુંબઈ તથા સુરતમાં પોતાના ઇંગ્રેજ મિત્રોને કેટલીક વેળા તેઓ જે જીઆફત આપે છે, તેમાં યુરોપ્યનોનાં સુખ અને રીતીની સાથે આ દેશના ભપકાનેબી મેળવીને પરોણાગત કરે છે, તે ઉપરથી માલુમ પડી આવેછે.

---

## જેમ્સ ફૉર્બસ.

મુંબઈ અને સુરતખાતે મુખ્ય વ્યાપારીઓ અને વહાણોના ધણીઓ પારસીઓ છે. કેટલાકો કારીગરીના હુનરો શીખેલા છે, અને તરેહવાર જાતની બનાવટોનાં કામોમાં ગુંથેલા રહે છે. હિંદુસ્થાનમાં સૌથી સરસ સુથારો અને વાહાણ બાંધનારાઓ એ કોમને લગતા હોય છે. તેઓની વસ્તી મુંબઈમાં ઘણી મોટી છે, અને સુરતમાં તેમના વીસ હજાર કુટુંબો વસે છે. હજી સુધી તેઓએ પોતાની જુદી હકુમત સ્થાપવાને કસીબી કોશેસ કીધી નથી. માઠે ભાયગે, તેઓમાં ધર્મ સંબંધી મતફેરને લીધે બે તડાં (શેહેનશાહી અને કદમીનાં) પડી ગયાં છે.

પારસીઓ ઘણા ખરા ઉંચા કદના, ખુબસુરત, કસરતબાજ, સારા બાંધાના અને હિંદુસ્થાનના બીજા દેશીઓ કરતાં વધારે ગોરા હોય છે. તેઓની ઓરતો પોતાની પાક દામનને માટે વખણાયલી છે. છોકરીઓ નાજુક અને ખુબસુરતી વાલી હોય છે.

હિંદુસ્થાનમાં જ્યાં જ્યાં પારસીઓ વસે છે, ત્યાં ત્યાં તેઓ પોતાના પવિત્ર આતશના કેબલાને માટે દરેહમેહેરો તથા સેવટના વિસામાને માટે દોખ્મા બાંધે છે.



## ૫.

### એ ઈયર અમંગ ધી પરશીયન્સ,—એડવર્ડ જી. બ્રાઉન. એમ. એ. એમ. બી. ૧૮૯૩.

જ્યારે સાતમી સદીમાં આરબ પેગંબરના લડાયક દીન-પાળનારાઓએ ઈરાન ઉપર હુમલો કીધો અને પોતાની તોફાની કતલ દરમ્યાન ત્યાંની પુરાતન પ્રજા અને માનને લાયક ધર્મનું સત્યાનાશ વાળ્યું ત્યારે તવારીખમાં કદી ન વાંચવામાં આવે એવો એક ન ધારેલો અને નહિ સરખામણી થઈ શકે એવો મહાભારત ફેરફાર તે દેશમાં થયો. જ્યાં સદીઓ સુધી અવસ્તાઈ બંદગીના પુરાતન કલામો પઢાતા હતા અને પવિત્ર આતશ બળતો હતો, ત્યાં અહુરમજદના તે આતશકદેહોનાં ખંડયરો ઉપર ઉભી કરવામાં આવેલી મસ્જીદોમાંથી હવે મુએઝીનના અવાજો નીકળવા લાગ્યા. જરથોશ્તના ધર્મ ગુરૂઓ શમશેરથી કતલ થયા; પુરાતન કેતાબો બળતામાં ભસ્મ થઈ ગઈ; અને બહુજ ટુંક વખતમાં એકવારના મહા બળવાન ધર્મની નીશાન જીવતી રાખવાને હિંદુસ્તાનના કીનારાઓ તરફ નહાસી જતા મુઠીભર લોકો અને યઝદ અને કેરમાનના દુરનાં અને એકાંત શહેરોમાં વીખરાયલાં ટોળા સીવાય બીજું કોઇ રહયું નહિ. ખરેખર ગોયા એક આખી કોમ સદંતર બદલાઈ ગઈ હતી, અને આર્યન ઈરાનીઓને સેમેટીક "ઘલોડી ખાનારાઓ" જેઓને તેઓ પહેલાં ધીકકારતા હતા, તેઓનીજ ઝુંસરી તળે રહેવું પડયું એટલુંજ નહિં પણ ખુદ તેઓનો ધર્મ અને ભાષા વટીક એખ્ત્યાર કરવી પડી.—પા. ૧૨૩.

મારી મુસાફરી દરમ્યાન મારી અતીઘણી ખુશાલી વચ્ચે આખરે હું પીળા ઝભા સાથના બે જરથોસ્તીઓને મળવા પામ્યો. આ ગબર લોકો જેઓ તરફ અત્યાર આગમજનીજ હું માનની લાગણી ધરાવતો હતો, તેઓને ખુદ નજરે નજર જોવાથી જે ખુશાલીની લાગણી મને ઉત્પન્ન થઈ તે હું દબાવી શકયો નહિં.

અતી ઘણું દુઃખ ખમનાર આ પ્રજા સાથના મારા જાતી અનુભવથી એઓ તરફનાં મારાં માનમાં અતીઘણો વધારો થયો.

યઝદ અને કેરમાન ખાતે તેઓનાં સંબંધમાં આવ્યા પછી મને મળેલા જાતી અનુભવ ઉપરથી તેઓની દયાનતદારી, એકીનદારી અને ઉદ્યોગ માટે મને બહુ ઉંચું મત છે.

મારા દેખાવથી જેટલી અજાયબી તેઓને ઉત્પન્ન થયલી હોવી જોઈએ, તેટલીજ અજાયબી, પુરાતન દુન્યાના એક મજહબના પાલનારા આ પીળા ઝભાવાળા લોકો, જેઓને જુલમ અને અપમાનોની બાર સદી તેઓનાં જાતીવતન ઉપરથી દુર કરવાને શક્તિવાન થઈ નથી, તેઓને જોવાથી મને ઉત્પન્ન થઈ; અને તેઓની સભ્યતા ભરી ચાલચલણ તથા તેઓના ચેહરાંના દમામદાર દેખાવથી હું છક થઈ ગયો. તેઓ ધર્મની મનાઇને લીધે તુર્કી લોકો, આરબો અને એવીજ બીજી નોન–આર્યન જાતો સાથે પરણુતા નથી, અને તેટલા માટે અસલ આલેસ ઈરાની રૂપના તેઓ નમુના જેવા છે, કે જેની શરીરીક ખુબસુરતી સામે કદાચજ હરીફાઈ થઈ શકે. (પાનુ ૩૭૪)

સામાન્ય રીતે, મારા જરથોશ્તી મીત્રોને મેં પોતાના વિચારોમાં અતીઘણા ઉદાર અને ખુલ્લાં દીલના જોયા. (પા. ૩૭૯)



**જેનરલ એકનબરીનું** ભાષણ તા૦ ૧૨–૧૧–૯૨.

તમારી ફોજનાં હાજરી પત્રકમાં પારસીઓની સંખ્યા ઝાઝી નહીં જોવાથી મને લગાર અજાયબી ઉપજી છે. લાર્ડ કેનીંગનાં વખ્તથી હિંદુસ્થાનની સરકાર એવો અભિપ્રાય હમેશ ધરાવતી આવી છે કે, હિંદુસ્થાનની વાલંટીયર ફોજ, હિંદુસ્થાનનાં અંગ્રેજી લશ્કરના એક વધારા સરખી છે, અને તેથી એ ફોજમાં એવા લોકોને સામેલ કરયાની જરૂર છે કે જેઓ અંગ્રેજી રાજ્ય તરફ સંપુર્ણ વફાદારી બતાવતા હોય, અને જેમના લાભ અંગ્રેજી રાજ્યની હસ્તી ઉપર આધાર રાખતા હોય. હવે હું

જાણું છું કે, પારસીઓ કરતા વધારે વફાદારી ધરાવનારા અને વાલનટીયર થવાને વધારે લાયક બીજા કોઇ નથી. ક્રીકેટની અને બીજી રમતોમાં તેઓએ મેળવેલી ફતેહ ઉપરથી જોવામાં આવે છે કે તેઓ મર્દાનગી ધરાવનારા છે. તેઓ ઉદાર દીલના છે તેની એક સાબેતી મેશરસ નશરવાનજીની કુંપનીએ તમને ઈનામમાં આપેલાં 'કપ' ઉપરથી મળે છે. તમારી સફમાં તેમને દાખલ કરવા દેવા સાંમે વાંધો લેવામાં આવેલો મેં સાંભળ્યો છે, પણ હું સોગંદપર કહું છું કે, જો તમે તેમને દાખલ કરવા ના પાડશો તો હું એમ વિચારવા માંડીશ કે, ક્રીકેટની રમતની મુવાફેક વાલનટીયર લશ્કરની કવાયદમાં પણ તેમની સાથની હરીફાઈમાં હારી જવાનો ભય તમો રાખો છો.



**ડા૦ થામ્સ બ્લેનીનું** ભાષણ તા૦ ૧૩-૧૦-૭૫.

પારસીઓની ઉદયોગી ચાલ, તેમની પછવાડે લાગવાની આદત, તેમની ચંચલ બુદ્ધિ અને સાહાસ કર્મો ઉપરથી એવું માની શકાય છે કે આ દેશમાં ઉદયોગને નવી જીંદગી આપનારા તરીકે આગેવાન ટોળો તેમનો છે; અને પોતાનાં નામને કીર્તિવાન કરવા, તથા પોતાની દોલત અને લાગવગમાં વધારો કરવા સાથે હજારો ગરીબોનું અજ્ઞાનપણું ટાળીને તેમને કેળવણી આપી હુશીઆર બનાવવાથી તથા તેમની ગરીબડી હાલત દૂર કરીને તેમને સારી હાલતમાં લાવવાથી તેમના આશીર્વાદ તેઓ મેળ-વશે, એટલુંજ નહીં, પણ વળી તેઓ આવતા જમાનામાં પોતાની ઓલાદને માટે આબરૂદાર, ઈમાનદાર, અને નફાકારક ધંધા પુરા પાડશે.

———ooo———

**આમદાદ.**

હમજાતીનો પ્યાર પારસીઓમાં ઘણો છે. જેઓ પોતાની કોમના છે તેઓના વિચારમાં રહેવું, તેઓ માટે ફીકર રાખવી, તેઓ સારૂ મેહેનત કરવી, તેમને માટે રંજ ખેંચવો અને તે-

ઓની હાલત બેહેતરીપર લાવવાને પોતાનો ખજાનો ખરચવો, એવાં કાંમોમાં પારસીઓ ઘણો સારો નમુનો બીજાઓને દેખડાવેછે.

---

**ખામદાદ,** સપટેંબર ૧૮૫૮.

માણુસોએ એક બીજાનો બોજો ઉઠાવવો એ તેઓની એક મોહોટી ફરજ છે. એ ફરજ પ્રમાણે પૈસાદાર શખ્સોએ પોતાના પૈસાનો એક ભાગ ગરીબોની લાચારીનો બોજ હલકો કરવા વાપડવો જોઇએ. અમારા પારસી ભાઇઓને એ વાત ઘણી આજેજીથી કહેવાની જરૂર નથી. એઓ સખીદીલ રાખે છે, અને સખાવતો કરેછે, એ વાત સારી દુનિયાને રોશન છે. એઓ પોતાના ગરીબોની એવી રીતે પરવરશી કરે છે કે પરજ્ઞાતના લોકો તે જોઇને તેમની કીર્તિ ગાએ છે. જેમ બીજી કોમોના ગરીબ માણુસો ભીખ માંગવાને ભટકતાં ફરે છે અને હેરાન થાય છે, તેમ પારસી કોમના ગરીબો થતા નથી. સર જમશેદજી જીજીભાઇ બારોનેટ તથા સખી પારસી ગૃહસ્થોની દોલતથી તેઓનું પાલણ પોશણ અછી તરેહથી થતું જાય છે.

---

**કર્નલ જોન બીડલફનું** ભાષાણ તા૦ ૧૬-૯-૯૧.

પોતાની મેહેનત, ખબરદારી અને આગળ વધવાની ઇચ્છા માટે પારસી કોમ જાણીતી થઈ છે. હિંદુસ્થાનમાં પારસીઓની કોમ એક લાખથી વધુ માણસોની નથી એમ હું માનું છું. એટલા માટે પ્રજામાં તમે જે આગેવાન જગ્યા રોકો છો, તે માટે તમે વાજબી રીતે મગરૂર થઈ શકો. બ્રીટીશ સરકારની આ મુકરર કીધેલી રાજનીતિ છે કે દરેક માણસે કસી પણ હરકત વગર પોતાની ધર્મ સંબંધી રાહરસમ પ્રમાણે ચાલવું. તમારી કોમને એ રાજનીતિથી જે ફાયદા થયા છે, તે હિંદુસ્થાનના પારસીઓની દોલત અને આબાદી તથા ઇરાનખાતેના તેમનોજ ધર્મ પાળનારા ભાઇબંધોની હાલત વચ્ચે સરખામણી કર-

વાથી જણાઈ આવશે. બ્રીટીશ પ્રજા દાખલ પારસીઓ પેરીસ, લંડન, ન્યુયાર્ક, અને હાંગકાંગ જેવા દુરના મુલ્કો ખાતે હાલ વેપાર ચલાવે છે; અને હું માનું છું કે હાંગકાંગખાતેના પારસીઓ પેલા પરગજુ ઇંગ્રેજોને રાજી રાખવા માટે અફીણના વેપારમાં બહુ પડેલા છે. મારી ખાતરી છે કે નામદાર માહારાણીનાં સુખવાળી રાજ્ય તરફ તમોને જે અદા કરવાનું છે તે તમો કદી ભુલી જશો નહીં. જે જગ્યા ઉપર તમારી અગ્યારી બંધાઈ છે તે જગ્યા તમોને મુકરર કરી આપવાને માટે વર્ષોની વાતપર મેં જે ભાગ લીધો હતો, તે બાબે તમે જે ઇશારો કરો છો, અને જોઇને હું ખુશી છું કે જમીનની તે બક્ષેસ તમને બહુ પસંદ પડી છે, અને હું વિશ્વાસ રાખું છું કે બલુચીસ્તાન મધે તમારી કોમના લાભોની ખીળવણીમાં તે તમને મદદગાર થઈ પડશે. સેવટે, મી० રૂસ્તમજી, આજ દીનના મેળાવડાને જન્મ આપનાર તમારાં કુટુંબમાં બનેલા શુભ અવસર માટે હું તમને મુબારકબાદી આપું છું.

———:0:———

જરનીઝ ઇન પરસીઆ એન્ડ કુરદીસ્તાન પુ. ૧. **મીસીસ બીશપ**
(આઈસાબેલા એલ. બર્ડ.)

પ્રમાણીકપણાંના સંબંધમાં તેઓ બહુજ ચીવટ છે, અને યઝદમાં કીમતી રેશમની વણતનો ધંધો કરે છે; તે સીવાય બીજી સઘળી જગ્યાઓ પર તેઓ ખેતી કરે છે. તેઓ તંબાકુનો કદી પણ ઉપયોગ કરતા નથી, અને આતશની પવિત્રાઇને લીધે, તેઓની હજુરમાં બીડી પીવી એ વિવેકથી ઉલટું ઠરે છે.—પા. ૧૯૪.

### **ધી ગ્રેટ ઇન્ડયન રીલીજીઅન્સ,—જી. ટી. બેટની.**

પારસીઓની સંખ્યાનું પ્રમાણ ધ્યાનમાં લેતાં તેઓએ ઘણો હદ બહાર લાગવગ અને દોલત મેળવ્યાં છે. હરકોઈ કામમાં જે ચાલુ ઉલટ તેઓ દેખાડે છે તે ઇરાંનીઓથી વંશપરં-

પરા ઉતરી આવેલા ગુણની એક મજબુત ગવાહી છે. ધંધા વેપારને લગતી તેઓની આહોશીથી એ પ્રજા ટકી રહી છે.

ખરેખર એઓજ માત્ર એકલી એક પ્રજા છે કે જેણે બીડી પીવાની રસમને ધીકારી કાઢી છે.

---:o:o:---

## પરશીઆ એન્ડ ધી પરશીઅનસ—એસ. જી. ડબલ્યુ. બેન્જામીન. ૧૮૮૭.

ગબર લોકો અથવા આતશ–પરસ્તોની જે નાની સંખ્યા હજી સુધી બચી રહેલી છે, તે નામીચો સાયરસ જે પ્રજાને પોતાની ફત્તેહો ઉપર લઇ ગયો હતો તે પ્રજાની યાદ આપણને આપે છે; આ ગબર લોકો બીજી કોઈ પ્રજા સાથે પરણતા નથી. (સફે ૧૩૦)

યઝદ ખાતે તેઓની સંખ્યા ઘણીજ છે, અને ત્યાં તેઓ રેશમી ગુથણ કળાનું કાંમ કરે છે, કે જે કામ માટે ઈરાન નામીચું ગણાય છે. કોઈ કોઈ ઠેકાણે તેઓ ખેતીનું કામ કરે છે. તેઓ એક જાતનું અજાયબ જેવું પહેરન પહેડે છે, જેનો રંગ પીળો હોય છે; અને ઈરાન દેશ કે જ્યાં હાલમાં દયાનતદારી અને પ્રમાણીકપણાંની ખુટ છે, ત્યાં આજ પ્રજા ફકત સૌથી વધુ દયાનતદાર રહી શકી છે. અલબતે, આ લોકો હજી અસલી ઈરાંની ધર્મ–ક્રિયાઓ વગેરેના તથા આતશ, રોશની વગેરે તરફનાં ભેદી માનના રેવાજોને વળગી રહ્યા છે, અને આટલી નોંધ ધ્યાન ખેંચવા લાયક છે કે ઘણાક હુશ્યાર ગબરો ખુલી રીતે જણાંવે છે કે અમે સૂર્ય કે આતશને પુંજતા નથી, પણ એ અલંકારો મારફતે તેના અસલ પેદા કરનારની ભકિત કર્યે છીએ. નીતિમાન ધોરણને આધારે જેઓ બીડી પીવાની રસમની સાંમે છે તેઓ જાણીને ખુશી થશે કે કોઈપણ ગબર તંબાકુનો મુદલ ઉપયોગ કરતો નથી, એટલુંજ નહિ, પણ તેની હજુરમાં બીઠી પીવી એ પવિત્ર આતશને અપમાન આપી વિવેકથી ઉલટું ચાલવા સરખું છે. (સફે ૩૫૬–૩૫૭)



---

## કરાંચી: પાસ્ટ, પ્રેઝન્ટ, એન્ડ ફ્યુચર—અલેકઝાન્ડર એફ. બેલી.

કરાંચીનાં બંદરમાં ચાલતા વેપાર રોજગારમાં પારસીઓ જે અગત્યતા ધરાવે છે, તે તેઓની નાની સંખ્યા ઉપરથી માલમ પડતી નથી.

તેઓને "આતશ–પરસ્તો" કરી કહેવામાં આવે છે, પણ એ શબ્દ સાંમે મને બહુ સખ્ત વાંધો છે, કાંય કે એ શબ્દ એઓના ધર્મની ખરી ખુબીને મળતો નથી.

તેઓ જરથોસ્તનો ધર્મ પાળનારા છે, કે જે જરથોસ્ત ઉંડી અને બારીક ફીલસુફીઓના શોધક તરીકે, તથા દુન્યાની ઉત્પતીની વિદ્યા, ખગોળ વિદ્યા, જાદુઈ વિદ્યા વગેરેના ઉસ્તાદ તરીકે વખણાઈ ગયો છે. તેણે આતશ સીવાય બંદગી માટે બીજી કોઈ દેખીતી ચીજને લાયક ગણી નહીં, અને આતશને મહાન કીરતારનાં તદન બંધબેસ્તાં આલાત તરીકે જાહેર કીધો.

વચલા જમાનાઓમાં જે દરજ્જો યુરોપમાં યાહુદીઓ ભોગવી ગયા હતા, તેજ દરજ્જો હિંદુસ્થાનમાં પારસીઓ આજે ભોગવે છે. જો કે પારસી કોમ બહુ નાની છે, છતાં તે તદન જાત–મેહેનત ઉપરજ આધાર રાખનારી છે.

પારસીઓમાં ભીખારી કે બદચાલની ઓરતો નથી. તેઓ અતીઘણી સખાવત કરે છે, અને ખુદ પોતાનાં ગરીબોનું ભલું કરે છે, એટલુંજ નહીં પણ ઇરાનના ઇરાનીઓને આપવા પડતા ચોક્કસ કર વટીક પોતે એક ફંદ ઉભું કરી ભરે છે. જુદી જુદી ભાષાઓનું જ્ઞાન મેળવવામાં તેઓ બહુ ચબરાક છે, અને દુન્યાના જુદા જુદા ભાગોની ખબરો મેળવવાની અજબ શક્તિ ધરાવે છે. હિંદુસ્તાન અને તેની આસપાસના દેશોમાંના મુસલમાનો અને હિંદુઓમાં ચાલતાં મતો માટે, આપણા કમીશનરો અને કલેકટરોને સાથે લેતાં તેઓ જેટલું જ્ઞાન ધરાવે તે કરતાં વધુ જ્ઞાન એક ઓફીસમાં કાંમ કરતો મુંબઈ ખાતેનો પારસી ધરાવી શકે છે.

ધંધા સંબંધી તેઓની ફતેહ તદન તેઓને લાયક છે, કારણ કે તેઓ પોતાનાં કામમાં એટલા તો ચાલાક અને મેહેનતુ છે કે યુરોપ્યનો વટીક તેઓ ઉપર કદાચજ સરસાઈ ભોગવી શકે.

---

## લાઈફ ઈન બોમ્બે.—૧૮૫૨.

પારસીઓ માત્ર દ્રવ્ય મેલવવાના સંબંધમાંજ અતી સહાસીક અને ઉલટમંદ છે એમ નથી; પણ મનશક્તિની ખીલવણીમાં અને સુધારા અને સાયન્સના હાલના સઘલા હુનરોની ખીલવણીમાં તેઓ હમેશ આગેવાની ભર્યો ભાગ લઈ આગલજ વધે છે. વહાણ બાંધનાર, સુથાર અને ઝવેરીઓ તરીકે તેઓ સર્વોપરી છે, અને ખરેખરી રીતે જોતાં, આખાં મુંબઈમાં કોઈ પણ એવો વેપાર યા યાંત્રીક ધંધો નહશે કે જેના કારોબારમાં મુખ્ય અને આગેવાની ભર્યો ભાગ લેનાર એક પારસી ન હોય.—પા૦ ૨૬૧.

---

## મ.

દીવાન બહાદુર **મણીભાઈ જશભાઈનું** ભાષણ તા૦ ૨૯–૧૨–૯૨.

નવસારીમાં આવ્યાથી મને ત્રણ વાતનો સંતોષ થયો છે. નવસારી કે જે પારસીઓનું મુખ્ય સ્થલ છે, અને જ્યાંથી ઠામ ઠામ પારસીઓ પ્રસાર થયા છે, તે નવસારીમાં હું એક દીવાન લેખે આવ્યો છું, એટલુંજ નહીં, પણ, ગુજરાતના રહીશ તરીકે હું અત્રે આવવાથી આનંદ પામ્યો છું.

ગાયકવાડ સરકારની સઘળી પ્રજામાં, પારસી પ્રજા કેળવણીમાં ઘણી ખંતવાલી જણાઈ છે. ચીન વેલાયત વગેરેના સાહાસીક વ્યાપારમાં પેહેલ વેહેલું પારસીઓએ ઝોકાવ્યું છે. પારસીઓમાં આવીને પારસીઓનાં દર્શન થયાં તે માટે હું સર્વ શ્રોતા જણોનો ઉપકાર માનું છું. અમારી ગુજરાતી ભાષા પારસીઓએ લીધી તો લીધી, પણ તેઓ અમારી ગુજરાતી ભાષા લઈને પુ-

સ્તકો રચે છે, અને પેપરો ચલાવે છે. વડોદરા રાજ્યના બીજા પ્રાંતોમાં કેળવણીના રસ્તા ઉપર એક ઘોડાની ગાડીઓ ચાલે છે, એટલે ત્યાંના સર્વ લોકો કેળવણીના હીતાર્થ સરકારનેજ માથે પડેલા છે. પરંતુ નવસારીના કેળવણીના રસ્તા ઉપર તો બે ઘોડાની ગાડીઓ ચાલતી જણાય છે, એટલે રૈયત અને રાજા બે જોડાઇને કેળવણીનું ગાડું ચલાવે છે.

સ્ત્રી કેળવણીમાં હિંદુઓ કરતાં પારસીઓ વધારે નસીબવાન છે, કેમકે દસ બાર વરસની જે ઉમરે મગજ શક્તિ સ્થીર થાય, તે સીખવા ભણવાના વખ્તે જ્યારે પારસી ભાઈઓ સ્ત્રી કેળવણીની શરૂઆત જેવું કરે છે, ત્યારે હિંદુ ભાઈઓ તો એટલી ઉમરે જાણે સ્ત્રીઓ ભણી રહી હોય, તેમ તેઓને સ્કુલમાં જતાં અટકાવે છે.........અહીંઆંની પ્રજાએ મારે માટે જે માનની લાગણીઓ બતાવી છે તે માટે હું તેઓનો મોટો ઉપકાર માનું છું. છેવટે મારી એટલી સુચના છે કે અંગ્રેજી કેળવણી સાથે ધર્મની કેળવણી પણ એટલીજ કાળજીથી આપવી જોઈએ છે.



## સીલેક્ટ રાઈટીંગ્ઝ ઑાવ ધી મોસ્ટ રેવરંડ ડા૦ લીઓ મ્યુરીન, એસ. જે.

પારસીઓની આતશની સેતાયશ કરવાની રીત મુર્તીપુંજા છે, એમ ધારવાથી હું ઘણો દુર છું. જેઓ પારસીઓ ઉપર આ સૌથી જબુન ગુનાહનું તહોમત મુકી, તેઓ આતશ યા ખોરશેદને ખુદ ખુદા તરીકે માને છે એવું સાબેત કરવાને શક્તિવાન નથી, તેઓ ખચીત નાલેસીના બહુજ ધીક્કાર ભર્યા ગુનાહમાં ગેરફ્તાર થાય છે.—પાનું ૫૬૫.



ન્યુ યૉર્ક મરકયુરી, રવિવાર, તા૦ ૨૯ મી માર્ચ ૧૮૮૬.

પારસીઓ એક એવી પ્રજા છે કે જેનું મૂલ ઈરાનમાં ઘણાજ પુરાતન જમાનાઓમાં શરૂ થયું હતું, અને જ્યાંથી તેઓએ

હિંદુસ્તાનમાં આવીને યાહુદીઓની માફક તરેહવાર રાજ્યોની ઉઠલપાઠલ છતાં પોતાનો મોભો જાલવી રાખ્યો છે.



**મોલ્વી મહેદી અલીનું** ભાષણ મુંબઈ ૧૫-૯-૯૫.

પારસી કોમ આસમાન ઉપરના એક તારા સમાન ચકચકીત છે કારણકે તેઓમાં સંપ છે, સારા ગુણ છે અને એક બીજાને મદદ કરે છે. અલબતાં તેઓમાં પણ કોઈ એક બીજામાં ટંટો હશે પણ તેઓ કામ પડવે કપટ લેતા નથી.



**આલબર્ટ ડ માન્ડેલ્સો,** ૧૬૩૮.

પારસીઓ ઘણાખરા દર્યાના કીનારા ઉપર વસે છે, અને તેઓ સઘળા સુલેહસંપજથી રહે છે. તમાકુની ખેતી અને તાડીના દારૂની આએપત ઉપર ઘણા ખરા ગુજરાન ચલાવે છે. તેઓ વ્યાપાર વણજ, શરાફી, દુકાનદારી અને બીજા બધા ધંધાઓમાં ગુંતાયલા છે. ફકત લુહાડ અને સોનીના ધંધામાં તેઓ પડતા નથી; કારણકે આતશને બુજાવવો એ તેઓ મોટો ગુનાહ સમજે છે. પારસીઓ એકજ સર્વ શક્તિવાન ખુદાને માનનારા છે.

તેમનાં ઘરો નાહાનાં તથા અંધારાં હોય છે; તેમાં થોટોજ સામાન રહે છે. તેઓ એકજ મોહોલ્લામાં સાથે વસવાને ચાહે છે. તેઓમાં કોઇ ચોકસ માજીસ્ટ્રેટ નથી, પણ પોતાનીજ કોમ મધેથી બે સારાં માણસોને તેઓ પોતાના ટંટાનો ઈન્સાફ કે લવાદી સોંપે છે, અને પોતાના કજીઆ ટંટાની બાબદ ઘણી ખરી બીજાઓ આગલ લાવતા નથી.

પારસીઓ આતશ જેવી પવિત્ર ચીજ બીજી કોઈ ગણતા નથી. તેની તેઓ ઘણી જતન કરે છે; કારણકે તેઓનાં કહેવા મુજબ ખુદાઈ નુર બતાવવાને આતશ જેવું બીજું કાંઈ નથી; અને તેથી તેઓ કોઈ બતી અથવા ચેરાગને ફુંક મારી બુજાવતા નથી, તથા આતશને બુજાવવા કદી પણ પાણી વાપડતા નથી.

અગર કોઈનું ઘર આગથી બળી જાય તોબી તેપર પાણી નાખતા નથી, પણ ખાક અથવા માટી તેપર દાબી દે છે, અને તેબી તેઓ ઘણું મુસીબત જેવું સમજે છે.

તેઓમાં વિધવાઓ નાતરૂ કરી શકે છે. તેઓમાં જનાકારી અને રંડીબાજી મોટા ગુનાહ ગણાય છે, અને જો ઇન્સાફ તેઓના હાથમાં હોય તો તેવા ગુનાહગારોને તેઓ મોહતની સજા પણ કરે.

તેઓ આંગે ઝાઝા કદાવર નથી, તો પણ તેમનો દેખાવ હિંદુસ્થાનના બીજા લોકો કરતાં વધારે ખુબસુરત છે. તેઓની ઓરતો દેશની બીજી ગ્નાતની ઓરતો કરતાં મુકાબલો નહીં થઈ શકે એવી ગોરી તથા ખુશનુમા છે. મર્દો લાંબી અને ગોળ કાપેલી દાઢી રાખે છે, કે જે રીત આજ પચાસ વરસ થયાં ફ્રાન્સમાં દાખલ થયલી છે. તેઓમાં કોઈ બાલો રાખે છે અને કોઈ કાપે છે.



## હીસ્ટરી ઑવ પર્શીઆ, કલેમેન્ટસ આર. મારકહામ,

સી. બી., એફ. આર. એસ. ૧૮૭૪.

જરથોસ્તીઓના મજબુત, ગંઠાયલા અને સખત બાંધાનાં દેખાવને તેઓ ઉપર જમાનાઓ સુધી ગુજરેલો જુલમ ફેરવી શકયો નથી, હાલના ઈરાનના વસનારાઓ કરતાં આગલા વતનીઓ જોરમાં અતી ઘણે દરજ્જે ચઢયાતા છે, અને બહુ ઉદ્યોગી છે. તેહરાન ખાતે શાહનાં જનાનખાનાના બાગમાં ગબર યાને ઈરાની લોકોનેજ રાખવામાં આવે છે, કારણકે તેઓ પરહેજગારી અને પ્રમાણીકપણાં માટે બહુ જાણીતા છે.

મુંબઈખાતેના પહેલવહેલા મોભાદાર અને દોલતમંદ પારસીઓ ગરીબઈમાંથી ખુદ પોતાની જાતી મહેનત અને સહાસીકપણાંનેજ લીધે ઉગી નીકળ્યા હતા.

પારસીઓ પોતાનાં કામકાજોમાં અતીઘણા પ્રમાણીક અને આબરૂદાર રહે છે. તેઓની મોઢેની કબુલાત વચન જેવી ગણાય છે. રેલ્વે કંપનીઓ અને બેંકોની સ્થાપનામાં તેઓએ બહુ ભાગ લીધો છે. તેઓ માંહેલા કેટલાકો વહાણોના ધણીઓ છે, કેટ. લાકો મોટા વીસ્તારની જમીન સુધારી ખેતીનાં કામોમાં પડયા છે, અને મુંબઈ ખાતેનાં ઉત્તમમાં ઉત્તમ ઘરો પારસીઓની મીલકત ગણાય છે.

સર જોન માલકમે કહ્યું છે કેઃ—હિંદુસ્તાનમાં પારસીઓના જેવી હુશ્યારી અને સહાસીકપણાં માટે વખણાયલી બીજી એકે કોમ નથી.—સફે ૯૮–૯૯.



## સર જોન માલકમ.

પારસીઓ પોતાની ચાલાકી અને સાહાસીક કામો માટે ઘણા વખણાયલા છે. હિંદુસ્થાનમાં તેઓના જેવો બીજો એકબી ટોલો નથી. હિંદુસ્થાનમાં ઇંગ્રેજી કેળવણી દાખલ થવા પછી, મુંબઈમાં સ્કુલો અને કૉલેજો સ્થાપવાથી સુધારાને માટે મળેલી તકોનો લાભ લેવામાં એક પ્રજા તરીકે આતુરતા બતાવીને પારસીઓએ પોતાની આગળી કીર્ત્તી જાળવી રાખી છે.



## સર જોન માલકમ.

ઈરાનના પુરાતન બાંધકામોની નીશાનોનું આ પુસ્તકમાં જે ઉપર ટપકે બેયાન આપ્યું છે, તે ઉપરથી હવે ત્યાંના કદીમ વતનીઓની રીતભાત તથા ચાલચલણ માટે વિચાર આપવાને બની આવે છે. જે પુરતી નીશાનો આજ સુધી બચી રહેલી છે તે ઉપરથી આપણે આ વાત બાહાલ રાખી શકયે કે પુરાતન પારસીઓ સુધરેલી જીંદગીના સઘળા હુનરોમાં ઘણા આગળ વધી ગયા હતા, તથા પોતાના કેટલાક પાદશાહોનાં રાજ્યમાં તેઓ એવી તો આબાદી, જાહોજલાલી તથા ખુશી ખુરમી

ભોગવતા હતા, કે તેવી આબાદી, જાહોજલાલી તથા ખુશી ખુરરમી ત્યાર પછી આજ સુધી તેઓ કદીપણ ભોગવવા પાંમ્યા નથી. આ બીના એવાં તો એક મતથી બાહાલ રાખવામાં આવી છે કે તેની સચાઈ માટે શક લઈ જવો તે ગોયા અભિમાન બતાવા જેવું છે. પણ તપાસ અને તકરારની સચાઈને કદી પણ ઝાંખ લાગી શકતી નથી; અને જે ટોળાની તવારીખ અત્રે આપી છે, તે ટોળાની સ્થિતિ અને રાજપાત સાથે જે બાબદો સંબંધ રાખે છે, તેમની તવારીખ બીજી હરેક બાબદની તવારીખ કરતાં વધારે ઉપ્યોગી ગણાય છે.

યુનાનીઓની તવારીખોમાંથી જણાય છે કે કદીમ ઈરાનીઓ વચે શીયાનાં તથા માણસ જાતનાં સુધરેલાં ટોળાં વસતા હતાં, અને તેમના ઉપર અદલ રાજ ચાલતું હતું. 'બાઈબલમાં' આપણે વાંચ્યે છીએ કે મીડીયન તથા ઈરાનીઓના ધારા નહીં ફેરફાર થઈ શકે એવા હતા. ઈરાનની કદીમ રીતભાતો વિષે જે અહેવાલો યુનાની ગ્રંથકારો આપી ગયા છે, તેઓમાં થોડી તવારીખને લગતી બાબદો જે તેઓ જણાવી ગયા છે, તે ઉપર જે દરેક વાંચનાર ધ્યાન આપશે તેને માલુમ પંડશે કે મેં ઉપર જે મત આપ્યું છે તેની તેઓ વિરૂધ જતા નથી........પુરાતન ઈરાનના રેહેવાસીઓનો ઘણો ખરો ભાગ, શેહેરો અને કસબાઓમાં વસતો હતો, એ વાત તવારીખ અને કેટલીક મોહોટી તારાજ થઈ ગયલી નીશાનો, જે એ દેશમાંથી સોધી કાઢવામાં આવી છે, તેઓનાં પુરાતનપણાં ઉપરથી માલુમ પડે છે. આપણને તવારીખ ઉપરથી જણાય છે કે ઘણાજ કદીમ જમાનામાં ઈરાનીઓ પોતાનાં ગુજરાનને માટે, પોતાનાં ગાય ઢોર કરતાંબી ખેતીવાડી ઉપર વધારે આધાર રાખતા હતા; તેનાં કારણમાં એવું જણાવામાં આવ્યું છે કે જેઓ માંસ ભક્ષ કરતા હતા, તેઓને લાંબો વખત સુધી તેઓ ધીક્કારની રાહે જોતા આવ્યા હતા; અને એજ સત્તાઓ ઉપરથી આપણને એવુંબી માલુમ પડે છે કે, એ જમાનામાંબી કેટલાક ટોળાંઓની સંખ્યા તંબુઓમાં રેહેતી હતી. ઈરાનની

આબો હવા, તથા જમીનની તાસીરને લીધે એવી રીતે જીંદગી ગુજારવી ઓર વધારે બંધ બેસતી થઈ પડતી હતી. ઈરાનના પુરાતન ભટકતાં ટોળાંઓ આફતાબને બુજર્ગ કરી ગણુતી વેળાએ હરેક પાહાડ ઉપર ચઢતા હતા, યા તો આતશખાનાંઓની અંદર પોતાના પયગાંમબર જરથોશતનું નામ લેતા હતા.

ઈરાનના પુરાતન રેહેવાસીઓની ચાલચલણમાં નરમાશ-પણું અને ગરીબોને બચાવી લેવાની જે હીંમત ચાલુ હતી તેથી કેટલેક દરજજે તેઓમાં સભ્યતાબી જોવામાં આવતી હતી. સખાવત અને દયાના ગુણો સાથે હીંમતના ગુણો પણ એકજ પાયા ઉપર ગણુવામાં આવતા હતા,........સુધારામાં તે-ઓએ જે ઘણો વધારો કર્યો હતો, તેનું મુખ્ય કારણ એ હતું કે તેઓ ઓરત જાતને ઘણું માન અકરાંમ આપતા હતા, અને તેથી કરી તેઓ સખાવતનાં મહત કર્મો કરી શકતા હતા, કે જેનો બદલો સારોજ મળતો હતો. એવું માલુમ પડે છે કે, પુ-રાતન જમાનામાં ઈરાનની ઓરતો માણસોની મંડળીઓમાં માન ભર્યો દરજજો ભોગવતી હતી, અને પયગામબર જરથોસ્તના ધર્મનાં ફરમાનોમાં તો મર્દોના જેવાજ હકો ઓરતોનેબી આ-પવામાં આવ્યા છે, તે ઉપરથી એવો સાર નીકળે છે કે એ પય-ગામબરે પોતાના જાતભાઈઓની રીતભાત તથા છીટો ઉપર એટલું બધું તો ધ્યાન આપ્યું હતું કે તેથી આવા અગતજોગ ધારામાં તેણે કાંઈ પણ ફેરફાર કર્યો ન હતો. તેના જમાનાની આગમચના ઈરાનીઓમાંબી એ રસમ ચાલુ હતી.

પુરાતન ઈરાનીઓમાં, એલમ હુનર કેટલે દરજજે સુધી વધ્યો હતો તે વિષે કહેવું મુશ્કેલ છે. તવારીખપરથી જણાય છે કે પાદશાહ નોશીરવાને પોતાના દેશમાં મદરેસાઓ સ્થાપી હતી. તેમજ ધર્મના ઉપાધ્યાઓ પાસે તેમના ધર્મના લગતાં પુસ્તકો હતાં; અને તે સાથ તેઓ ઈરાનના પાદશાહોની તવારીખો ઘણી સંભાળથી બંચાવી રાખતા હતા. એ દેશના કાબેલ ધર્મ ગુરૂઓ

પુરાતન વખ્તથી જોતીશના એલમ માટે વખણાયલા હતા, કે જે ઉપરથી તેઓ ખગોળ વિદયાના મોતેબર એલમથી માહિતગાર હશે એમ જણાય છે. પણ તે અને તેને લગતા સઘળા એલમોનો તેઓના મોબેદોજ માત્ર અભ્યાસ કરતા હતા.

કદીમ ઇરાનીઓ, તેમના ખોરાક અને આબોહવાથી કસરતબાજ, મજબુત અને ખુબસુરત દેખાવના હોવા જોઈએ. જરથોસ્તી ધર્મને માનનારા કેટલાક ઇરાનીઓ હજી સુધી ઇરાનમાં બચી રહેલા છે, જેઓ ઉપર પડતા જુલમથી તેઓના દેખાવમાં પણ ફેરફાર થઈ ગયો છે. તેઓની હાલત વિષે ઇરાન દેશનો વખણાયલો મુસાફર સર જૉન શારદેન જેણે પોતાની મુસાફરીનું પુસ્તક સને ૧૬૮૬ માં છપાવી બાહેર પાડયું હતું, તેના પેહેલા ભાગના વધારાને સફે ૯૮) મે જણાવી જાય છે કેઃ—

'હુ ઇસ્ફાન આવી પુગ્યો તે વેળાએ પાદશાહ સુલેમાન ત્રીજો ઇરાનમાં તખ્તનશીન થયો હતો, તેને સારૂ જે જે નજરાણા લેવામાં આવ્યાં હતાં, તેમાંથી ગબર જેઓ કદીમ ઇરાનીઓ છે, અને જેઓ શેહેરને ઘણે દૂરને કાંઠે વસે છે, તેઓએ પોતાની મુફલસી જણાવ્યાથી, તેઓને મોકલા કરવામાં આવ્યા હતા કારણ કે આ વાતતો રોશન હતી કે તેઓ ઘણાજ મુફલેસ તથા ઘણીજ પરેશાન હાલતમાં હતા.'

પુરાતન ઇરાનીઓની ઓલાદમાંથી ઉતરી આવેલા પારસીઓ, જેઓ ગુજરાત અને મુંબઈમાં આવી વસ્યા છે, અને જેઓ બીજા ટોળાવાલાની ઓરતો સાથે પરણતા નથી તેઓનાં લોહીનાં ચોખાપણાં માટે આપણને કાંઇ બી શક રેહતો નથી. તે ઉપરથી આપણે જો વિચાર કર્યે તો, એ ટોળાનાં શરીરના હાલના વખતના દેખાવો, જેમાં બાર સદીના વસવાતથી એ ગરમ દેશોમાં ફેરફાર થવો જોઈએ, તે ઉપરથી આપણને એવાં મત ઉપર આવવું જોઇએ કે ઇરાનના કદીમ રેહેવાસીઓ, હમણાંના વતનીઓ કરતાં ખુબસુરતી અને દેખાવમાં કાઈપણ રીતે ઉતરતા

નહીં હતા, પણ ઘણા ચઢીઆતા હતા. કારણ કે હાલના ઈરાનના રેહેવાસીઓ (મુગલ લોકો) તો, ઓર ઉલટા સેંકડો મીશ્રિત ટોળાંઓ જેઓ યજદજરદના પડી ભાગવા બાદ એ દેશપર ચઢી આવ્યા હતાં, તેઓનાં લોહીમાંથી ઉત્પન થયલા છે.

## ઇંડીયન મીરર. ૧૮૯૬.

હિંદુસ્તાનની ત્રીસ કરોડની વસ્તીમાં પારસીઓની વસ્તી છેકજ નાની છે, તે છતાં અજબ જેવું છે કે, આજ કેટલાંક વરસો થયાં તેઓ સૌથી આગળ પડતા રહ્યા છે. બીજી સર્વે કોમોને તેઓએ છેક પછાત પાડી નાખી છે. હિંદુસ્તાનના લોકોના આગેવાનો કાંઈ બંગાળીઓ અથવા મરાઠાઓ નથી, પણ સર રીચર્ડ ટેમ્પલના બોલોમા બોલ્યે તો, "બ્લુ લોહીવાળા પારસીઓ" છે. સૌથી ચુનન્દા સ્વદેશાભીમાની નરો તેમની સંઙ્મમાં છે. આપણા રાજદવારી ભોમ્યા તેઓ છે. આપણી તરફથી લડત ચલાવીને પાર્લામેંટમાં પહેલી બેઠક એક પારસીએ મેળવી હતી. આમની સભામાં બીજા દેશી મેમ્બરબી પારસીજ છે. વડી ધારાસભામાં નવું લોહી ઉમેરનાર બીન સરકારી કાંઉન્સીલરબી એક પારસીજ હતા..........પોતાનો મોભો કેમ વધારવો અને દેશના લાભો હીમતથી કોઇના ડર વીના, ચીવટ લડત લડીને કેમ જાળવવા તે આખાં હીંદુસ્તાનને પારસીઓ શીખવે છે.

## રેવરંડ નોર્મન મેકલીઓડ, ૧૮૭૧.

અમારા વાંચનારાઓ જાણે છે તેમ, જે પુરાતન ઇરાનીઓ જરથોસ્તનાં ફરમાન પ્રમાણે ચાલતા હતા તેમના જીવતા દાખલા તરીકે પારસીઓ છે. તેઓ આતશને માન આપે છે, અને તેને એક નુરી કેબલા તરીકે ગણે છે, અને તે ખરેખર તેમજ છે. પારસીઓ યાહુદીઓની મીસાલે દેશ વગરના લોકો છે. તેઓ

હરેક ઠેકાણે વસે છે. તેઓ પોતાનાં નાતજાતનાં છુટાપણાંને લીધે ઘણો લાભ મેળવે છે.

આપણે હવે મુંબઈનાં કેળવણી ખાતાંઓ વિષે બોલ્યે. એમાં મુખ્ય ખાતું ગ્રાંટમેડીકલ કૉલેજ છે; જ્યાં પાંસઠ છોકરાઓ કેળવણી લે છે. પ્રૉફેસરો સાથની એ પાદશાહી કૉલેજ સર જમશેદજીની બોહોળી સખાવતથી બાંધવામાં આવી છે. આજ ત્રણ વરસની વાતપર (૧૮૭૦ માં) તેમના એક બેટા (શેઠ રૂસ્તમજી) એ (રગતપીતની) એક હાસ્પીટલ બાંધી આપી છે, અને તેમાં વળી કાવશજી જેહાંગીર નામે એક બીજા પારસીએ રૂ૮૧૦૦૦) ને ખરચે આંખની હાસ્પીટલ બાંધી છે. એ ઉપરથી જણાશે કે પૈસા કમાઇને કલબોમાં જવા, ભપકાદાર ગાડીઓમાં ફરવા, અને પાદશાહી સનગારવાળાં ઘરોમાં રેહેવા કરતાં આ સખાવતો વધારે ઉત્તમ છે, તેઓએ એટલા બધાં દુલ્લા જીવથી સખાવત કરી દેખાડી છે કે એવી સખાવત પાશ્ચમ હિંદુસ્થાનમાં કોઇબી દેશીએ કીધી નથી, એટલુંજ નહીં પણ તેની નકલબી કીધી નથી, આથી પારસીઓને માન ઘટે છે.



ગાઈડ ટુ બોમ્બે.—જેમ્સ મેકન્ઝી મેકલીન. ૧૮૯૦

સંખ્યાના સંબંધમાં પારસીઓ મુંબઈની વસ્તીમાં બહુજ નાનું પ્રમાણ ધરાવે છે, પણ તેઓની કામકાજની ચાલાકી, અને ઉદ્યોગથી તેઓ આખી વસ્તીમાં આગેવાન અને લાગવગ ભર્યો દરજ્જો ભોગવે છે. ધંધા સંબંધી સાહસીકપણાં તથા જાહેર હીંમત માટે તેઓ વખણાયલા છે, અને મુંબઈના વેપારનો મોટો ભાગ લગભગ એઓનેજ હાથ છે.



બૉંબે કુરીયર.—સર જેમ્સ મેકીન્ટોશ, તા૦ ૨૦-૮-૧૮૦૮

પારસીઓ પ્રાચીન કાળની એક સર્વથી જોરાવર પ્રજાનો બાકી રહેલો એક ભાગ છે. એ લોકો જુલમાતને લીધે હિંદુસ્થાનમાં નાશી આવ્યા હતા, અને ઘણાએક દાહેકાઓ સુધી

તેઓ એકાંતવાસ અને ગરીબી હાલતમાં રહયા હતા. સેવટે તેઓ એક અદલ ઈન્સાફવાલી સરકારનાં રાજ્યમાં આવી વસ્યા, જ્યાં તેઓ એશીયા ખંડમાં વસતા વેપારી વર્ગના લોકો માહેલા સૌથી વધારે પૈસાદાર વેપારી વર્ગમાંના એક વર્ગ તરીકેની પંકતીએ જલ્દીથી ચઢી ગયા. આ બાબદ હાથમાં લેતાં હું તેઓની આબાદીને કાંઈક સ્વદેશભીમાની મગરૂરી સાથ જોઉંછું. તેઓની પૈસા સંબંધી ચઢતી સ્થિતિને આપણાં અદલ ઈન્સાફની ઈધાણી તરીકે લેખુંછું, અને હું ધારૂંછું કે આપણે વાજબી રીતે મગરૂરી લઈએ કે આ ટાપુના સર્વેથી માતબર રેહેવાસીઓ રાજ કરતી કોમના એટલે ઈંગ્રેજો નથી. આ નહાની કોમ વળી બીજી બાબદો માટે પ્રખ્યાત છે. તેઓ હિંદુસ્થાનમાં પોતાના ૧૦૦૦ વરસના વસવાત છતાંબી પોતાના મગજની ચંચળાઈ અને શારીરીક કૌવત જાળવી રાખવાને શકિતવાન રહયા છે.

અહીંઆ આપણે એશીયા ખંડ માહેલી એક પ્રજાને નહીં બદલાએ એવા ગુણો ધરાવતી જોઈશું. જરકસીસના લશ્કરના કદીમ ઈરાનીઓ જેઓએ ૨૩૦૦ વરસની વાત ઉપર મુર્તિથી સીનગારેલાં દેહેડાંઓનો નાશ કીધો હતો, તથા જેઓ એકજ ખુદા છે, એવું માનનારાઓમાનાં સર્વેથી કદીમ જમાનાના થઈ ગયા હતા, તેઓનાં ખાનદાનથી ઉતરી આવેલા એ પારસીઓમાં મૂર્તિપુંજા તરફ ધિક્કાર બતાવાનો ખવાસ હજી સુધી જારી રહેલો જોવામાં આવે છે. તેઓં મૂર્ત્તિ પુંજા તરફ પોતાનો અતિશય ધિક્કાર બતાવે છે, અને જો કે આ મૂર્ત્તિ પુંજાના ચીનહો ટીબેટના પાહાડોથી તે એપીનાઈન્સ પર્વતો સુધી (એશીયા ખંડના એક નાકાંથી તે યુરોપના બીજા નાકાં સુધી) જોવામાં આવે છે તે છતાં બી જે માણસો વેહેમમાં ગરક થઈ ખરાબ રસ્તે જતા નથી, અને નીચ કાંમો કરવા સારૂ પોતાનો દરજ્જો ખોહોતા નથી, તેવા માણસોના વિચાર નીતિ તરફ ઢળેલા હોવાને લીધે, એવાં મૂર્ત્તિ પુંજક ચીનહો તરફ ધિકકારની નજરથી જુએછે.

એવીજ રીતની લાગણીઓથી દોરવાઈ જઈને અસલી ઈરાનીઓએ પોતાનાં રવાનોને જમીનની સપાટી ઉપર મેલવાનો રેવાજ ચાલુ કીધો હોય, જે રેવાજ પ્રમાણે તેઓના વંશજો (પારસીઓ) હજુરપણ ચાલે છે, અને એવું માની શકાય છે કે મુવેલાંઓ માટે આવી રીતની જગ્યાઓ દૂર વેગળી બનાવાની નેમ, તેમને અદેખા માણસોની જબરદસ્તીથી અને કદાચ પરકોમના ધિક્કારથી સહી સલામત બચાવી રાખવાની હોય. એ પવિત્ર એકાંતવાસના રેવાજથી, જેવી રીતે તેઓ પોતાની પાક જગ્યાઓની સંભાળ રાખવાની નેમ રાખે છે, તે કરતાં કોઈબી વિચાર વધારે સ્વભાવિક નથી.



## ક્વીન્સ ઇવનીંગ સેન્ટીનલ,—રેવરંડ ડા૦ મેકોલેસ્ટર.

તા૦ ૧૬-૧૭ મી જુલાઇ ૧૮૯૧,

પરલ નદીમાં હોંગકોંગથી કનટાન જતાં સ્ટીમર ઉપર અમને પારસીઓ સાથ થયલો મેલાપ એવો હતો કે જેની યાદદાસ્ત દીલમાં બહુ ખુશાલી ઉપજાવે છે. તેમના પોશાક, અકસર કરી તેમની ચાકલેતના રંગની ઉંચી પાઘડીઓએ પેહેલાં અમારૂં ધ્યાન ખેંચ્યું હતું. તેમના ચેહેરા રતાશદાર તથા સોહામણા હતા, અને તેમની આંખો કાળી તથા ચાલાક દેખાતી હતી. તેમનાં કપાળ પોહોળાં અને ઉંચાં હતાં તથા તેમના બાળ કાળા ભંમર હતા. તેમનો એ દેખાવ અમને બહુ પસંદ પડયો હતો. તેઓમાંના એકને અમે વાતમાં ખેંચતાં, તે ખુશીથી અમારી સાથે ભેળાઇને વાત કરવા લાગ્યો. અમને માલુમ પડયું કે તેઓ ચીનમાં વેપારને અર્થે આવ્યા હતા, અને તેઓ પારસીઓ અથવા જરથોસ્તીઓ હતા, તેઓ ચાલાક મગજના અને સારાં દીલના આસામીઓ જણાઈ આવ્યા, અને અમને જણાઈ આવ્યું કે, તેમના ધર્મનાં ફરમાનો પોતાનાં કામોથી બરાબર કરી બતાવાની નેમ તેઓ રાખતા હતા. અમે જે તેઓ વિષે વાંચ્યું હતું તે પ્રમાણે તેઓ કાંઈ આતશપરસ્ત ન હતા, એમ તેઓએ અ-

મારી ખાતરી કરી આપી. પોતાથી જુદો ધર્મ પાળનારાઓ વિષે કેટલાકો કેવો ખોટો ખ્યાલ ઉતપન કરવાની તજવીજ કરે છે તેનો વિચાર કરી અમે ખેદ પાંમ્યા, દુનિયાના પેદા કરનારની અખુટ રોશનીનાં એક ચિન્હ તરીકે તેઓ આતશને માત્ર માન આપે છે, અને તેને ખુદાની બંદગી કરતી વખતે હાજર રાખે છે. તેમના ખવાસ અને રીતભાત ઉપરથી અમારા મન ઉપર પુરતી અસર થઈ કે આ લોકો ઉંચી ઓલાદથી ઉતરેલા છે. તેઓએ અમને કહ્યું કે 'તમે પાશ્ચમ તરફ જેમ જેમ જતા જશો તેમ તેમ તમને અમારા ઘણા જાતીલાઓ મળશે, જેમને તમે ઓળખીને આગળ જશો તો તેઓ તમને હરખ ભર્યો આવકાર દેશે.' અમે આગળ વધી સીંગાપોર, કોલંબો, કલકતા, બનારસ, દીલ્લી વગેરે તરફ જતા ચાલ્યા તેમ તેમ આ વાત ખરી પડતી ચાલી. જેમ જેમ તેમના સંબંધમાં અમે આવતા ગયા, તેમ તેમ અમે તેમની ઘણીક તવારીખ જાણતા ચાલ્યા, અને આ નવાઈ જેવા લોકો વિષે બને એટલી વિગતો ભેગી કરવાનો ઠેડાવ કીધો.

* * * * * *

સેવટે તેઓ મુંબઈ આવી વસ્યા, અને બ્રીટીશ રાજની પનાહ બહુ ખુશીથી સ્વીકારી, તેઓએ પોતાને એ સરકારને અતી વફાદાર ટેકા જેવા સાબેત કરી આપ્યા છે. પાશ્ચમ હિંદુસ્થાનનાં આ સૌથી સાહાસીક શેહેરમાં તેઓ આગેવાન શેહેરીઓની સફમાં બીરાજે છે, અને વેપારીઓ, બારીસ્ટરો, જડજો, તબીબો, ઇજનેરો, સરકારી નોકરો અને જાહેર લખનારાઓ તરીકે તેઓ બહુ આગળ પડેલા જોવામાં આવે છે. આ શેહરમાં છુટથી ફરીને જ્યાંબી લોકોમાં અમે ભેલાઇએ છિએ ત્યાં પારસીઓ અમને બહુ આગળ નીકળી આવેલા દેખાય છે. તેઓનો ચપળ દેખાવ અને ઝડપીઆ કામ તેમનો ઉદયોગી ખવાસ દેખાડી આપે છે. આગળ તેમની વસ્તી લખોની હતી, પણ આજે તેઓ એકલાખથી વધારે નથી. આ દમામદાર મુંબઈ શેહેરમાં

તેઓ મોટાં મકાનો અને રોનકદાર બગીચાઓના માલેક છે. તેમનાં બૈરાં છોકરાં સુખવાસી નજર પડે છે. તેમનો ચેહેરો કદ અને ઢપછપ સોહામણાં હોય છે. તેમનો પોશાક તેમના દેખાવને ઉમંગી બતાવે એવો છે, અને તેઓ જીંદગીને સુખી માનતાં હોય એવાં લાગે છે. તેમનાં ઘરમાં જઇને જુઓ અને સફાઈ તથા સુઘડતાનો સરસમાં સરસ દેખાવ તમને નજર પડશે. ધણીઓ અને મોહોરદારો, માબાપો અને બચાંઓ એકમેકની સંગતમાં આનંદી બની રહેતાં તમો જોશો. એક સુખવાસી ઘરનું સુખ કેમ ભોગવવું તે તેઓ સમજતા લાગે છે. સંસારી સંબંધમાં સ્વચ્છ અને સાચા રેહેવાની અગતનો ઢડો તેઓ આપણને શીખવે છે.

પારસીઓ પડોશી દાખલ બહુજ માયાળુ છે. કાંઈ પોતાનીજ જાત તરફ એવી માયાળુ લાગણી બતાવીને તેઓ અટકતા નથી. 'આપણાં પડોશીઓને માબાપ જેવાં ગણીને સદા દીલમાં યાદ રાખવા' એ કહેવત તેઓ બહુજ મજબુતીથી ખરી પાડી દેખાડે છે. આ લોકો બહુ મલતાવડા છે, અને સર્વ સાથે હલીમળીને ચાલવાની તથા સૌ સાથ ભલાઈ કરવાની તક કદી જવા દેતા નથી.

જો કે પારસીઓ ખ્રીસ્તી નથી, તો પણ તેઓનાં દીલતો ખ્રીસ્તીઓ જેવાં ધર્મી છે. ખુદા ઉપર તેઓ મજબુત વિશ્વાસ રાખે છે. દુઃખની વખતે રડાકુટ નહીં કરતાં તેઓ સબુરી પકડીને ખુદાની મરજીને આધીન થાય છે. ટુંકમાં, આ લોકોને જેમ જેમ કસોટી ઉપર વધારે કસી જોઈએ તેમ તેમ તેઓના ખવાસમાં સોનું માલુમ પડતું જશે. આ વખતમાં તેઓ એશીઆની સૌથી પ્રકાશીત રોશની જેવા છે. સુધારામાં તેઓ સડસડાત આગલ વધ્યાજ ચાલે છે. સંખ્યામાં તેઓ થોડા છતાં ભવિષમાં આ લોકો શું કરી શકશે, તે કોણથી કહી શકાશે? માંસનાં વજન કરતાં મગજની ખુબી છેકજ ચઢતી છે. જેઓનાં મગજ અને દીલ મજબુત છે, તેઓ સંખ્યામાં થોડા છતાં દુ-

નિયા ઉપર રાજ ચલાવી શકે છે. પારસીઓ એક કીર્તીવંત તાજ જીતી ચુકયા છે, અને તેઓ હાલ જેવા ટકી રહેશે તો દુનિયાના વધારામાં એક બળવાન રાજ્યદંડ હાથમાં પકડી શકાશે. ખરા યોદ્ધાઓ! કે જેવા યોદ્ધાઓની યાદગારી ઉપકારની લાગણીસાથ જળવાઈ રહી છે. પડતી ઉપરથી પચાસ સાહાસ સુજે છે.

——o-o:o:o-o——

## મીસ્ટરી ઓવ ધી એજીસ,—મેરી, કાઉન્ટેસ ઓવ કેથનેસ, ડચેસ ડ પોમાર. ૧૮૮૭.

પારસીઓ જેમ સૂર્યને અને દર્યાવને તેમજ આતશને કેબલા તરીકે લેય છે, અને તેમ કરતાં ગેબી નુરોનાં નુર, તથા તમામ જીંદગીનાં મુળ અહુરમઝદને તેઓ પોતાના ખ્યાલમાં રાખે છે. આનું એક સુંદર વર્ણન ૧૭ મી સદીના ગુપ્ત બાબતો વિષેના લખાણો કરનાર ઇંગ્રેજ વિદ્વાન રોબર્ટ ફલડનાં પુસ્તકોમાં મળે છે.—(પા. ૧૨૮)

——:0:——

## ચાયના મેલ.

મુંબાઈમાં હાલ જે હુલડ થયું છે, તે વિષેની હકીકત અત્રેના અંગ્રેજોનેબી કાંઈ થોડી અગતની નથી. અંગ્રેજી રાજ્યના વાવટા હેઠળ જુદી જુદી પ્રજાના લોકો વસે છે. તેઓમાંના આજ કાંઈક સદીઓના જણાઈ ચુકેલા સૌથી વફાદાર, વખણાયલા અને સખી તબેહના (પારસી) ટોળાના લોકો ઉપર એવો મોટો હીચકારો હુમલો કરવામાં આવ્યો હતો. જે સખાવતો કે પાદશાહી દરજજેની અને તવારીખના સફાઓ ઉપર નોધી રાખવા જોગ જણાઈ છે તેવીજ સખાવતોનાં ભલાં કામો કરીને માત્ર એ પારસી ટોળો ધરાયો છે એમ નથી, પણ જે જે દૂરના દેશોમાં તેઓનાં પગલાં ગયાં છે, ત્યાં સઘળી પાંતીની સગવડ અને મોજમજાહનો વધારો થતો રહયો છે. અમો આ હોંગકોંગ શેહેર મધેજ

થયલાં તેઓનાં કામો વિષેનો દાખલો કહી યાદ આપ્યે છિએ કે, અત્રેના જાહેર બાગબગીચાના સીનગાર કરવા કીજે તથા ગામખાતાંના ધર્મનાં ફંડની પુંજીને આશરો આપવા કીજેબી એ પારસી લોકોએ નાણુંની મદદ આપી છે. તેટલા વાસ્તે જે જંગલી અને હીનપસ્તી ભરી આફત મુંબઈના પારસીઓ ઉપર ગુજાર્યામાં આવી છે તે ઉપર અમો અતી ઘણા ધિકકાર અને ગુસ્સાની નજરથી જોઈએ છિએ. એવી રીતના જુલમસર અલબતે ખરા અંગ્રેજ બચાઓની દીલસોજી પારસીઓ તરફ દોડશે તેમાં તો કસો શક નથી. વાસ્તે એ વાતને અમોએ પડતી મેલી છે........ મુંબઈની સરકારની ઢીલી દોરીને લીધેજ ત્યાંના મુસલમાનોએ કરપીણુ કામો કરવાની હીંમત ભીડી હુતી, કે જેવાં કાંમો સારૂ, કોઈ બીજી સરકારનાં અમલદારો તેજ વખતે તેઓને ખરા મુદ્દા સહીત પકડીને, તુરતજ શુળીએ ચઢાવી દેવાનું ઘટતું વિચારતે. પણ એ લોકોનું આવું કાંમ તો, ગોયા તેઓનાં બીજાં કાંમો કરવાની નીશાનીઓ જે આપણી નજરે પડે છે, તેઓનો માત્ર એક નમુનો છે, કે જે આપણી સત્તાનું માન અથવા રોબ પડતી હાલતમાં આવતાં જોઈને તેઓ કરવા વગર રહે નહીં. હાલમાં અંગ્રેજી રાજ્ય સખત ઉપાયો લેવાને આગળના કરતાં ઓછી શકિત ધરાવે છે, એવું અમો કહેવા માંગતા નથી. પણ એ મુસલમાન જેવા ટોળાના લોકો હાલ આપણે વિષે એવું ગુમાન રાખે છે, એમ અમો કહેવા માંગ્યે છિએ. એશીયાના લોકો ઉપર રાજ્ય અમલ ચલાવતી વખતે, આજના અંગ્રેજ રાજ્યાધિકારીઓ જે નબળી અને હીચકારી રીતીઓ અખત્યાર કરી બેઠા છે, તેનાં એ સઘળાં કડવાં ફળો છે, એમ સમજવું........ વળી બીજા શખ્સો એવી ગરૂરી લેનારાબી ચોકસ મળી આવશે કે જેવી રીતનું હુલડ મુંબઈમાં થયું છે તેવાં હુલડોથી કાંઈ ધાસ્તી ભર્યાં પરિણામો નીપજી નહીં શકે; યાને એવા અમલદારોના વિચાર પ્રમાણે એવાં હુલડો ઘણાં નજીવાં ગણાય છે, તેથી

જે લોહીના તરશીઆ ઝનુનીઓએ આપણા પારસી બંધુઓનાં ઘરબારો લૂટયાં છે, અને તેઓનાં સુખની બરબાદી કીધી છે, તેવા ગુનેહગારોને બંદુકની ગોળીઓથી મારીને નાબુદ કરવા નહીં જોઇએ. એવા ખવાસના અમલદારો ધર્મ સંબંધી ખટપટોમાં વચે નહીં પડવાનો પોતાનો ફતેહમંદી ભર્યો ઠેડાવ કરી બેઠા છે, તેઓની નજરમાં જે દુઃખ હાલ પારસી ભાઇઓને ખમવું પડયું છે તે કાંઇબી વજનનું લાગે નહીં.



## મદરાસ મેલ.

પારસીઓએ મેળવેલી ફતેહ અમારી વકીને મળતીજ ઉતરી છે. અમો માનતા હતા કે ઇંગલાંડની ટીમની નેમ અકસર કરીને પારસીઓને હરાવવાનીજ હતી, પણ મદરાસમાં તેઓએ કરેલા દેખાવ ઉપરથી માલુમ પડયું હતું કે તેવી ધારણામાં તેઓ ઠગાતા હતા, યાને તે ટીમ ઘણા સરસ રમનારાઓની નીવડી નહીં હતી. તોપણ હજી તેઓ વળતી મેચ રમનાર છે, તેમાં કદાચ લૉર્ડ હૉકવાલી ટીમ પારસીઓપર જીતશે તો તેમાં અચરત થવા જેવું કસું નથી.



ઓનરેબલ **સર મેકસવેલ મેલવીનનું** ભાષણ: તા૦ ૨૮–૩–૮૭

મને શક નથી કે તમો સર્વે સર જમશેદજીના સખાવતી કેલવણી ખાતાંઓથી અછી રીતે જાણીતા છો. મારા મીત્ર પ્રખ્યાત તવારીખ કર્ત્તા મી૦ ડોસાભાઇ ફરામજીની ચોપડીમાં તે તવારીખ ઘણી સરસ રીતે લખેલી છે. પણ જેઓએ તે અભ્યાસ કરવા લાયક ચોપડી વાંચી ન હોય–અકસર યુરોપીઅનો–તેમને ખાતર હું તે તવારીખ ટુંકમાં આપીશ. ૧૮૪૨ માં પેહેલા સખાવતી બારોનેટ સર જમશેદજીને નાઇટનો ખેતાબ મલ્યો હતો તે પછી એ ખેતાબ બીજા બે પારસી ગ્રહસ્થો મરનાર સર

કાવશજી જહાંગીર અને આપણા માનવંત શેહેરી સર દીનશાહ-જીને મલ્યો છે અને પારસીઓમાં નાઈટ હુડ એક "ઈન્સટીટયુશન" સરખું થઈ પડયું છે. પણ ૧૮૪૨ માં તે માન લેનાર તરીકે સર જમશેદજી આ દેશના રહેવાશીઓમાં પેહેલાજ હતા. પોતાના અકાબરને આવું માન મલવાથી પારસીઓએ બહુ હરખઈ જઇને તેમને એક માનપત્ર આપ્યું હતું તેનો જવાબ આપતાં તેવણે જણાવ્યું હતું કે રૂ. ૩ લાખ ખરચીને તેવણ પારસીઓ માટે કેલવણી વગેરેની ગોઠવણ કરનાર છે. તે રકમમાં તેવણના કુટુંબે તથા પારસી પંચાતે ઉમેરો કરયો અને પરિણામમાં આ ઉપયોગી ખાતુ સ્થાપવામાં આવ્યું જે સર જમશેદજીની દરેક કોમો માટેની ઉદાર સખાવતોમાં સર્વોત્તમ છે. લગભગ ત્રણ હજાર છોકરાંઓ એ મોટાં ખાતાનો લાભ લે છે. પારસીઓમાં અંગ્રેજી કેલવણી એટલી બધી ફેલાઈ છે કે કોઇનેબી તેવી કેલવણી વીનાનો જોઉંતો અજબ થવા વિના રહું નહિ * * * * * * * * * *પારસીઓમાં સારાં નશીબે માતબર ઉદાર અને કેલવણીના કામપર દીલોજાનથી મેહનત કરનારા સ્ત્રી પુરૂષો ઝાઝાં છે તેના પરીણામમાં ડાકટર, વકીલ, સરકારી નોકરી, રેલવે, મીલો વગેરે સર્વે ધંધામાં તેઓ ફાવી નીકલ્યા છે. એ પરીણામ તેમની નાની સંખ્યા સાથ સરખાવતાં પરમાણમાં ઘણું વધારે છે. પારસીઓમાં સુધારામાં આગલ વધેલી બીજી કોમો પેઠે સ્ત્રી કેલવણી દાખલ થઈ છે અને તેથી તેઓ સુખી જીંદગી ભોગવે છે * * * * * * * * * * સર જીઓર્જ બરડઉડ લંડનની આરટસ સોસાઈટી આગલ થોડા વખત ઉપર ભાષણ કરતાં બોલ્યા હતા કે ચહડતી કેલવણીની ઉલટમાં પારસીઓ પોતાના બાપદાદાના અસલ હુનરો ખોઈ બેઠા છે. હવે એ વિચારોમાં સરાગત છે પણ તે તદન ખોટા નથી. પારસીઓ પોતાના ધંધા ખોઈ બેઠા નથી પણ કેટલાક જુના

ધંધાઓમાં તેઓ આગલના જેવી ચંચલાઇ બતાવતા નથી. અગાઉના એક પારસીનો બનાવેલો એક સુંદર લાકડાંનો જુનો બુક કેસ આજે મારી પાસે છે જે જોઈ સર્વે કહે છે કે આજે તેવો કેઠે મલતો નથી. એ જુનો સુંદર હુનર બેચીત આજ નબલો પડી ગયો છે તે દલગીર થવા જોગ છે.

---

**સ્કેચીઝ ઑાવ ઈન્ડયા,—હેન્રી મોઝીઝ,** એમ. બી. ૧૮૫૦.

પારસીઓ ઘણા ભોલાં દીલના લોકો છે, અને મોજમજાહ તથા ખુશાલીના ઘણા શોખીન હોય છે, જે તેઓ ધંધો રોજગાર પુરો થયા પછી આતુરતાથી ભોગવે છે, અને એકમેક તરફ અતી ઘણા ઉદાર અને ઉપકારી લાગણીના હોય છે.—પા. ૨૫૮.

---

**ટ્રેવલ્સ ઈન ખોરાસાન,—હેન્રીમોઝીસની સ્કેચીઝ ઑાવ ઈન્ડયા,** સફે ૨૪૨, (નોટ.)

કેપ્ટન ક્રીસ્ટીને જે બીના જણાવવામાં આવી હતી તે ઉપરથી માલમ પડે છે કે યઝદ શહેરની વસ્તી ૩૦,૦૦૦ માણસની છે, જેમાં ૩૦૦ કુટુંબો ગબર લોકો યાને અશો જરથોસ્તનો ધર્મ પાલનારાઓનાં છે. આ લોકો એક બહુ ઉદ્યોગી અને સબુરીવાલી પ્રજા છે, અને તેઓ ઉપર નાખવામાં આવેલા એક ભારે કરના બોજા છતાં પોતાનો ઉદ્યોગ ન છોડતાં તેઓ હજી ધંધા અને ખેતીવાડી ઉપર ઉંમગથી ધ્યાન આપે છે.

---

**ધી એડમીનીસ્ટ્રેશન ઑાવ જસ્ટીસ ઈન બ્રીટીશ ઈન્ડયા, વીલ્યમ એચ. મોરલી.** ૧૮૫૮.

પારસીઓ મુંબઈના ઉત્તર કીનારા તરફ અને ગુજરાતમાં મુખ્ય કરી વસે છે, અને હિંદુસ્તાનની સઘલી દેશી પ્રજાઓમાં અતી ઘણો લાગવગ ધરાવનાર પ્રજા તરીકે ગણાય છે.—પા. ૩૨૯.

---

## મું સ્યો જુલ્સ મોહલ.

ઇરાનના અસલ પારસીઓની તવારીખનાં લખાણો બીજા દેશના લોકોની તવારીખનાં લખાણો કરતાં વધારે કીમતી અને રસીક છે તેમાં અજબ થવા જેવું કાંઈ નથી. ઇરાનના અસલી પારસીઓએ જે બહોળી ફત્તેહો મેળવીને દુન્યાના મોટા મોટા ભાગો પોતાને તાબે કીધા હતા તેથી, તથા એ દેશની પાદશાહીમાંજ મોટા મોટા ફેરફારો થયા હતા તેથી, તથા જે મહાભારત બાંધકામો અને તારીફ લાયક યાદગારી ભરેલાં પુતલાંઓ એ દેશના આગલા પાદશાહોએ બનાવ્યાં હતાં તેથી એ ઇરાન દેશના લોકોનાં મગજ ઉપર એ ચીજોની બેહદ અસર કારગત થઈ હતી, અને તેથી તેઓની યાદદાસ્ત તથા મનશક્તિ ઘણી ખીલેલી રહી હતી, અને તેઓનો કુદરતી સ્વભાવ અથવા ખ્યાલણી જે ચીજ નાદર તથા અજાયબી ભરી હોય તેનેજ ચહાવાનો હતો.



## ૨.

### ફારસી સાહીત્ય (પરશીયન લીટેચર), એલીઝાબેથ એ. રીદ. પાનું ૧૫૪. ૧૮૯૩.

સાધારણ જીંદગીમાં કરકસરયા, શરીરના સાંધા અને બાંધામાં મજબુત, અને લશકરી તરબીયતમાં ખડતલ હોવા ઉપરાંત, તેઓના શાહનશાહો વટીક એવું માનતા હતા કે મોજમજાહ જેવું નીચ કામ અને ઉદ્યોગ તથા મહેનત જેવું બાદશાહી કામ બીજું કોઈ નથી. ઇરાંનની જે જાતોને સાઇરસ પોતાની ફત્તેહો ઉપર લઈ ગયો હતો, તેઓ પહેલ્વાની જંગની તાલીમ પામેલી હતી. ઇરાનીઓ પોતાનાં બાળકોને આફતો ખમતાં, સ્વારી કરતાં, તીર મારતાં તથા સાચું બોલતાં શીખવતા હતા. ઉડાઉપણાંથી તેઓ અનંજાણા હતા, અને બુઝર્ગ વય તરફની

તેઓની વફાદારી એટલી બધી હતી કે એક પીતાનું ખુન કરવું એ તો તેઓના ખ્યાલમાં વટીક આવી શકતું નહતું. બાદશાહી હુકમ એટલો મજબુત ગણાતો કે "મીડયનો અને ઈરાનીઓનો કાયદો" એ વાકય એક કહેવત તરીકે રહી ગયો છે. (પાનું ૧૨)

પરસીપોલીસના પાયાનાં અજાયબ જેવાં બાંધકામ અને ત્યાંના આરસપહાણના થાંબલાઓ, જે બે હજાર કરતાં વધુ વરસોના જમાનાના ફેરફારની મશકેરી કરતાં આજ સુધી ઉભાં છે, તેના બાંધનારા કાંઈ નબળા લોકો હતા નહીં. (પા. ૧૩)

ઈરાંનીઓ શીખવામાં ચાલાક હતા, અને નીનીવેહ અને બેબીલોનના સુધારાઓ તેઓએ ખુશી સાથે અખત્યાર કીધા હતા.

શરૂઆત કરવા માટેની સાદાઈ, તથા ઉમદા, હીંમતવાન અને સચાઈને લગતી બીનાઓના સંબંધની તેઓની અથાગ કોશેશમાં અસલી ઈરાનીઓનાં મન વધારાના આગેવાન જેવાં હતાં. (પાનું ૧૪)

પાશ્ચમ હિંદુસ્તાનમાં પારસીઓની વસ્તી, હાલમાં આશરે એક લાખની ગણાયછે, અને યઝદ અને કેરમાન ખાતે આશરે પંચાવન હજાર પારસીઓ વસ્તા કહેવાય છે. આથી કરીને, જો કે હિંદુસ્તાનની ભુમીપર સંસ્થાન કરી રહેલા પારસીઓ બીજાઓ કરતાં પોતાનું જોર સારૂં જાળવી શકયા છે, છતાં, તેઓની કુલે સંખ્યા આખી દુન્યાની વસ્તીના ફકત એક ટકાના દશમા ભાગને આશરેની હોવાથી બહુજ નાંની છે. તેઓ હજી પણ આતશપરસ્તોને નામે ઓળખાય છે, તો જો કે એ નામમાં મુર્તી પુંજાની મતલબ સમાયલી છે એમ જણાવી એ શબ્દ સાંમે તેઓ વાંધો ઉઠાવે છે........પુર્વ તરફના લોકોમાં એઓજ ફકત એકલા લોકો છે કે જેઓ મુદલ બીડી પીતા નથી, અને ફરજ પડયા શીવાય કદીપણ ચેરાગને બુજવતા નથી.

હાલના પારસીઓ એકજ ખોદાને માને છે.

હાલના પારસીઓ એકજ સ્ત્રી સાથ પરણે છે, અને તેટલા માટે જનાનખાનાંઓ રાખવાથી ઉપજતી બેશુમાર ખરાબીઓ એ લોકોમાંથી તદન દુર છે. પારકી કોમના બાવરચીને હાથની પકાવેલી કોઇ પણ ચીજ તેઓ ખાતા નથી. તેઓ ગાય તથા ડુકરનું માસ ખાવા સાંમે વાંધો લેય છે..........પોતાના ધર્મ તરફ, તેની એકવારની આગલી જાહોજલાલીને લીધે તેઓ અતીશય જાંનફેશાની દેખાડે છે, અને એવું માને છે કે તેને તજી દેવો તે પોતાના ન્યાગાનોની સર્વથી પવિત્ર અને કીમતી ચીજોને તજી દેવા બરાબર છે. (પાનું ૧૨૩–૧૨૪.)

જ્યાંબી પારસીઓ વસે છે, ત્યાં બળતો આતશ હંમેશ રાખવામાં આવે છે, અને તેની ઉપર ખુશબોદાર અને કીમતી લાકડાંઓ બાળવામાં આવે છે, તે આતશનાં બળતાં જે દીશા તરફ પવનથી ફેલાય છે ત્યાંથી હજારો બુરી શકિતઓ નાશ પામે છે. આ પવિત્ર તત્વ ઉપર કોઈ પણ જાતનો આજાબ પાડવામાં આવતો નથી, એટલુંજ નહિં પણ તેને ફુંકથી બુજાવવો એ એક ગુનાહ સમજવામાં આવે છે, કારણ કે માણસનો બહાર જતો દમ અપવિત્ર ગણાય છે; મરણ પામેલાંઓને બાળવું એ સૌથી મોટું ગુનાહ ભર્યું કામ ગણવામાં આવે છે; ગ્રેબોના વખતમાં એ ગુનાહ દેહાંત દંડની શીક્ષાને પાત્ર ગણાતો, અને અવસ્તામાં એ ગુનાહને પશ્ચાતાપ ન થઈ શકે એવા ગુનાહોની ટીપમાં મુકવાંમાં આવ્યો છે.



### લા નુવેલ રીવ્યુ, મીસ મેના ૧૮૯૪.

તેઓનો ટોળો હાલ હિંદુસ્થાનમાં વસતા લોકોમાં, પોતાના ચંચળ અને નીતિમાન સદગુણોને લીધે, તેમજ સુધારા અને વધારાનાં કામોની તેઓ જે મોટી સેવા બજાવે છે તેને લીધે, પેહલી પંકતી ભોગવે છે. યુરોપ્યનો સાથ સંબંધમાં આવતાં તેઓ બીજા દેશીઓ કરતાં કેળવણીના મોટા ફાયદાઓ અને તેથી થતા લાભો સમજવા લાગ્યા છે.

માજદયસ્ની ધર્મ એવી નીતિ સમાવે છે કે જે નીતિ ફીલસુફી ભર્યા નિયમો ઉપર રચી છે, અને જે નીતિ અસલી જમાનાની સૌથી સ્વચ્છ અને સૌથી પાક ગણાય.......પારસીઓને તેઓની દેશનીકાળ તરીકેની લાંબી જીંદગીમાં ટેકાવી રાખનાર તેઓનો ધર્મ છે. બોહોળી હિંદી વસ્તીમાં તેઓનાં થોડાંક હજાર માણુસોને જે સરસ દરજ્જો મળ્યો છે, તે તેઓના ધર્મે શીખવેલા સુધાપણાંને લીધે છે અને સૂધારાના વધારા સાથે તેઓના ધર્મેજ તેઓ પાસે ઉમદા અને ભલાં કાંમો કરાવ્યાં છે.

---

## લા નુવેલ રીવ્યુ, નવેંબર ૧૮૯૫.

પુરાણા જમાનાની એક ઘણી બહાદુર અને બુલંદ પ્રજાના બાકી રહેલા ઉમદા ભાગ (હિંદુસ્તાનના પારસીઓ) તરફ માન ધરાવવામાં હું કોઈ રીતે કમી નથી. એથી ઉલટું ઘણા તીક્ષણ ઉભરાઓની લાગણી વગર હું વિચાર કરી શકતો નથી કે, હજી પણ હિંદુસ્તાનમાં આ મહાન ઈરાની પ્રજાના થોડાકો હઈઆત છે કે જે પ્રજાની તવારીખ બે સદી સૂધી યુરોપના પુરાતનપણાએ જે બુલંદી મેલવી છે તેની સાથે અતલગના સંબંધમાં આવી હતી અને વલી તે પ્રજાના હાલના બાકી રહેલા ભાગે (એટલે પારસીઓએ) હાલના વખતમાં પોતાના કામોથી અને પોતાની ધર્મ સંબંધી ફરજો જાથુક બજા લાવવાથી એશીઆની એક મોટી માનવંત પ્રજાની નોકે કેમ ચઢવું તે સારી રીતે જાણ્યું છે. આ બુલંદ પ્રજાના તમારા (સેઠ માણેકજી ખરશેદજી માણેકજી શરાફ [જડજ]) જેવા એક કીરતીવંત પ્રતિનીધી સાથે સંબંધમાં આવવામાં હું મગરૂરી લેઉં છું. મને એવું લાગે છે કે હું જાણે સાઈરિસ અને દરાયસ અને ઝરકસીસના લોહીના એક માણુસ સાથે વાત કરૂં છું.

**સેટરડે રીવ્યુ.** ૧૮૭૩.

પારસીઓનો ટોળો ઉલટમંદ અને અંગ્રેજી રાજ તરફ વફાદાર છે. તેઓમાંના ઘણાકોએ જાહેર હીંમતની સાબેતીઓ આપેલી છે, અને કેટલાકોને સરકારની શાબાશીનું તથા તાજ તરફની બક્ષેસોનું માન મળ્યું છે.



**ટુરસ ઈન ઈન્ડયા મેડ બાઈ એચ. ઈ લોર્ડ કોનેમારા,** જી. સી. આઈ. ઇ.—**જે. ડી. રીસ.** ૧૮૭૧

પારસીઓ જેબી કામ માથે લે છે તે તેઓ બરાબર કરે છે. એવું કહેવામાં આવે છે કે અફઘાનીસ્તાનના જેબી ભાગો ઉપર બ્રીટીશ લશકર જઈ આવ્યું છે તેમાંનો એક પણ ભાગ એવો નથી કે જ્યાં એકાદ પારસી વેપારી પણ સાથે ગયો ન હોય. ખુદ કવેટા જે છેક અફઘાનીસ્તાનની સરહદ ઉપર આ-વેલું છે ત્યાં તરેહવાર પ્રકારનાં સાહસીક કામો માટે તથા સરકારની સેવા બજાવવા માટે એક પારસીને ખાન બહાદુરનો ખેતાબ મળ્યો છે. (સફે ૨૪૮)



**ધી સ્ટોરી ઓવ ધી નેશન્સ સીરીઝ:** મીડયા,—**ઝેનાઈડ એ૦ રેગોઝીન.** ૧૮૮૯.

પારસીઓ જે અગત્યતા ધરાવે છે તે તેઓની સંખ્યાને લીધે નથી. પણ ગમે એવી એ પ્રજા નાની હોવા છતાં તે પુરાતન ઈરાનીઓ જે દુન્યાની સૌથી ઉત્તમ અને સૌથી બળવાન પ્રજા હતી, તેમાંથી ઉતરી આવેલી છે. ઈરાનથી હાંકી કઢાયલી એ પ્રજા આજે કરકસર, ઉદ્યોગ, ચાલાક મનશક્તિ અને સાહસીકપણાં માટે વખણાયલી છે.



## જ્યોર્જ રોલીન્સન.

પારસી લોકો તથા તેઓનું લોહી ધરાવનાર બીજા પડોશી ભાઈબંધ મીડીયન એરીઅનોનાં મોહાડાંના કલ્લાનો ચિતાર, પરસીપોલીસવાલા મેહેલ માંહેલા એક ચિતારપરથી મેં આપ્યો છે. એ જમાનાનાં સઘળાં એરીઅન ટોળાઓમાં, આ બંને ટોળાં પોતાના લડાયક ગુણોથી, તથા સૂધારાના મોહોટા શોખથી અતિશય શ્રેષ્ટપણું ધરાવતાં હતાં. તેઓ બડા હીમતવાન, સાહસિક તથા સચ્ચાઈના જબરા હીમાયતી હતા, તે વાતનો તેઓના ગ્રીક દુશ્મનો વટીક ઇનકાર કરતા નથી. એસ્ચીલીસ નામનો એક યુનાની સાયર, જે પાદશાહ જરકસીસનાં લશ્કર સામે એક વાર ઘણી બાહાદુરીથી લડયો હતો તે કહી ગયો છે કે 'પારસી લોકો જેવા બાહાદુર તેવાજ ઉદાર દીલના તથા મોહોટાં મનવાલા પણ હતા.' પ્લાતી તથા થરમોપીલીનાં જંગી મેદાનોમાં એ લોકો પાસે ગ્રીક જેવાં લડાઈનાં મજબુત હથ્યારો તથા બખ્તરો નહીં હોવા છતાં બાહાદુર પારસી બચ્ચાઓ સ્પાર્તન જેવા શુરા સીપાહોનાં હાથમાંથી લાંબા લાંબા ભાલાઓ તથા બીજાં લડાઈનાં હથ્યારો ઝુટી લઈ, તેમને એક પછી એક જે જમીન દોસ્ત કરી નાખતા હતા, તે વાત તેઓના દુશ્મન ઇતિહાસ લખનાર હીરોડોટસથી વટીક નામુકર જવાતી નથી. તેઓ જાતે શુરા તથા હીંમતે પુરા હતા. ચુનંદા તીરંદાજો, તથા લડાઈમાં હટીલા, અને માર ખાતાં પણ નાહીંમત નહીં થઇ, આગળ ધસ્યા જવાની એઓમાં હીંમત હોવાને લીધે દુશ્મનના લશ્કરોમાં એઓનાં નામથીજ ગોયા ત્રાશ રેહેતો હતો. એસ્યા કે આફ્રીકા માહેલાં કોઇપિણ લડાયક ટોળાંઓ પારસીઓના આવા બાહાદુર ગુણોથી માહીતગાર હોવા છતાં તેમની સામે લડાઈમાં ઉતરવાની ઝાઝી હીંમત કે હોશ દેખાડતા નહીં હતા. ગ્રીક લોકો પોતાની સારી કળા કૌશલ્યથી તેમજ લડાઈના હુનરથી તથા પોતાના દેશની ભુગોળથી વધારે માહીતગાર હોવાને લીધે, તેમના દેશો ઉપર જ્યારે ઇરાનીઓ ચઢાઇ લઈ જઈ હુમલો કરતા,

ત્યારે તેઓ ઉપર એ ગ્રીક લોકો કોઈ કોઈ વાર ફતેહ પાંમી ગયા હતા એ વાત જો કે ખરી છે, તોપણ તેઓ લડાઈના ગુણોમાં ગ્રીકોથી જરાબી ઉતરતા નહીં હતા, એમ હીરૉડોટસ તથા ઝેનોફન વારંવાર જણાવી જાય છે. પારસીઓમાં ગ્રીક જેવા **બુતપરસ્તો** કરતાં સચ્ચાઈના ગુણો વધારે હતા. જો પાદશાહે એક ફરમાન બાહેર પાડયું હોય અને તે પાળવાથી ગમે એવું નુકસાન થતું હોય, તોપણ તે ફરમાનને માન આપી તે મુજબ ચાલવાને એ લોક કદીપણ ચુકતા ન હતા. પોતાના વચનથી પાછા ફર્યા એવો દોષ પારકાં રાજવાલાઓ વટીક એઓ ઉપર મુકી શકતા નથી, એમ ગ્રીક ગ્રંથકારોનાં પુસ્તકો ઉપરથી પુરવાર થઈ શકે છે. એ પારસી લોકો જુઠાંનાં હડહડતા શત્રુઓ હોવાથી તેઓ વેપાર વણજ ધિક્કારતા હતા, તથા કરજ નહીં થાય તે માટે ઘણી સંભાળ રાખતા હતા, કેમકે એ લોકોનો એતેકાદ એવો હતો કે કરજદારી તથા ધંધાની રૂએ માણસને કોઈ કોઈ વેળા જુઠું બોલ્યા વગર ચાલતું નથી. જે સખાવતના ગુણો હાલ મુંબઈના પારસીઓમાં જોવામાં આવે છે, તેવાજ સખાવતના ગુણો તેમના આગલા નેયાગાનોની ચાલ ચલણમાંથી પણ મળી આવે છે. યુનાની લોકો કહી ગયા છે કે 'અમારા જમાનાના પારસીઓ માયાળુ તથા મેહેમાનો તથા દુશ્મનો વટીકની મદારા કરે તેવા હતા. હાલના પારસીઓ જેમ પોતાના પાદશાહો (અંગ્રેજી રાજના) ને માન આપે છે તેમ આગલા ઈરાનીઓ પોતાના પાદશાહોને ઘણુંજ માન આપતા હતા. આવો ગુણ એ ટોળામાં ગોયા કુદરતથી ઉતરેલો હોય એમ લાગે છે. લડાઈની વેળા પોતાના પાદશાહનાં શરીરને કાંઈ પણ ઈજા પોહોંચે એવું હરેક ઈરાની સીપાહના જોવામાં આવે તો તે ધસ્યો તેનો બંચાવ કરવા જાય છે, તેમાં પોતાનો જાન વટીક જતો હોય તેની તે દરકાર કરતો નથી. એ લોકો લડાઈનાં મેદાનમાં મીડીયન લોકોની મુવાફેક ઘોડેસ્વાર તથા પાયદલ લશ્કર લાવતા હતા, તથા

હિંદુ અને આસીર્યનોની પેઠે લડાઈમાં રથો ઘણું કરી કામે લાવતા ન હતા. પારસી સીપાહોના પોશાકમાં નહાના સાઈરસની વખતે ઘણો સૂધારો કરવામાં આવ્યો હતો. તે એમ કે દરેક સીપાહને માથે લોઢાંની ટોપી તથા આંગમાં મજબુત બખ્તર જોવામાં આવતું હતું. ઘોડાઓને પણ તેઓના સ્વારોની પેઠે લોખંડના બખ્તરોમાં ગરક કરી નાખવામાં આવતા હતા. દરેક સીપાહી પાસ એક તરવાર, ભાલો તથા તીર કમાન જોવામાં આવતાં હતાં. તેઓની તરવારો સોળ ઇંચથી વધુ લાંબી ન હતી, એમ હીરૉદાટેસ તથા ઝેનોફન જણાવી જાએ છે. દરેક સીપાહની તરવાર જમણી બાજુએ લટકતી રેહેતી હતી, અને કમર બંધની અંદર એક ખંજર ખોસી રાખતા હતા, તેમ વળી તેઓ ગોફણ તથા ગુરૂજ પણ રાખતા હતા. ઝેનોફન લખી જાય છે કે એ લોકો પોતાની ગોફણોથી પથરાઓ ફેંકી અમો લોકને વારંવાર ઘણા હંફાવતા હતા. તીર તથા તરવારના જખ્મથી પોતાનાં સરને બંચાવા સારૂ દરેક ઈરાની સીપાહ મજબુત લીંગડાં રોકી ઢાલ પોતા પાસે રાખતો હતો.

હીરૉડોટસના જણાવ્યા પ્રમાણે પારસીઓમાં જુદાં જુદાં મળી દસ ટોળાં હતાં. તેઓમાં ત્રણ ખેતીનો ધંધો કરતાં હતાં; તથા ચાર ટોળાં હાલ જમાનાના ઇલ્યાતોની પેઠે ભટકીને જીંદગી ગુજારતાં હતાં. ખેતીનો પેશો કરનારાં ટોળાંઓનાં નામો પાનથીઈલાઈ, દ્રુસાઈ, તથા જરમેનાઇ યાને કીરમાન્યન એવાં હતાં. ભટકતાં ટોળાંઓનાં દાઈ, મરદી, દ્રોપીસી તથા સગારસાઈ એવાં જુદાં જુદાં ચાર નામો હતાં, એમ હીરૉડોતસ જણાવી જાય છે. બાકીનાં ટોળાંઓ જેને પસારગરદાઇ કરી કહેતા હતા, તેઓ રાજદરબારમાં સઘળા મોહોટા ઓધા ધરાવતા હતા, તથા દેશમાં મોહોટા જાગીરદારો હોવાથી, પોતાની જમીન બીજાઓને ખેડવા આપતા હતા.

ગરીબ ખેડુત લોકો, તથા ભટકતાં ટોળાંઓ ગુંટણવેર આવે એવી ડગલી, તેની હેઠળ ચાંમડાંની સુરવાલ, માથે નમ-

દાની ટોપી પેહેરતા, તથા કંમરે કંમરબંધ બાંધતા તથા પગમાં મોહોટા જોડા પેહેરતા હતા. પાછળથી એ લોકો માથે નમદાની ટોપીને બદલે મઝલીનનો ફેંટો લપેટવા લાગ્યા હતા, અને ગુંટણ તથા એડીની અધવચ સુધી આવે એવી લાંબી ડગલી બનાવી પેહેરવા લાગ્યા. ઉંચે દરજજેના પારસીઓ ઝુલતી બાંહેના મીડીયન ઢપના, તરેહવાર રંગના સાહેયાઓ પેહેરતા હતા. એ સાહેયા, જસ્તીન તથા પ્રોકોપ્યસના કહેવા પ્રમાણે રેશમના બનાવામાં આવતા હતા, તેઓ પગમાં ચીકનની ઈજાર તથા ઉંચાં સોભીતાં બુટો અને માથે જાંગીરી રોકી કુલાહ તથા હાથે પગે મોજાં પેહેરતા હતા; અને બાજુએ સોનેરી બાજુબંધ બાંધતા તથા ગળામાં સોનાની સાંકળી ઘાલતા અને કાનમાં બાલી રાખતા હતા. તેઓ પોતાના ઘોડાનો સાજ ઘણોજ ભપકાદાર બનાવી રાખતા, અને તેમની લગામ જરીથી ચકચકીત બનાવામાં આવતી હતી. પારસીઓ પોતાનાં બચાંઓને કીમતી ઘરેણાંઓ પેહેડાવતા હતા. એ ઘરેણાંઓનો રંગ જેમ રતાશપર હોય તેમ તેમને પસંદ કરવામાં આવતાં હતાં. તાલેવાન પારસીઓ પોતાનાં ઘરોમાં ઉંચી જાતનાં ફરનીચરો વાપડતા હતા. તેઓનાં દીવાનખાનાંઓ, હાલના ઉંચે વર્ગના પારસીઓની પેઠે સેત્રંજી, ગાલીચા, કમાનના ઉંચી જાતના કોચો તથા સોના રૂપાંની જડાવદાર મેજોથી આરાસ્તા કરવામાં આવતા હતા. માતબર પારસીઓનાં ઘરોમાં જેમ જેમ વધારે જરઝવેરાત તથા સોના રૂપાંનાં વધારે વાસણો, તેમ તેમ લોકોમાં તેની તારીફો વધારે થતી હતી. આથી તે ધણી અતીઅંત ખુશાલ રેહેતો હતો. સઘળી જાતનાં ઝવેરાતોમાં તેઓ મોતીને ઘણું પસંદ કરતા હતા, અને તેમાંથી હાર, બાજુબંધ તથા બાંગડીઓ બનાવતા હતા. એ લોકોની આગમચના ઉંચે દરજજેના પારસીઓ પોતાનો ખોરાક ઘણો સાદો લેતા હતા, અને ઘણું કરીને ઘઉંની રોટલી, જવનાં કેક તથા રાઈ અને નિમકમાં આખેલું કે રોસ્ત કીધેલું યાને ભુંજેલું

ગોસ્ત ખાતા હતા; અને પીધામાં ફકત સ્વચ્છ પાણી વાપડતા હતા. તેઓમાં દરરોજ એકજ વખત ખાવાનો રેવાજ હતો. ગરીબ લોકો તો બદામ, પસ્તાં, ખજુર, અંજીર, પેર, દુધ, પનીર તથા બીજી જાતના મેવાઓ ખાઈને ગુજરાન કરતા હતા, જે દીને પાદશાહો તખતનશીન થતા, તે દીને પોતાના નેયાગાનોની રસમ પ્રમાણે દહીનું એક પ્યાલું પીવાની અને બદામ, પસ્તાં તથા અંજીરનું બનાવેલું એક કેક ખાવાની ગોયા ફરજ સમજતા હતા.

* * * * * * * *

જેમ મીડીયન લોકોમાં હાથે જમવાનો રેવાજ હતો, તેજ પ્રમાણે પારસીઓબી ખાતા હતા, અને હાલના (હિંદુસ્થાનના) પારસીઓબી તેમજ ખાએ છે. પારસીઓની ઓરતોમાં જો કે સારૂં છુટાપણું જોવામાં આવતું હતું, તોપણ ઉંચે દરજજેની ઓરતો પરદેપોશ પાલકીઓમાં ફરવા જતી હતી. ઝેનોફન લખી જાય છે કે મીડીયન ઓરતો પોતાની ખુબસુરતી તથા સરોવર જેવાં સીધાં કદને માટે ઘણી વખણાયલી હતી. તેમ પારસી બાનુઓ વિષે એમીઆનસ મારસેલીનસ તથા પ્લુટાર્ક જણાવે છે કે તેઓ પોતાની ખુબસુરતી સારૂ મશહુર થયલી હતી. કવીનતસ કરશીઅસ જણાવી ગયો છે કે ઉંચી તોખ્મની પારસી બાનુઓ ઘરમાં સીવવા સાંધવા તથા ભરત ભરવાની ગમતને પોતાના દરજજાથી ઉતરતી ગણુતી હુતી, પારસી ઓરતોની બાહાદુરી વિષે તીશીયસ લખે છે કે પારસી ઉમરાવ હાઈદરનીસની બેટી રોશનક તીરકમાન તથા ભાલો સારી રીતે વાપડી જાણુતી હોવાથી, લોકોમાં તેણીની ઘણી વખાણુ થતી હતી.

તેઓમાં મોહોટે વાંઘેના લોકો, વેપાર વણજને ઝાઝું ઉ-તેજન આપતા ન હોતા, કારણ કે તેઓમાં એવો એતેકાદ હતો કે વેપારીઓને પોતાનો માલ ખપાવા થકી જુઠું બોલવાની ફરજ પડે છે. બચલે વાંઘેના લોકો માલ ખરીદતા, પણ વેચવાના ધંધાને પોતાના દરજજાથી હલકો સમજતા હતા.

આથી મોહોટો વેપાર રોજગાર હલકે વાંઘેના લોકોના હાથમાં રેહેતો હતો. ઝેનોફેન જણાવી જાય છે કે શેહેરોના મોહોટા રસ્તાઓ ઉપર દુકાનદારોને દુકાનો માંડી બેસવાની પણ મનાઈ હતી. એ ઉપરથી, પારસીઓ સાચાંના મોહોટા હીમાયતી હોવાથી, વેપાર વણજને ઉતેજન નહીં આપતા હોય એમ જણાય છે. પાદશાહ જરકસીસની પાદશાહી વેળા ઈરાન પૈસાએ ઘણું ભરપુર થઈ જવાથી પારસી ઉમરાવોમાં એસઆરામ ઘણો વધી ગયો હતો. પારસીઓને પુરાતન જમાનાથી પોતાની દાઢી તથા બાલો ગુચ્છાદાર રાખવાની તથા સફાઈદાર બનાવાની ટેવ હતી. પારસીઓ પોતાના ઘરોમાં ઘણા ભપકાથી વસતા હતા; પોતાના ઘોડાઓ ઉપર ઉમદા નરમ જીનો વાપડતા હતા, અને ઘણા ચાકર નફરો સાથ બાંડીઓને પણ રાખતા હતા.

ઈન્સાફના ઓધાઓ ઘણું કરી કાબેલ પારસી ધર્મ ગુરૂઓને આપવામાં આવતા હતા, જે તેઓ મરણની ઘડી સુધી ભોગવતા હતા. તેઓ પુરાતન બેકત્રીઆ (બલ્ખ) ના કાયદા કાનુનો મુજબ પોતાની ઈરાની પ્રજાઓનો ઈન્સાફ કરતા, તેમજ ધર્મની બાબદોમાં ફતવાઓ આપતા તથા ચુકાદાબી કરતા હતા. જો કોઈ ન્યાયાધીશ કોઈને ગેરઈન્સાફ આપવાના વાંકમાં કદાચ સપડાતો તો તેનો ઓધો છીનવી લેવામાં આવતો હતો. એ ન્યાયાધીશો લાંચ રૂસ્વત નહીં લે તે માટે ઘણા સખ્ત કાયદા બાંધવામાં આવેલા હતા. કહે છે કે પાદશાહ દારાયસ હીસ્તાસ્પીસના સેનદાસીસ નામના એક ન્યાયાધીશને લાંચ લઈ કોઈને ખોટી શીક્ષા કરવા માટે, પાદશાહે પેહેલાં તો ફાંસીની સજા કીધી હતી, પણ તેમાંથી તે માહા મેહેનતે બચવા પાંમ્યો હતો. હીરાડોટસ લખી જાય છે કે પાદશાહ સાઈરસના બેટા કબુજીઅ (કમબાઈસીસ) ના અમલમાં એક ન્યાયાધીશે લાંચ લઈ ખોટો ઈન્સાફ કરવાના વાંક માટે તેને ઘટતી શીક્ષા કરવામાં આવી હતી. આવા કરડા ધારાથી ન્યાયાધીશોમાં ભય પેસવાને લીધે રૈયતોને ગેરઈન્સાફ મળતો ન હતો.



# લ.

## લાઇફ એન્ડ ટ્રેવલસ ઈન ઇન્ડયા—એના હેરીયેટ લીઓન ઓવન્સ. ૧૮૮૪

મુંબઈના ટાપુમાં જેટલી પ્રજાઓ અને લોકો સાથે વસે છે, તેટલી પ્રજાઓ દુન્યાના બીજા કોઈ પણ ભાગમાં મળી આવતી નથી. એ ટાપુના જાહેર રસ્તાઓ અને બજારોમાં બુધ ધર્મના લોકો, જઈનો, બ્રાહ્મણો, હિંદુઓ, ચીનાઓ, (ઇરાન અને અરબસ્તાનના) મુસલમાનો, સીધીઓ અથવા આફ્રીકા દેશના લોકો, ઈન્ડો-પોર્ટુગીઝ, તથા ઈન્ડો-બ્રીટન, યાહુદીઓ, આરમીન્યનો, અફગાનો, કોકેશીયનો, પારસીઓ, અને યુરોપ તથા અમેરિકાની સઘળી પ્રજાઓ મળી આવે છે. આ સઘળી પ્રજાઓમાં સૌથી વધુ અગત્ય ધરાવનાર લોકો બેશક પારસીઓજ છે. એક કોમ તરીકે તેઓ સૌથી તવંગર, સૌથી ઉદ્યોગી અને ત્યાંની સઘળી દેશી વસ્તીમાંના સૌથી આબરૂદાર લોકો છે. મુંબઈના ટાપુમાં તેઓ સૌથી બહોળો વેપાર ધરાવનારા અને મોટી મીલકતોના ધણીઓ છે. યુરોપ્યન તેમજ દેશી વેપારી બજારોમાં પરદેશના વેપારમાં મુખ્ય ભાગ લેનાર તેઓજ છે. ધંધામાં બાહોશી અને હંમેશની ફતેહ ચાલુ રાખવા માટે તદન અગત્યના તરિકે બે મુખ્ય કાનુનોને તેઓએ ખાસ પોતાના કરી લીધા છે; પહેલો એકે, દરેક પારસીએ હિંદુસ્તાનની શાહનશાતના કોઈ પણ ભાગ ઉપર જતાં, ત્યાં ચાલતી શાહનશાત, (પછી તે ગમે તે હોય તે) ને તાબે થઈ વફાદારીથી રહેવું. આ કાનુનથી તેઓ, હિંદુસ્તાન, ઇરાન, ચીન કે મીસર, કોઈ પણ દેશમાં વસ્તા પોતાના જાતભાઈઓમાં ચાલાકી અને તાબેદારીના ખવાસને ખીલવે છે, અને તેથી કોઈ પણ અગત્યનું કામ જે આખી કોમની જોડાયલી કોશેશથી થવું જોઈતું હોય તેમાં પોતાના મજહબના દરેક જણની મદદ તુરત મેળવી લેવાને તેઓ તદન શક્તિવાન છે. બીજો કાનુન એ છે કે, દરેક પારસી

પછી તે ગમે તે ખાનદાનથી ઉતરી આવ્યો હોય તોપણ, પોતા કરતાં વધુ આબાદ પોતાના જાતભાઈઓનો બરોબરીઓજ ગણાય છે. (પાનું ૧૯–૨૦)

મુંબઈ ખાતેનાં ઇંગ્રેજી લશકરને ખોરાકી વગેરે પુરી પાડવાનાં કન્ટ્રાકટનો ખાસ હુક એકલા પારસીઓનેજ તેઓનાં પ્રમાણીકપણાંને લીધે મળ્યો હતો. (પાનુ ૪૭)

કોઈબી પ્રજાએ હિંદુસ્તાનમાં બીજી સઘલી પ્રજાઓ કરતાં મારૂં વધુ ધ્યાન ખેચ્યું હોય તો તે મુંબઈ ખાતેના પારસીઓજ છે.

વચ્ચો વચમાં મુકેલા આતશની આસપાસ પારસી બાનુઓ અને બાળકો ગોઠવાઈને બેઠાં હતાં, યા ઉભાં રહેલાં હતાં, અને તેઓમાંના કેટલાંક બહુ સુંદર પોશાકમાં સજ થયલાં હતાં. અદબ વાળેલા હાથો સાથે, પોતાની ચશમો બંધ રાખીને, જે માનપુર્વક રીતે તેઓ આસપાસ થતી બંદગી સાંભલતાં હતાં, યા પોતે ગંભીર રીતે બંદગી કરતાં હતાં, તે રીતની તેઓની સેતાયશ વેળાના તેઓના ચહેરાનો ઉમદા દબદબો અને ખુબસુરતી જોઈ હું તદન છક થઈ ગઈ હતી. (પાનું ૮૧.)

પારસીઓ, પેલા પુરાતન ખોરશેદ અને આતશની પરસ્તેશ કરનારાઓ હજી પણ પોતાની બંદગીઓ ખુદ અસલ પહેલ્વી (? અવસ્તા) જબાનમાં કરે છે............હજી પણ ઉંચે ચઢતાં બળતાંના આકારની પડા રેકી અણયાલી ટોપી તેઓ પેહેરે છે.........હજી પણ પોતાના સૌથી પુરાતન ન્યાગાનોની રાહે રસમ તથા ધર્મ–ક્રિયાઓ, અને રેવાજોને વલગી રહી, સોલેમનનું દેવલ બાંધવા આગમજ જે ગેબી આતશની તેઓ આરાધના કરતા હતા તેને તેઓ આરાધે છે.

ખુદ બેબીલૉન અને એસીરીયાનો નાશ થવા છતાં, તથા યુનાનીઓના સુંદર દેવતાઓ, જેઓએ તેઓને ખુશ્કી તેમજ દર્યાવને રસ્તે મારી હટાવ્યા હતા તેઓના પડી ભાગવા છતાં, આ કોમ હજી હૈયાત રહી છે. સીથીઅન અને તારતર ટોળાંના

ધીકાર અને હેરાનગતી, મુસલમાનોના ગુસ્સા અને ઝનુન, અને બીજી સઘલી કોમો અને પ્રજાઓ તરફની તાસુબી અને ધર્મી ઝનુન છતાં તે સઘલાં ઉપર આ કોમ ફાવી નીકલી છે, અને વધુ અજાયબ જેવું તો એ છે કે ચાલુ નવા વિચારોનું વહેતું જતું જોસ જે પોતાની આસપાસના સઘલાઓને જરા પણ બંધ પડયા વગર હમેશ બદલી નાખતું રહે છે, તેની વચ્ચે મુકાવા છતાં, આ આતશ-પરસ્તો, યાહુદીઓની માફક, ગોયા વખત અને ફેરફારના કાયદાની ઉપર સર્વોપરી હોય તેમ જેવાને તેવા ઉભા છે. પાનું ૮૯-૯૦

જે કામ એક પ્રજા સંપૂર્ણ રીતે કરે છે, તે હંમેશ લગી ટકે છે; અને પારસીઓના સંબંધમાં એમજ છે. તેઓના મહાન શીક્ષાગુરૂના મરણ પછી સદીઓ વહી જવા છતાં તેઓનું એક ખોદા ઉપરનું એકીન અતી ઘણી આફતકારક હેરાંનગતીઓ છતાં મજબુત અને જેવુંનું તેવું ટકી રહયું છે. ઇરાંનની છેલી નકી જીત મેળવ્યા પછી ખલીફના દયા વગરના ઘાતકી સેપાહોએ શમશેરની નોકે રોજના લાખો શખ્સોને તેઓનો મજહબ છોડવાની ફરજ પાડી. હજારો શખ્શોની રોજની કતલ ચાલુ થઈ હતી. ફકત નામના થોડાકો બચવા પામ્યા, અને પવિત્ર આતશમાંથી રોશન થયલા એક ચેરાગને લઈને તેઓ ખોરાસાનના પહાડો તરફ નાઠા, આ પહાડોમાંથી વળી તેઓને ચારસો વર્ષ પછી મુસલમાનોએ હાંકી કાઢયા, અને આથી કરીને ઇરાની અખાતનાં મુખ આગળ આવેલા ઓરમઝનાં સુંદર ટાપુ ઉપર તેઓએ આશરો લીધો. અહીં હજી તેઓની પુઠ પકડવામાં આવી, અને વળી હાંકી કઢાયાથી આ નાની ટોળકીએ તરીનો માર્ગ પકડયો; હજી પેલો પવિત્ર ચેરાગ તેઓની સાથેજ હતો, કે જેને આ સઘળા દુઃખ ભર્યાં વર્ષો દરમ્યાન પણ તેઓએ બુજાઈ જવા દીધો નહોતો.

દર્યાઈ મુસાફરી દરમ્યાન જમીન તેઓની નજરથી ભાગ્યે દુર થઈ હશે, તેટલાંજ એક ગજબનાક તોફાને તેઓને પોતાના

સપાટામાં લીધા, અને આ નાના કાફલાના બચાવની સઘળી ઉમેદ ભંગ કીધી. પોતાના જન્મ વતનથી ખુશી સાથે દેશ નીકાલ થયલા તેઓ બચાવને માટે જગેજગ ભટકયા; પહાડોએ તેઓને સંતાડવા અને જમીને આશરો આપવા ના પાડી, અને વધ્યો સધ્યો હવે દર્યાવ અને કુદરતનાં સઘળાં તત્વો તેઓની સામે થયાં,—સઘળાં, સીવાય કે તેઓનો નાનો નબળો ચેરાગ, જે તેઓના તવારીખ નવેશોના જણાવ્યા મુજબ, આવાં ભયાનક તોફાન દરમ્યાન પણ પુર રોશની સાથ બળતો રહયો. આખરે તેઓ સાથના જરથોસ્તી વડા દસ્તુરે તોફાંનથી વીખરાઈ ગયલા તે નાના કાફલાને બંદગીમાં જોડાવાના હુકમની નિશાંન તરીકે પેલા રોશન ચેરાગને ઉંચે ધરવાનો ઠરાવ કીધો. તે દસ્તુરનાં વહાણનાં સઢને મથાળે પવિત્ર રોશની સાથનો તે ચેરાગ ઉંચકાયો, અને વહાણો તથા હોડકાંઓ સાથના તે નાના કાફલાએ તે કીમતી નિશાંન તરફ વધુ નજદીક આવવાની કોશેશ કીધી; પણ પવન ફુંકતોજ રહયો, અને તોફાંને તેઓનાં વહાણો ઉપર પોતાનો મારો ચાલુ રાખ્યો. આ સઘળાંથી પણ હારી ન ખાતાં તેઓએ બહુજ મજબુતી સાથ પોતાની કોશેશ ચાલુ રાખી; અને તે અંધારામાં હંકારતાં, પેલાં પવિત્ર ચેરાગ તરફ તેઓ ફર્યા. ત્યાર પછી તે ગુસ્સે થઈ ઉછળતા દર્યાવના કાનફાડે એવા ઘોંઘાટી મોજાઓ દરમ્યાન આ વફાદાર નાની ટોળકીની બંદગીના અવાજો તેઓ પર આવી પડેલાં આ ગજબનાક દુઃખમાં મદદ મેળવવાની અરજ કરતા તે મિનો, પ્રકાશીત અહુરમઝદ તરફ ઉંચે ચઢયા.

બીજી સવારે તોફાંન નરમ પડયું અને તેઓ પાશ્ચમ હિંદુસ્તાનના કીનારા ઉપર દીવ બંદર આગળ આવી પહોંચ્યા; અહીં તેઓ ઉતર્યા, અને ઓગણીસ વર્ષ સુધી અહીં રહ્યા; ત્યાર બાદ દમણની દક્ષીણે ચોવીસ માઈલ દુર આવેલાં સંજાણ ખાતે

તેઓની એક ટોળકી ગઈ જેને ત્યાંના હિંદુ રાજા રાણા જયદેવે આશરો આપ્યો.

* * * * * * * *

આ વખત પછી પારસીઓ હિંદુસ્તાનમાં અગત્ય મેળવતા રહ્યા છે. તેઓએ નવા પોરચુગીઝ અને ડચ આવનારાઓને ગુજરાતના કીનારા ઉપર જગેજગ મીલો અને ફેકટરીઓ સ્થાપવામાં બહુ મદદ કરી. તેઓનાં સહાસીકપણાંથી સુરત, ખંભાત અને વડોદરા મોટાં અને સત્તાદાર શહેરો તરીકે ઉગી નીકળ્યાં, અને પૂર્વના બહોળા વેપારનાં મુખ્ય મથકો થઇ પડયાં. જ્યારે મુંબઈ બેટ ઇંગ્રેજોને મળ્યો ત્યારે પારસીઓની એક ટોળકીએ ત્યાં આવી, ઇંગ્રેજો પાસે મલબાર હીલ આગળનો એક ભાગ ખરીદી લીધો, અને ત્યાં પોતાનું એક આતશકદેહ અને દોખ્મા યાને મરણ પામેલાંઓની છેલી આરામગાહનાં મકાનો બાંધ્યાં; અને અહીં તેઓએ એકવાર ફરીથી મુંબઈમાં પોતાનાં પહેલાં આતશકદેહના યજ્ઞ માટે પવિત્ર આતશને રોશન કીધો.

ઇરાન દેશે જેટલા બધા ફેરફારોનો અનુભવ મેળવ્યો છે, તેટલો દુન્યાના બીજા કોઈ દેશે કદી મેળવ્યો નથી. છતાં, યઝદ અને ઇંસફાહાનની નજદીક વસ્તા "આતશ-પરસ્તો" ની નીતિ સંબંધી તથા શરીરીક હાલત તેજ વખતના જેવી છે કે જે વખતે તેઓ ઇરાંનને પોતાનો દેશ ગણી શકતા હતા. આટલું તો ચોકસ છે કે ઇરાનના હાલના મુસલમાનો કરતાં નીતિ સંબંધી ચાલ ચલણમાં તેઓ ચઢયાતા છે. ઇરાનના હાલના શાહનાં જનાનખાનાંની પાસેના બાગમાં જરથોસ્તીઓ સીવાય બીજા કોઇને કામે લગાડવામાં આવતા નથી, અને તે એટલાજ માટે કે તેઓ પરહેઝગારી માટેના ઉતરતા આવેલા ગુણ માટે જાણીતા છે. પારસી સ્ત્રીઓના સંબંધમાં બોલતાં જણાવવું જોઇએ કે તેઓ પોતાનાં પતીવ્રતપણાં માટે મશહુર છે, અને બદચાલની એક પણ ઓરત તેઓમાં જણાયલી નથી.

જ્યારે આપણે ખ્યાલ કર્યે છીએ કે મુંબઇના હાલના પારસીઓ અસલી આતશ–પરસ્તોના વંશજ છે, કે જેઓ ઇરાનથી એક હજારથી વધુ વરસોની મુદત ઉપર બહુજ દુઃખ ભરી હાલતમાં નાસી આવ્યા હતા, ત્યારે હિંદુસ્તાનમાં ઇંગ્રેજી સત્તાના વધારા સાથે આ લોકો પૈસા, આબરૂ, અને જીંદગીની દરેક હાલતનાં માનને આવી ઉંચી પંકતીએ પુગ્યા છે તે જોઈ અજાયબી ઉત્પન થાય છે. ગુજરાતમાં ઠરી ઠામ થયા પછી પણ, એકથી વધુવાર ફતેહપર ચઢેલા મુસલમાનોની તરવારથી તેઓની સંખ્યામાં અતી ઘણો ઘટાડો થયો હતો. પણ દરેક વખતે તેઓ સહેજ પણ હીંમત હારી ન જતાં પોતાની આગલી જીંદગીને નવેસરથી તાજી કરતા, આગલાંજ જુના ધોરણ ઉપર નવેસરથી શરૂઆત કરતા, અને પોતાના મજહબના બહુજ પુરાતન દસ્તુર અને સ્થાપનારનું અસલ કહેવું વધુ ને વધુ હોંસ સાથે પોતાનાં મન ઉપર ઠસાવતા રહેતા કે "ખંતીલા બાકી માણસોને મદદ કરવાને અમર સુખમાં વાસો કરી રહેલા અમર્ગો ઝડપથી આવે છે."

આ પ્રજાની જીંદગી અને તવારીખથી અજાયબી ઉત્પન થયા વિના રહેતી નથી,–એની તવારીખ બેશુમાર હાર અને હેરાનગતીથી ભરપુર છે, એની જીંદગી મજબુત એક સંપ અને ઠરાવથી સજ થયલી છે. અને આ મજબુતી જેથી સદીઓ થયાં એ પ્રજા જાણીતી થયલી છે, તેને એઓની નીતિ સંબંધી અને ધર્મી ચાલચલણ સાથે મજબુત સંબંધ છે. આ આતશપરસ્તોનાં ધર્મમાં ગમે એવી ખાંમી કાં ન હોય, છતાં એઓની એક પ્રજા તરીકેની ચાલચલણનું ખેંચાણ આપણું માન અને શાબાશી મેળવવાનો વાજબી દાવો કરી શકે છે. (સફે ૧૦૦–૧૦૪)

પારસીઓમાં આજે પણ કેટલીક જુની ઢપની રસમો ચાલુ છે, કે જે યુરોપ્યન પ્રજાના ગરીબ તેમજ તવંગર વર્ગની સ્ત્રીઓમાં બહુ ફાયદા સાથે દાખલ કરી શકાય. દાખલા તરીકે એ

કોમનાં ગરીબમાં ગરીબ કુટુંબની સ્ત્રીઓને પણ મહિનાના ચોક્કસ દિવસો પર ઘરને લગતું સઘલા પ્રકારનું કામ કરવાને નાલાયક સમજવામાં આવે છે. આવી વેળાએ તેણીએ ઘરને લગતાં કામો કરવા સામે એવા તો સખત કાયદા છે કે કોઈ ચીજ યા સખ્સ સાથે તેણીનું અડકવું તે ચીજ યા સખ્સને અપવિત્ર કરે છે. ઘરને લગતા તેણીને હીસ્સે આવતાં સહેલામાં સહેલાં કામો કરવાની પણ તેણીને મનાઈ છે. આવી વેલાએ તેણી પોતાનાં સઘળાં કુટુંબીઓથી જુદી વસે છે. (સફે ૧૦૮)

મુંબઈમાં જેબી પારસી સ્ત્રીઓને મેં જોઇ હતી તેઓ સઘળી અજાયબ જેવા શુંદર ચહેરાની હતી, અને પુર્વ દેશોની પ્રજાનાં બાળકોમાં પારસી બાળકો સૌથી સુંદર અને સૌથી સુખી માલમ પડે છે.

પારસી સ્ત્રીઓ પોતાનાં ઘરમાં પોતાની હિંદુ કે મુસલમાન બહેનપણીઓ કરતાં વધુ માન ભર્યો દરજ્જો ભોગવે છે. તેઓ લગભગ યુરોપયન સ્ત્રીઓનાજ જેવું છુટાપણું ભોગવે છે.

પારસીઓ એક પ્રજા તરીકેની પોતાની આબરૂ જાળવવાને એટલા તો ખંતીલા છે કે આખાં મુંબઈનાં ટાપુના આ ધર્મના માનનારાઓમાં એક પણ ભીખારી કે બદચાલની સ્ત્રી નથી. એકશી વધુ સ્ત્રીઓ સાથે પરણવાની રીત એઓમાં મુદલ નથી. (સફે ૧૨૨.)

ખ્રીસ્તી તેમજ બીજા ધર્મના મુસાફરોનાં એકસરખાં સામાન્ય મતથી આપણે જાણવાને શકિતવાન થયા છીએ કે હિંદુસ્તાનના આતશ–પરસ્તો સામાન્ય રીતે સઘળી એશીયાટીક પ્રજાઓ કરતાંજ નહિ, પણ ખુદ ખ્રીસ્તી મજહબ પાળનારા લોકો કરતાં પણ પોતાપોતામાં એકમેક સાથના તેમજ ખુદ પારકાઓ સાથના વહેવારમાં પણ બહુજ પ્રમાણીક છે. લખેલાં ખતોનું બંધન તેઓ કદાચજ કરે છે, કારણ કે તેઓનો મોઢેનો સખુનજ તેઓનું સૌથી ઉત્તમ લખત હોય છે. સખાવતનાં શોખને માટે તેઓ એટલાતો મશહુર છે કે સખાવતનો ગુણ

તેઓની દરેક દરેક રગમાં વહેતો કહેવાય છે. છેક ૧૬૯૮ નાં સાલમાં સુરત ખાતે વસી ગયલા રેવરંડ મી૦ ઑવીંગટન જણાવે છે કે ગરીબો અને દુ:ખીઓને મદદ અને જોઈતી સગવડો મેળવી આપવામાં ખ્રીસ્તીઓ કરતાં પણ પારસીઓ હંમેશ વધુ આગળ હતા; અને આ માન હિંદુસ્તાનમાં આજ સુધી તેઓએ ટકાવી રાખ્યું છે. છેક ૧૭૯૦ ના સાલમાં જે વખતે દુકાળ ફેલાયો હતો તે વખતે યાહુદીઓ, ખ્રીસ્તીઓ, મુસલમાનો અને હિંદુઓ મળી રોજના બે હજાર લોકોને પોતાને ખરચે ખોરાક પુરો પાડવા માટે મુંબઈની સરકારે શેઠ સોરાબજી મંચેરજીનો ખાસ ઉપકાર માન્યો હતો. હિંદુસ્તાન ખાતેના પોતાના પ્રવાસને લગતાં ચોપાન્યામાં મીસીસ ગ્રાહમ જણાવે છે કે પારસીઓની ભોળાઈ, પરહેઝગારી અને કદી બંધ ન પડે એવી ચાલુ મહેરબાંની જોઈ હું ગોયા કાંઈ જાદુઈ અસરથી દંગ થઈ ગઈ હતી.

છેલી બે સદીના ટુક અરસામાં જરા પણ અટક્યા વિના ચાલુ ઉદ્યોગ કરી પારસીઓ પોતાને હિંદુસ્તાનમાં વસ્તા સૌથી આગેવાન યુરોપ્યનો સાથે હરીફાઈ કરવાને શક્તિવાન થઈ શકયા છે. ઉદારતા અને સહાસીકપણામાં તેઓ ઇંગ્લાડનાં પાદશાહી દરજ્જો ભોગવતા વેપારીઓની સંફમાં બીરાજી શકે છે, અને અમેરિકામાં છેલી સદીમાં થઈ ગયલા સૌથી જાણીતા વેપારીઓ સાથે વાજબી રીતે એઓનો મુકાબલો થઇ શકે એમ છે; અને આટલું બધું છતાં વેપાર ધંધામાં જે પ્રમાણીકપણું તેઓ ટકાવી રહ્યા છે તે એવું છે કે આજ સુધી તેની સાંમે બોલવાને કે ફર્યાદ કરવાને કોઈને સહેજ પણ કારણ મળ્યું નથી. હિંદુસ્તાનની બેંકોમાં અને સ્ટોક કંપનીઓમાં પારસીઓ ખરેખરા આગેવાન ભોમ્યા જેવા છે. હિંદી અને ચીનાઈ સમુદ્રોમાં મુસાફરી કરતી લગભગ સઘળી વેપારી સ્ટીમરોના તેઓ એકલા માલેક છે. તેઓ મોટા જમીનદારો છે, અને મુંબઈનાં સૌથી ઉત્તમ ઘરો પારસી માલેકોનાં છે. (સફે ૧૨૫–૨૭)

———

## કેપ્ટન લીઑપોલ્ડની મુસાફરી,–ત્રેવલ્સ ઈન ઈસ્ટ ઈન્ડયા,–એચ. ઇવાન્સ.

મુંબઈના પારસી લોકો ઉંચા કદના, મજબુત બાંધાના, અણીઆળાં નાકના, મોટી સુંદર આંખોના, અને ઉંચી જાતના ગ્રીકોનાં મોહોડાં જેવો ઘટમ ધરાવવાથી, અને તે ઉપરાંત ઉંચી પાઘડીઓ પેહેડતા હોવાને લીધે તેઓ મુંબઈની ઉદયોગી કોમ તરીકે ઝટ પરખાઈ આવે છે. બીજી સઘળી વર્ણના લોકો કરતાં પારસીઓ સૌથી વધારે ઉદયોગી છે. તેઓ સર્વથી સરસ વાહાણ બાંધનારા છે, તેઓ સર્વથી વધારે અનુભવી વેપારીઓ છે, અને દેશી લોકોમાં સૌથી દોલતમંદ છે. તેઓના ટોળાના આગેવાનો, મનની ચંચળાઈ ધરાવવા માટે જાણીતા છે અને તેઓને ત્યાં થતાં જાહેર ખાનાંઓ યુરોપ્યન રીત મુજબનાં હોય છે. સર જમશેદજી જીજીભાઈ એક પરગજુ પારસી છે, કે જેની દોલત એક કરોડની ગણાય છે. તેવણને માહારાણી વીકટોર્યાએ નાઈટના ખેતાબ સાથે એક સોનાનો ચાંદ ભેટ આપ્યો છે. ઘણાખરા પારસીઓ અંગ્રેજી ભાષાનું જ્ઞાન ધરાવે છે, અને અંગ્રેજી રીતભાતથી ઘણા જાણીતા છે.

---

## ડંડી એડવરટાઈઝર,—સર જોન લેંગ.

મુંબઈમાં જે એક ચીજ ખાસ ધયાંન ખેંચે છે તે એ કે, તયાંના પારસીઓ એક બહુ નાની કોમ હોવા છતાં, બહુ આગેવાન મરતબો ભોગવે છે. ૯ લાખ મુંબઈની વસતીમાં પારસીઓ ભાગયે પચાસ હજાર જેટલા હશે, તોપણ મોટા મીલવાળાઓ, વેપારીઓ અને નાણાંવટીઓ તરીકે આગળ પડેલા જોવામાં આવે છે. તેઓ મોટે ભાગે રૂપાળા ઘટમના, ચાલાક ચેહેરાવાલા અને ખબરદારીવાળા લોક છે. મોટા દમામ સાથે પહેલી પંકતીના ઠાઠમાઠથી તેઓ વસે છે. પણ તે કરતાંબી તેઓ પોતાની સખાવતોથી વીશેશ જાણીતા થયા છે. પોતાના ગરીબોને તેઓ

કદી પારકે આધારે પડવા દેતા નથી. ધરમખાતાના તથા જાહેર અગતનાં કામોને લગતી ઉઘરાણુંની ટીપમાં તેઓ સઉથી મોટી રકમો ભરે છે અને તે ઉપરાંત તેઓએ કેળવણીને લગતાં તથા બીજાં તરેહવાર પ્રજા ઉપયોગી ખાતાંઓ સથાપેલાં છે. એવાં ધરમખાતાંઓના બાબમાં, ખ્રીસતી આલમનાં કોઈબી મોટાં શેહેર સાથે સરખાવતાં મુંબઈ પછાત પડવાનું નથી. સરવે કોમો માટે એક મોટી આસપીટલ સથાપીને, સર જમશેદજી જીજીભાઈએ એક ઉતમ દાખલો બેસાડયો છે. એ આસપીટલમાં પારસીઓ માટેજ નહીં, પણ બ્રાહમણો, મુસલમાનો, વગેરે સરવે કોમો માટે વારડો ઉઘાડેલા છે અને તે દરેક કોમ માટે તેમની ધરમ સંબંધી લાગણી જળવાય એવી રીતે જુદી રસોઈ થાય છે. પારસીઓ માટેનાં સર જમશેદજી જીજીભાઈ બેનીવોલંટ ઈનસટીટયુશનની અમે ભેટ લીધી હતી. તેમાં પારસી કોમના છોકરાઓ તેમજ છોકરીઓ માટે પહેલી પંકતીની નીશાળો છે. પ્રીનસીપલ તથા તેવણના એક મદદનીસ સાથે અમે વાતચીત કરી હુતી તથા છોકરીઓના એક કલાસની પરીક્ષા લેવા પછી, તેણીઓએ ગાયલું એક ભજન સાંભળી અમે ખુશી થયા હુતા. પહેલા સર જમશેદજી તથા તેવણના ધણીયાંણી લેડી આવાંબાઈએ આ ખાતાં ઉપરાંત ઘણાંક ધરમખાતાંઓ ગરીબો માટે સથાપયાં હુતા.

પારસીઓનું એક વીશેશ ધયાંન ખેંચનારૂં ખાતું તેમના દોખમાનું છે. દોખમાઓમાં, ગુજરેલાં રવાંનોની લાસોનો ખલીરો પાસે ભક્ષ કરાવવામાં આવે છે. એ દોખમાઓ વીશે બીજી તકે હું વધારે બોલીશ.

એક પારસી લગનની મીજલસમાં અમને નોતરવામાં આવ્યા હુતા. તેઓમાં મોટી ઉમરે લગન થાય છે, કાંકે લગન સંબંધી તેમજ બીજી બાબદોમાં પારસીઓએ ઝડપથી યુરોપીયન રીતભાતો ધારણ કરી લીધી છે. તેમની કોમ માટે ખાસ બાંધેલા દીવાનખાનામાં હમેશ લગન કીયા થાય છે. રોશની રચના

વગેરેથી એ દીવાનખાનાંને અંદર તથા બાહેરથી સણગારવામાં આવે છે. પારસી બાનુઓમાં હમેશ રેશમી કપડાં પહેરવાનો રીવાજ છે. આ પ્રસંગે તેઓએ સુંદર સફેદ સાડીઓ પહેરી હતી. તેમના બીજા પોશાકનું વરણન કરવાની મારામાં તાકાત નથી. ત્રણ ત્રણ ચચારની ટોળકી થઈને દીવાનખાનામાં બંને બાજુએ તેઓ હારબંધ બેઠી હતી. ઘણીખરી બાઈઓ રંગે ગોરી અને બહુજ રૂપવંતા ચેહેરાવાળી હતી. બાનુઓની એ ઠઠનો દેખાવ નજરને બહુ મોહ પમાડે એવો મનોરંજક હતો.



## એ મૉડર્ન ઝોરાસ્ત્રીયન,—સેમ્યુઅલ લેંગ.

આ કસોટી ઉપર તપાસ કરતાં જરથોસ્તી ધર્મે ઉત્તમ ધર્મમાં ખપવાનો પોતાનો દાવો ખરો કરી આપ્યો છે. એ ધર્મને માનનારાઓ જેઓ હિંદુસ્થાનના પારસીઓનો એક નહાનો ટોળો છે, તેઓ પોતાની ઇમાનદારી, ખબરદારી, સાહાસ, જાહેર હીંમત, સખાવત, પરકોમ તરફ મોટું દીલ અને બીજી ભલી ખાસીઅતોને માટે માન સહીત વખણાયલા છે. આ ખાસીઅતોને લીધે તેઓએ આપણી હિંદી શેહેનશાતમાં પોતાને ઉંચા મરતબા ઉપર ચઢાવ્યા છે, અને તેના વેપાર ઉદયોગોમાં તેઓ આગેવાન ભાગ લે છે. મુંબઈનો મુખ્ય વાહાણ બાંધનાર, પેહેલો મોહોટો દેશી રેલવે કંત્રાકટર, રૂના કારખાનાનો સ્થાપનાર, એ સઘલા પારસીઓજ છે. અને તેઓ વેપારી, ધંધાદારી કે દુકાનદાર દાખલ બ્રીટીશ હિંદુસ્થાનના સઘલા મુખ્ય કસ્બાઓ ખાતે અને એડન તથા જંગબાર જેવી દૂરની જગ્યાઓમાં માલુમ પડયા છે. વેપાર સંબંધી બાબદોમાં તેમની ઇમાનદારી તો કહેવત જેવી છે, અને જેમ ઇંગલાંડમાં બને છે તેમ તેઓ લેખી કબાલા કરતા નથી, કેમકે એક ઇંગ્રેજની મુવાફેક એક પારસીનું વચન તેનાં લખત જેવુંજ ઉત્તમ ગણાય છે. તેમની ઉંચી પ્રકારની વર્ત્તણુક અને તેમની વ્યહવારીક કુનેહ આ બીનાઓ ઉપરથી

સીદ્ધ થાય છે કે મુંબઇનો પેહેલો મેયર અથવા કારપોરેશનનો પ્રમુખ એક પારસી હતો, કે જેને યુરોપ્યનો અને દેશીઓનાં એક મતથી ચુંટી કાઢવામાં આવ્યો હતો.

કોઇબી કોમના ખરેખરા સૂધારા અને ખરેખરી ખુબીની સર્વેથી સરસ કસોટી કદાચ સ્ત્રીઓના દરજ્જા ઉપરથી મળે છે. જ્યાં મર્દો ઓરતોને પોતાથી ઉતરતાં પ્રાણી દાખલ ગણે, ત્યાં મર્દોજ તેવા છે એમ દેખાડનારી તે ખરી સાબેતી છે. તે મર્દો કુદરતની તે કોમળતામાં તદન ખામી ભરેલા છે કે જે ખરા ગૃહસ્થને, એક મોટાની નકલ કરનારા હલકા માણસથી અથવા એક જંગલીથી છુટો પાડે છે. તે મર્દો બાહેરનાં રોગાણનાં ઓઠા હેઠળ ગમે એટલા છુપાયલા હોય, તોપણ તેઓ શરમ વિનાના નીચ હેવાનો છે. બીજા હાથ ઉપર સ્ત્રીઓને માટે માન ધરાવવું તે સ્વમાન ધરાવ્યા બરોબર છે, તેથી ઉમદા ખવાસ જાહેર થાય છે, અને માત્ર પ્રાણીના જેવી ઇચ્છા તથા અહેવાનના જેવાં બળની એક એકલપેટાઈ ભરી સર્વોપરી સત્તાની હલકી સપાટી કરતા ઉંચી મન કલ્પના ઉપર ચઢવાની શક્તિ માલુમ પડે છે. આ બાબદમાં પારસીઓ ચઢતા છે, જાણે સર્વેથી સરસ યુરોપ્યન સૂધારા સાથ તેઓ એક સરખી સપાટી ઉપર છે. જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં સ્ત્રી પુરૂષનું સરખાપણું ખુલ્લી રીતે જાહેર કીધેલું છે. ધર્મની મીજલસોમાં સ્ત્રીઓને એક અવશ્યના ભાગ દાખલ જણાવેલી છે. જેવી મર્દની તેવીજ ઓરતની પણ ધર્મ ક્રિયા છે. જેમ મર્દોનાં તેમજ ઓરતોનાં ફરોહરોને પણ આરાધેલાં છે. જો કે એક પારસી બાયડી અને માતા પારસી ઘરસંસારમાં સદા મુખ્ય દરજ્જો ભોગવે છે, તોપણ હિંદુસ્થાનની બીજી ગ્નાતો સાથેના લાંબા વસ્વાતને લીધે અને હિંદુ અને મહમદીઆન હાકેમોની રીતભાત સાથે કાંઇક બાહેરનું સરખાપણું દેખાડવાની અગત્યને લીધે, જાહેરમાં દેખાવ દેવાના સંબંધમાં સ્ત્રીઓનો દરજ્જો કાંઇક હલકો પડયો હતો ખરો, તે છતાં પણ પાછળથી બ્રીટીશ અમલની સલામ-

તી હેઠળ પારસી સ્ત્રીઓ મરદોનાં જેટલુંજ છુટાપણું ભોગવતી જણાય છે. વળી તેઓ પોતાની આથમણુ તરફની બેહેનીઓ કરતાં, કેળવણીમાં, કુશળતામાં અને વળી રૂઢી મુજબના પોશાકની પસંદગીમાં મુદ્દલ પછાત નથી. ખરૂં જોતાં તો, કેળવણી માટેની આતુરતા ભરી ઇચ્છા પારસી કોમના સઘળા વર્ગોમાં એક મુખ્ય ભાગ થઈ પડયો છે અને નીશાળો સ્થાપવાની કોશેસ કરવામાં, તથા તેમાં હાજર થનારાઓની સંખ્યામાં, અને એલફીન્સટન ઈન્સટીટયુટ તથા મુંબઈની યુનીવરસીટી જેવી ચઢતા દરજાની કોલેજો અને પાઠશાળાઓમાં જેઓ ચઢતી પદ્વીઓ મેળવે છે તેઓમાં પારસીઓ સ્કોચ, જરમન અને યુરોપની બીજી પ્રજાઓ સાથ કેવળ એક સરખા છે. સ્ત્રી કેળવણીને પણ આગ્રહથી આગળ વધારવામાં આવે છે, અને જે સંખ્યાબંધ છોડીઓની નીશાળો સ્થાપવામાં આવી છે તેમાં, યા તો વળી વૈદાંની વિદયાની સઘળી બાબદોમાં લેકચર સાંભળવા હાજર થાય છે, ત્યાં અભ્યાસ કરવા માટે હાજરી આપવાને કસી બાધ રેહેતી નથી. ઉગમણુ તરફની બીજી સઘળી પ્રજાઓમાં સ્ત્રીઓને કમીનાપણું અને એકાંતવાસ હાલતમાં રાખવામાં આવે છે તે જેઓ જાણે છે, તેઓ એક ધર્મ, જેણે આસપાસની સઘલી અસરો છતાં, હિંદુસ્થાન જેવા દેશમાં, આવી બાબદ બની શકે એમ કીધું છે, તે ધર્મની મોટાઈ અને ઉદાર દીલની કદર સૌથી સરસ રીતે બુજશે.

પારસી ખવાસનો બીજો મોહોટો ગુણ પરગજુપણું અને જાહેર હીંમત છે. પોતાની વસ્તી અને ગજાના પ્રમાણમાં તેઓ ધર્માતુ બાબદોને માટે બીજી કોઈપણ ધર્મી કોમ કરતાં વધારે નાણાં ભેગાં કરે છે. તેઓ એવી રીતે આ નાણાં ભેગાં કરે છે, કે તેથી તેમને તેમના સખી દીલગુરદા અને પરકોમ તરફનાં મોટાં દીલને માટે મોટામાં મોટી શાબાશી ઘટે છે. દાખલા તરીકે સ્કાટીશ કોરપોરેશનના આશરા માટે મુંબઈમાં ઉભાં થયલાં ફંડમાં મુખ્ય નાણાં ભરનારાઓ પારસીઓ હતા, અને હુ-

મણુંજ એક પારસી ગૃહસ્થે સ્ત્રી તબીબોની સંભાળ હેઠળ સ્ત્રીઓ માટેની એક હોસ્પીટલ સ્થાપવા માટે ૧૯૦૦૦ પાઉંડ આપ્યા છે, તો જો કે આવા એક ખાતાંનો લાભ મુસલમાન અને હિંદુ સ્ત્રીઓનેજ મળશે, કેમકે પારસી સ્ત્રીઓને મર્દ તબીબો બોલાવા સામે કસી છીટ નથી.

આ જેવાં કાંમોથી જણાતી પરોપકાર બુદ્ધી એવો એક વિશેષ ગુણ છે કે તેથી પારસી કોમ બહુજ માનભરી રીતે પ્રખ્યાત થયલી છે, અને એ બાબદના સંબંધમાં ખુલ્લી રીતે કબુલ કરવું જોઈએ કે આ કોમ ઉગમણ તરફની માત્ર બીજી પ્રજાઓ કરતાંજ નહીં પણ આપણી પોતાની સુધાં ઘણી ખરી યુરોપ્યન પ્રજાઓ કરતાંબી બહુ ચઢતી છે. કારણ ગમે તે હોય પણ વાત ચોકસ છે કે ઇંગલાંડમાં જ્યારે નાણાંનો મોટો ભાગ ધર્મ ખાતે ખરચાય છે ત્યારે દેશની મોટી સીલક પુંજીમાંથી, જેને પ્રજાને લગતી બાબદો કહીએ તે પાછળ અફસોસ કરવા જેવી સહેજ રકમ ખરચાય છે. ઉત્તમ સખાવતના કોઈ કામ સાથે પોતાનાં નાંમ જોડવામાં મોજ અને મગરૂરી એ બંને હોવાં જોઈએ, એમ કોઈબી જાતની જરૂરીઆત કરતાં વધારે મોટી આવકવાલા વર્ગોને સીખવવાથી, જેમ ધર્મ સંબંધી લાગવગથી તેમજ પ્રજા મતથી અસર થતી નથી. આપણુ ઉમેદ રાખશું કે એ કરતાં વધારે સારો જુસ્સો જાહેર થવા માંડયો છે, અને એવા કોઈ કોઈ દાખલા બન્યા છે કે જેમા જાહેર કાંમો જેવાં કે બાગો અને પાઠશાળાઓ માટે ખાનગી આસામીઓ જેવા કે ધંધાદરી અને કારખાનાવાલા વર્ગો,—જેવા કે સાલટર, ક્રાસલી, બાકસ્ટર, હાલોવેએ મોટી રકમો આપી છે. પણ તે સઘળું છતાં જે રકમો આપી છે તે બહુજ કંગાલ છે. જેઓને મોટી દોલત વારસામાં મળી હોય, અથવા જેઓ તેવી દોલત પોતે ભેગી કરે છે, તેઓ મોટાં ખાનદાનો જાળવી રાખવાં અથવા સ્થાપવાં એજ પોતાની મુખ્ય નેમ વિચારે છે; તેમનું તે કામ માતબર ખાનદાનોંને માટે આપણને આપવી પડતી કીં-

મતનો ઘણું કરીને એક ભાગ છે. એ તો ગમે તે હોય, પણ મુંબઈના પારસીઓમાં એક તદન જુદોજ જુસ્સો માલુમ પડે છે, જ્યાં આ વાત સારી રીતે જણાવ્યામાં આવે છે કે જાહેર સખાવતનું કાંમ બજાવવા માટે કોઈ માતબર પારસી બાહેર આવ્યા વિના એકુ વરસ કદાચજ પસાર થાય છે. સર જમશેદજી જીજીભાઈ જેઓએ પોતાની ઉમદા સખાવતને લીધે યુરોપ સુધી વિખ્યાતી મેળવી છે, તેમનો દાખલો પારસી મંડળીમાં એક સ્વભાવિક તત્વ જેવી થઈ પડેલી પરોપકાર બુદ્ધિના હજારો દાખલામાંનો માત્ર એક છે.

આ મોટાં અને સખાવતનાં કાંમો માટે મોટો અને ઉત્તમ ધર્મ કેટલે દરજ્જે કારણ થઈ પડ્યા છે, તે કહેવું અશક્ય છે. બેશક બીજા સબબો પણ કામે લાગેલા હોવા જોઈએ. પારસીઓ એક વેપારી લોક છે, અને વેપાર પોતાનાં નાણાં સાથે જમીન કરતાં વધારે સખી છે. એક જુલમાત પામેલી પ્રજાના તેઓ વંશજો છે, અને જુલમાત ચલાવા કરતાં, જુલમાત ખમવો એ એક દાખલા લેખે વધારે સારૂં છે. તોપણ સઘળી છુટછાત મુકતાંબી સાર એ નીકળે છે કે જે ઝાડ આવાં ફળ આપે છે, તે ખરાબ હોય નહીં, જે ધર્મ ભલાં નરનારીઓને અને ભલાં કામોને જન્મ આપે છે, તે પોતે પણ ભલો હોવો જોઈએ.

વળી પારસી કોમની ચઢતી સ્થીતિને હીસાબી ગણત્રીઓથી અને જરથોસ્તી ક્રિયા કામોથી જે વ્યાહવારૂ પરિણામો નીપજે છે, તેથી તેવોજ મજબુત ટેકો મળે છે. થોડાં મરત્યુકો અને બચાંઓનું મોટું પ્રમાણુ એક પ્રજાની બળવાન જીવન શક્તિ સાબેત કરે છે. મુંબઈમાં વસતી ઘણી એક કોમો મધે પારસીઓમાં સર્વથી ઓછાં મરણો નીપજે છે. જે ઉપરથી વગર તકરારે જણાય છે કે પારસીઓમાં વધારે જીવન શક્તિ છે, અને ઇન્સાનની જીંદગી માટે વધારે સંભાળ લેવાય છે.

મુંબઇ શેહેરમાં ૬૬૧૮ મર્દ અને ૨૯૬૬ ઓરત ભીખારીઓ છે, તેઓમાં માત્ર પાંચ મર્દ અને એક ઓરત ભીખારી

પારસીઓમાં છે. આ આંકડાઓ પોતેજ પોતાની બીના જાહેર કરે છે. ખુલ્લુ છે કે જે (માજ્દયસ્ની) ધર્મમાં આવાં પરિણામો નીપજી શકે એમ હોય તે 'દરૂસ્ત તનમાં દરૂસ્ત મન'ની ખીલવણીને માટે માફક પડતો થઈ શકે; અને જો કે આપણ (ઈંગ્રેજો) જરથોસ્તી ધર્મ પાળનારા નહીં થઈ શકયે તોપણ જે (જરથોસ્તી) ધર્મ, દરરોજનાં કામકાજોમાં અને ખુદાઈ તેમજ ફીલસુફી વિચારોનાં મનમાંજ વિચારી શકાય એવાં મુલ્કોમાં, જે કાંઈ ભલું, પવિત્ર અને ખુબસુરત હોય તેનીજ પરસ્તેશ કરવાનું ફરમાવે છે, તેનાં થોડાંક પરિણામોની આપણે અદેખાઈ તો કરી શકયે.



## ૫.

### વર્લ્ડ—લોર્ડ રેન્ડોલ્ફ ચર્ચીલ.

પારસીઓ, જેઓ મુંબઈમાં એક ઘણાજ ઉદ્યોગી અને દોલતમંદ વર્ગના તરીકે જણાયલા છે, તેઓ પોતાની મરણ પાંમેલી લાસોને જરથોસ્તી ધર્મના ફરમાન પ્રમાણે ખલીરો પાસે ખવાડવા માટે દોખ્માંઓ મધે ખુલ્લી મુકે છે, તે રેવાજની તરફેણમાં પશ્ચિમ તરફના એક નહાના ટાપુ કે જેની સાથે હિંદુસ્થાનની મોટી શેહેનશાત સંબંધ ધરાવે છે, તે ટાપુના રાજ્ય મંડળમાં ઘણા પ્રખ્યાત થયલા એક ઉમરાવે જે મત ઉપર પ્રમાણે જાહેર કીધું છે, તેથી પારસીઓને બેશક હરખ ઉપજ્યો હશે. એ રીત ખસુસ કરીને ગરમ દેશોમાં ઘણી ભલામણ કરવા જોગ છે. વળી તે રીત સસતી, સફાઈ ભરેલી અને અતી સવળતાવાલી છે.



### નોવો વરેમ્યા.

દુનિયાની વસતીમાં પારસીઓની સંખ્યા એક લાખથી વધુની ગણાઈ નથી, જે માહેથી નજદીક ૮૦) હજાર તો મુંબઈનાજ નાનકડા વિસ્તારમાં સંકોચાઈ સમાયલી નજરે પડે છે. દોખ્મા-

ના ડુંગરની ઉંચાણ ઉપરથી હેઠળ નજર કરતાં મુંબઈનો આખો ટાપુ એક પક્ષી એકી નજરે જોઈ શકે તેમ આપણી નજરે પણ પડે છે. ત્યાંથી દીસતાં હજારો રેહેઠાંણો મધે પવિત્ર પયગાંમબર જરથોસ્તના ઉદ્યોગી ચેલાઓ વસવાત કરી બેઠેલા છે, પણ તે માહેલા દરેકને પોતાના નિયમિત વખ્તે આ ઉંચાણ ઉપર ઉભેલી ગંભીર ઈમારત (દોખ્મા) નાં મધ્યભાગમાં આવી પડવું તો ઠેરાવેલું છેજ. તે સામે દીસતાં નીચાણ માહેલી ટુક જીંદગીનો અંત આવતાં આ ઉંચાણ ઉપર આવી તેઓ ઉંઘશે કે જ્યાંથી ન ધંધાની ફીકર કે ન કુટુંબનાં પાળણની જંજાલ તેમની 'સદાની ઉંઘ' માં ખલલ કરવાને સમર્થવાન થશે. અહીંઆં એક સગડીમાં, અસલી વખતમાં જરથોસ્ત પયગાંમબરે જે પવિત્ર આતશ પોતાના ચેલાઓને સપુર્દ કીધો હતો, તે આજસુધી બળતો રાખયો છે. આ સગડીમાં દરેક ક્રિયા કરવામાં આવે છે, અને ત્યાંથી રવાનોને હલવે હળવે દોખમામાં લઈ જવામાં આવેછે....

સ્પેતમાન જરથોસ્તની આજ્ઞા એવી હતી કે 'આતશ, પાણી, અને જમીન' એ ત્રણ ચીજને અપવિત્ર કરવી નહીં' અને તેથી પારસીઓ ક્રીશ્ચયનો માફક પોતાનાં મુવેલાંઓને જમીનમાં દાટતા નથી, અને હિંદુઓ માફક બાળતા નથી. તેમના ધર્મમાં આતશને પવિત્ર ગણવામાં આવે છે, તેના દાખલા તરીકે એક ખરો જરથોસ્તી કદી બીડી પીતો નથી.

દોખમાંની અંદર પાવીની ત્રણ હાર કરવામાં આવી છે, તેમાં પેહેલી હાર મર્દો માટે, વચલી ઓરતો માટે, અને છેલ્લી બચાંઓ માટે રાખેલી હોય છે. આ ત્રણ હાર 'નેક મનશની, નેક ગવશની, અને નેક કુનશની' એ ત્રણ જરથોસ્તી કલામોની ઈધાણી પુરી પાડે છે. દરેક હારમાં ૭૨) પાવી છે, જે યજશનેના ૭૨) હાની ગવાહી આપે છે. આ રીતે દોખમાઓમાં ૨૧૬) રવાનોનો સમાસ થઈ શકે છે.

પૂર્વની પ્રજાઓમાં પારસી કોમ કાયદાને માન આપનારી જણાઈ છે. પારસીઓ નીતિના અંદાજામાં, પવિત્રાઈમાં,

અને પ્રમાણીકપણામાં બહુ જાણીતા છે, તેમનો ધર્મ કાંઈ ખરાબ નથી. પારસીઓમાં ભીખારીઓ નથી, કે નથી તેઓમાં કોઈ અઠંગ ચોરો. ઉદયોગી ધંધા તરફ તેઓ હમેશાં ઢળતા રહે છે, અને ખુદા ઉપર વિશ્વાસ રાખનારા તરીકે જાણીતા છે. એશીયા માહેલી દરેક કોમમાં સૌથી સુધરેલી કોમ તરીકે પારસીઓ સઘલે માન પામ્યા છે.

**ઓરીયંટલ એન્ડ લીંગ્વીસ્ટીક સ્ટડીઝ,—વીલ્યમ દવાઇટ વ્હીટની.**

તેઓ (પારસીઓ) હિંદુસ્તાનના "આરમીન્યનો" છે, અને એશીયામાં વસનારા લોકોમાં તેઓ ઘણાજ સાહસીક અને આબાદ લોકો છે; અને ખાસ કરી ઇંગ્રેજ રાજ્યની ચઢતીની સ્થાપના પછી સુલેહ ભર્યા હુનરોને જે છુટાપણું અને બચાવ મળ્યો છે ત્યારથી પારસીઓ એટલા તો આબાદ થયા છે કે આજે તેઓ બહુજ તવંગર અને મોભાદાર કોમ તરીકે ગણાય છે.—પાનું ૧૫૩.

**સ્કેચીઝ ઓફ સેન્ટ્રલ એશીયા, વામ્બ્રી.** પાનું ૩૧૩-૧૪.

બહુ પુરાણા કાળથી ઈરાન સુધારાનું મથક હતું; અને માણસ જાતના સુધારાની આખી નોંધમાં એક એવી પ્રજાની શોધ કરવી,—કે જે મોટા રાજદ્વારી ફેરફારો છતાં, પોતાના સુધારાના અસલી કાનુનમાં પ્રદેશી રાહ રસમોની મોટી ભર્ત્તિ છતાં, એક કોમ દાખલની પોતાની હયાતીની આબરૂ ઈરાનીઓના જેટલી લાંબી મુદત સુધી અને ઈમાનદારીથી જાલવી રાખી હોય—તો તે ફોકટ છે.

**હાવર્ડ વીન્સેંટ.**

પારસીઓ એક કોમ લેખે ઘણાજ સૂધરેલા અને જ્ઞાની છે, અને બીજી પ્રજાઓ સાથે તેમનું નાંમબી લેવા જોગ નથી.

તેઓ મુકાબેલમાં નકરા યુરોપ્યનો જેવા છે. બેશક આ સઘળું તેમના સાચા નીતિ ભર્યા ધર્મની ખુબીથી છે, અને તેમના રવાનોને ઠેકાણે પાડવાની રીત તેઓના ધર્મનું એક સુંદર સ્વરૂપ છે.

---

**લંડન ટાઇમ્સ,—પ્રોફેસર મોનીયર વીલ્યમ્સ.** ૨૮–૧–૭૬.

તમારાં પત્રની કટારોમાં નામદાર શાહુજાદાએ (પ્રીન્સ ઑફ વેલ્સે) પારસીઓનાં દોખમાની લીધેલી મુલાકાતની નોધ અપાઈ ચુકી છે. સર જમશેદજી જીજીભાઈ (બીજા બારોનેટ)ની મેહેરબાનીથી નામદાર શાહુજાદાએ એ દોખમાં તપાસવાનો જે હક મેળવ્યો હતો, તેવોજ હક મને પણ મળ્યો છે. પારસીઓ અસલી ઇરાનીઓની તોખમથી ઉતરી આવેલી પ્રજા છે, જેઓને ઇરાનમાંથી મુસલમાનોએ હાંકી કાઢવા પછી અગ્યાર સદીની વાત ઉપર સુરતમાં આવીને રહયા હતા. પારસીઓની સંખ્યા સઘળી મળીને સીતેર હજાર માણસોની છે, જે માહેલા પચાસ હજાર મુંબઇખાતે, અને બાકીનાઓ હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં, અને અકસર કરી ગુજરાત તથા મુંબઈ ઇલાકામાં વસે છે. જો કે પારસીઓની આ સંખ્યા ચોવીસ કરોડ માણસોની વસ્તીમાં માહાસાગર માહેલાં પાણીનાં એકજ ટીપાં બરોબરની છે, તો પણ તેઓનો ટોળો વગવાલો અને મોટો ગણાય છે. એટલુંજ નહીં, પણ તેઓ કાબેલ્યત અને હુશીયારીમાં યુરોપ્યનોની બરોબરી કરી શકે છે. તેમજ તેઓ સાથ દોલતની હરીફાઈ કરવા સાથ એ ટોળાના લોકો તેઓની ઘણીક રીતભાતોની નકલ કરે છે. જો કે તેઓની દેશી ભાષા ગુજરાતી છે, તોપણ ઘણું ખરૂં દરેકજણ ઇંગ્રેજી ભાષા ઘણી સારી રીતે બોલી શકે છે.

---

**નાઇન્ટીન્થ સેન્ચરી,** જાનેવારી ૧૮૮૧,—**પ્રોફેસર મોન્યર વીલ્યમ્સ.**

યાહુદી લોકોની મુવાફેક પારસીઓબી ઓર ખવાસના છે. તેઓએ મુસલમાન ઝનુનીઓથી ઘણું ખમેલું છે, જેઓએ તે-

મને તેમનાં પુરાતન વતનમાંથી હાંકી કાઢયા હતા. પારસીઓનું પવિત્ર વતન ઇરાન છે, અને યાહુદીઓનું પવિત્ર વતન પાલેસ્ટાઇન છે. પારસીઓ યાહુદીઓ કરતાં ઘણાં કમ છે. બીજી પ્રજાઓની મીસાલે તેઓ ચોતરફ વીખરાયલા નથી. તેમનો ધર્મ એક વાર ઇરાનના ગંજાવર વિસ્તાર ઉપર ફેલાયલો હતો, અને સઘળી ઇરાની પ્રજાનો તેજ ધર્મ હતો. તેના તેઓ હાલ મુઠીભર હૈયાત શખ્સો રહેલા છે. તેમની વસ્તી સીતેર હજારથી સેહેજ વધુ છે, અને તેઓ તેમના ચોક્કસ ગુણો અથવા ખવાસથી આજે પ્રકાશી રહેલા છે. નહીં તો હિંદુસ્થાનની કરોડોની વસ્તીમાં તેમને કોઈ પીછાણતે બી નહીં. તેમની પીછાણ તેમના પોશાક ઉપરથી થઇ શકે છે. હિંદુસ્થાનનાં કોઈબી મોટાં શેહેરમાં તેઓ તેમના પોશાક અને પાઘડીથી ઓળખાઈ આવે છે. લંડન તથા લીવરપુલ જેવા ગંજાવર વસ્તીવાલાં શેહેરોમાં ચોતરફ યુરોપ્યનોજ દીઠામાં આવે છે, તોબી તેમાં છુટા છવાયા પારસીઓ તેઓની પાઘડીથી ઓળખાઈ આવે છે. હિંદુઓના જેવા ધર્મના કાયદા તેમનામાં નથી, અને દર્યો ઓળંગવાથી તેઓને નયાત બાહેર મેલાવાની ફીકર નથી; તેથી તેઓ પોતાનું નસીબ અજમાવા ચોતરફ જઈ શકે છે. પારસીઓમાં કસા વેહેમ નથી, અને તેઓમાં કસુ નયાત જાતનું બંધણ નથી................પારસીઓ જાતે ચાલાક અને ઉલટમંદ છે, અને અંગ્રેજી કેળવણી તથા સૂધારાઓથી તેઓ ઉપર ઘણી સારી અસર થઈ છે. હિંદુ તથા મુસલમાનો કરતાં તેઓ ઘણા આગળ વધેલા છે અને તેઓ અંગ્રેજી ઢબછપો પકડતા જાય છે. બાળ લગ્ન નીકળી જઈ સ્ત્રી કેલવણીનો વધારો થયો છે. તેઓમાં બીજી હોંસ જરથોસ્તી ધર્મનો અભ્યાસ કરવાની છે. અવસ્તાના અર્થો શીખી, તેના મોટા ખજાનાના ભંડોળો જે આજે જાહેર થયલા નથી, તેની ચાવી મેળવવાને તેઓ મેહેનત કરે છે. તેઓમાં વિચારશકિત પણ મોટી છે, અને હિંદુસ્થાનની કરોડોની વસ્તીને ગ્રેટબ્રીટનની સરકાર

જે ફાયદા બતાવે છે, તેનો પેહેલો લાભ પારસીઓ મેળવે છે. કેળવણીમાં તેઓ ઝડપથી વધતા જાય છે. તેઓએ છોકરા તથા છોકરીઓમાં કેળવણીનો ફેલાવો કરવા માટે સ્કુલો સ્થાપેલી છે, જે ઘણાજ સરસ કારોબારથી ચાલે છે. અંગબળની કસરતોનો વધારો કરવામાં એ લોકોજ ફક્ત છે. તેઓમાં અપવાસ કરવાની મનાઇ છે. તેઓ ગરીબોની ઘણી દાદ લે છે. તેઓના ધર્મની ફરજમાં સખાવત પેહેલી છે. આખી કોમમાંથી એકબી ભીખારી જડશે નહીં. ટુંકમાં હવે પછી પારસીઓ ઘણા વધી મોટી સંખ્યાના થાય, તથા તેઓ હજી વધુ દૂર રાજના મુલ્કો ખેડે એવી સર્વ કોઇને ઇચ્છા છે. હિંદુસ્થાનના દરેક ભાગમાં સારાં કાંમોનાં ફેલાવા માટે તેઓની ઘણીજ જરૂર છે. હિંદુઓ તથા યુરોપ્યનો વચે એખલાસ રાખવાને તેઓ એક અગતનું સાધારણ છે; અને તેમની દીલસોજી, ઊદયોગ, સીખવાનો લોભ જાતે મેહેનત કરવાની કોશેસ, તથા અંગ્રેજી ધારાને માન આપી વફાદારી બતાવાની કાળજી, એ સર્વ કોમના લોકોને માટે એક કીંમતી દાખલો છે. તેઓ ખુદ તેમના ઉપર રાજ કરતી કોમના લોકોને પણ શરમમાં નાખે એવી વફાદારી બતાવે છે.

---

## નાઇન્ટીન્થ સેન્ચરી,—મોન્યર વીલ્યમ્સ.

આ બાબદ પુરી કરતાં મારે જણાવવું જોઈએ કે જે વધારે પ્રમાણમાં પારસીઓ ચંચલાઈ અને ઉતસાહ ધરાવે છે, તે પ્રમાણમાં ઇંગ્રેજી કેળવણી અને ઇંગ્રેજી સૂધારાની બરકતે કરી તેઓની ચાલચલણ અને રાહારસમો ઉપર સારી અસર થઈ છે. જે ફેરફાર તેઓમાં થયો છે અને જે વધારો તેઓએ કીધો છે, તે હિંદુઓ અને મોહમેદનોમાં થયો છે, તે કરતાં વધારે ખુલ્લો પારસીઓમાં જોવામાં આવે છે. હિંદુઓ ઉપરથી તેઓએ કેટલીક વેહેમી રાહારસમો અખત્યાર કીધી હતી, તે હવે જલદીથી તર્ક કરતા જાય છે, તે સાથે તેઓ ઇંગ્રેજી રીતભાતો પોતામાં

દાખલ કરતા ચાલે છે. બાળ લગ્નને તેઓ ધિક્કારે છે, અને સ્ત્રી કેળવણીનો વધારો ફેલાવે છે.

પોતાના ધર્મના કાનુનોની બારીકીથી તપાસ કરવા માટે, અને જે મૂળ અવસ્તા ભાષામાં તેઓ લખાયલા છે, તે ભાષાનો અભ્યાસ કરવા માટે, અને તેના પવિત્ર કાનુનો જે છુપાયલા છે તેનો ભેદભરમ ખુલ્લો કરવા માટે પારસીઓમાં ખાહેશ વધતી ચાલે છે.

ગ્રેટ બ્રીટનની સરકારે પોતાની હિંદુસ્થાનની પ્રજાના લાખો લોકો માટે, જે ન્યાત, જાત, અને દરજ્જાના કાંઈ પણ તફાવત વગર જે તકો અને ફાયદાઓ ખુલ્લા મેલ્યાં છે, તેનો પારસીઓ ઉલટથી લાભ લેતા જાય છે એમ કોઈબી રીતે ખાતરીથી કહી શકાશે. તેઓ મક્કમપણે સૂધારાના રસ્તાઓ ઉપર આગળ વધતા ચાલે છે, અને પોતાના છોકરા છોકરીઓ માટે જે સ્કુલો તેઓએ સ્થાપી છે, તેનો કારોબાર સારી રીતે ચાલતો હોવાથી, તેઓ નમુના દાખલ થઈ પડી છે. એક માણસની તનની કેળવણીને મનની કેળવણીના એક જરૂરીઆત ભાગ ગણવામાં જે ડાહાપણ વાપડી તેઓ તે કેળવણીને ઉત્તેજન આપે છે, તેમ કરવામાં તેઓ હિંદુસ્થાનના દેશીઓમાં માત્ર એકલાજ છે.

મોજ મજાહ અને સારી રીતે રહેવા માટે પારસીઓને હદ બાહેર શોક ધરાવવા સારૂ ઠપકાને લાયક ગણવા એ ખરેખર અજાયબ જેવું નથી. બેશક આ ખરૂં છે કે અપવાસ પાળવો અને પરહેજી રાખવી એ તેઓનો ધર્મ સીખવતો નથી. પણ સચાઈને ખાતર એમ તો આપણે કબુલ કરવું જોઇએ કે તેઓ જેમ પોતાનાં અંગત શરીરને ચાહે છે, તેમ તેઓ પોતાની કોમના ગરીબોનેબી ચાહે છે. સખાવત કરવી એ પારસીઓની ધર્મને લગતી ફરજોમાંની એક મુખ્ય અને જરૂરીઆત ફરજ છે. તેથી આખી પારસી કોમમાં એકબી ભીખારી નજર પડતો નથી. ટુકાંમાં કહીએ તો હમણાં પારસી કોમની જેટલી સંખ્યા છે, તે કરતાં તેમાં વધારો થાય, અને પશ્ચિમ કીનારાપર હમણાં

જેટલાં રેહેઠાણો છે, તેમની હદ હિંદુસ્થાનના બીજા કોસ્ટાઓ તરફ લંબાએ, એમ ઓજરખાહીથી આપણે ઇચ્છીશું. હિંદુસ્થાનના બીજા લોકો ઉપર સારી અસર પેદા કરવા માટે તેઓની ઘણી જરૂર છે. યુરોપ્યનો અને હિંદુઓ વચે સલાહુસંપજ જાળવી રાખવાને તેઓ એક સાંકલ જેવા છે. અને જે ઉત્સાહ અને ઉદયોગ, જ્ઞાન મેળવવા માટેની તેઓની ખાહેશ, પોતાને સુધારવા માટેની તેઓની કોશેસ, તેઓની રાજ્ય તરફની વફાદારી, તેઓ તરફથી દેશના કાયદાઓને અપાતું માન, એ સઘળું હિંદુસ્થાનમાં વસતી કોમોના સઘળાં લોકોને એક બે કીંમતી ઢડો શીખવે છે, અને વારંવાર તેઓના ઇંગ્રેજ રાજકર્ત્તાઓને લજવાવે તેવું છે.



**હિંદુઇઝમ, પ્રોફેસર મોનીયર વીલ્યમ્સ,** પાનું ૫ મું. ૧૮૯૪.

ઇસ્વી સનેની સાતમી સદીમાં ખલીફ ઓમરના હાથ હેઠળના મુસલમીનોને હાથે હાર ખાઇ ઇરાનીઓની એક નાની ટોળકી ઇરાંન છોડી આવી હતી. ઇરાંનનો પુરાતન મજહબ, કે જે વેદનો ધર્મ, જે એક ખોદાને માનવામાં, અને તેનાં અલંકારીક રૂપો,—અને જાહેર થયલાં નુરી તત્વો, ખાસ કરી આતશ—ની સેતાયશમાં સમાયલો છે તેને મળતો છે, તેને વળગી રહીને તથા પોતાની સાથે પોતાના મજહબનાં પુસ્તકો, તે પોતાના પેગંબર અશો જરથોશ્તના ઝંદ—અવસ્તા લઈ આવી, તેઓ ૧૧૦૦ વરસની વાતઉપર સુરત શેહેરની નજદીકમાં વસ્યા હતા, અને મોટાં વેપારીઓ અને વહાણુ બાંધનારા થયા હતા. ત્યાર પછીની બે ત્રણ સદીની એઓની તવારીખ બાબે થોડુંજ જણાયલું છે. પોતાના મજહબની રીતીથી તેઓ બીજા ધર્મના લોકોને પોતાના મજહબમાં લેતા નહોતા, તથા હિદું વસ્તી સાથે પણ તેઓ ઘણા ભેળાતા હતા નહીં; આથી કરી તેઓની સંખ્યા આજે પણ ફકત સીતેર હજારને આશરેની ગણાય છે. આટલું છતાં, યુરોપ્યનો સાથની હરીફાઇની તેઓની ઉદ્યોગી અને સાહ-

સીક ટેવથી તેઓ મુંબઈ અને પશ્ચિમ હિંદુસ્તાનની વસ્તીનો મુખ્ય અને અગત્યનો ભાગ ગણાય છે.

---

**પરશીઆ: એઝ ઈટ ઈઝ,—સી. જે. વીલ્સ, એમ. ડી. ૧૮૮૬.**

ઈરાનના ગબર લોકોને વેપાર ઉદ્યોગ કરવા દેય છે, અને તેઓ પ્રમાણીકપણાનાં સંબંધમાં બહુજ ઉત્તમ ચાલ ચલણ ધરાવે છે.—પાનું ૨૨૯

---

### લોર્ડ વેલનશીયા.

હું કબુલ કરૂં છું કે બ્રીટીશ રાજ તળે પૂર્વનાં જેબી લોકો છે તેઓમાં પારસીઓ મને ઘણાજ ગમે છે.

---

### સર રેમંડ વેસ્ટનું ભાષણ તા૦ ૮-૪-૯૨.

હું આ સભાને ખાતરી આપુછું કે આ વખ્તેજ નહીં, પણ દરેક વખતે, જ્યારે દેશી પ્રજાનાં જાહેર ભલાં અને સૂધારાનાં કાંમમાં હું જોડાયલો હોઉ ત્યારે, અને તેમાં મુખ્ય કરીને સાહાસીક અને ચપળ બુદ્ધિની પારસી કોમ કે જે દરેક ભલાં અને ઉમદા કામ માટેની પોતાની દીલસોજી અને તૈયારીને માટે સારી પેઠે જાણીતી છે, તેની સાથના મારા સંબંધ વેળા મારા તરફ જે મમતા બતાવવામાં આવેલી છે, તે હું કદી ભુલી જઈશ નહીં.

---

### સેંટ વેરીન્સ.

આ શેહેરમાં પારસીઓની સંખ્યા દીવસે દીવસ વધતી જાય છે. અત્રે શેહેરની બાહેર આખાંને આખાં પરાંઓ બાંધી તેઓ વસે છે, તેઓમાંના કેટલાકો જેમની સંખ્યા થોડી છે, તેઓ ધંધાનેસર વધારે કમાની કરવાને અર્થે, કેટલાંએક વરશો સુધી સુરતથી કોચીન, કારોમેંડલ અને હિંદુસ્થાનનાં બીજા દેશોમાં જઈ વસે છે. આ શેહેરમાં ઘણાક માતબર પારસીઓ

છે, અને તેઓ મુખ્ય વ્યાપારીઓ તરીકે ગણાય છે. તેઓ હિંદુ અને મુસલમાનો કરતાં વધારે ગોરા હોય છે, અને તેમની ચામડીનો રંગ સ્પેનીઅર્ડ લોકોને ઘણોખરો મળતો આવે છે. ઘણું કરીને તેમની આંખો મોટી, નાક વાંકાં, અને બાંધો એક સરખો હોય છે.

તેઓ એકી વખતે એકથી વધારે ઓરત પરણતા નથી, અને તેપણ પોતાની કોમ સિવાયે બીજી કોઈબી જ્ઞાતની ઓરતને પરણતા નથી; જેથી આટલા જમાના થયા તેઓની કોમ સ્વચ્છ અને બીજી પ્રજાના લોહીની સાથે ભેળસેલ થવા વગરની રહી છે. હરામ ઈલ્લતની મોજ સોધનારા ઘણાક શખસોએ એક સરખી રીતે મારી ખાતરી કીધી છે કે ગમે એટલી મેહેનત તથા ખરચ કીધા છતાં તેઓ કોઇબી પારસી ઓરતને પુસલાવી શકયા નથી. કેમકે પોતાની કોમની શીક્ષાની તેમને એટલી ધાસ્તી હોય છે કે જો એવાં કરમમાં પકડાય તો માર્યાં જવા વગર રહે નહીં, એમ તેઓ ખાતરીથી જાણે છે. તેઓ દરરોજ મોહોલ્લાઓમાં ખુલ્લી રીતે ફરતાં દેખાય છે, અને વારેઘડીએ પોતાના ઘરને લાંબે ટપેથી કુવામાંથી પાણી ભરી લાવે છે. પારસી ઐરાંઓ જ્યાં જાય છે ત્યાં સાથે ગુછડું થઇને જાય છે, અને અકસર કરી કોઈ જવાન છોકરી તો એકલી કવચીતજ રસ્તે દેખાય છે.

એ ટોળામાં બે જણ, જે માહેલા એક નામે મનચેરજી (ખરશેદજી ખજાનચીન) જેઓ વલંદા લોકોના દલાલ છે, અને બીજા જે ઇંગ્રેજ કુંપનીના દલાલ (ધનજીશાહ મનજીશાહ) છે, તેઓ સુરત અને તેની આસપાસના પારસીઓના આગેવાન મુખી છે, તેમજ તેઓના સઘળા ટંટા વગેરે ચુકવે છે, અને તેમના ચુકાદાને સર્વે લોક માન આપે છે. તોપણ ખુન અને એવાજ બીજા ગુનાહોનો ચુકાદો તો નવાબ કરે છે, કે જે એવી બાબદમાં ઘણી હુશિયારીથી કામ લે છે, કારણ કે તે હિંદુ અને મુસલમાનો કરતાં પારસીઓથી, તેમની મોટી સંખયા તેમજ

હિંમતને લીધે વધારે ડરે છે, જેથી તેઓ ચોકસ દરજ્જે સ્વતંત્રપણું ભોગવે છે. મારી જાણ મુજબ, પારસીઓમાં એવા ગુનાહ કવચીતજ બને છે, અને એ ઉપરાંત તેઓ પોતાના એલાહેદા લતાઓમાં બીજી ગ્નાતોથી જુદા રહેવાને લીધે, તેઓમાં બનતા કેટલાક બનાવો જાહેરમાં આવતા નથી.



## શા—સ

### ગ્લીમ્પસીસ ઑવ લાઈફ એન્ડ મેનરસ ઈન પરશીઆ,—લેડી શીલ. ૧૮૫૬.

આ લોકો અતીઘણા ઉદ્યોગી છે, અને ધર્માંધ મુસલમાનો તરફના જુલમ છતાં પોતાના ધંધા રોજગારમાંથી પોતાનું ગુજરાન કરવાને પુશ્કળ મહેનત કરે છે...............ઈરાનના બીજા વતનીઓ સાથે સરખાવતાં ગબર લોકો અતી ઘણી ઉત્તમ ખાશ્યત અને ચાલચલણના છે...........તેઓ માત્ર એકજ ઓરત પરણે છે, અને તેથી કુદરતી રીતે મુસલમાનો કરતાં તેઓ સંસારને લગતું સુખ અને સુલેહ સંપજ તેઓ વધુ મેળવી શકે છે.—પાનું ૧૩૬-૧૩૭.



### હિંદુસ્તાન અને કાશ્મીરની મુસાફરી,—બેરન ઈરીક વોન સ્કામબર્ગ.

મુંબઈના પારસીઓ વિષે ઈસારો કર્યા વગર મારે આ સફો પુરો કરવો નહીં જોઈએ. જે વખત મેં મુંબઈની પડોશમાં ગુજાર્યો હતો તે એટલો તો થોડો હતો કે તેથી કરી તેઓ વિષે ઘણું જાણવાને મારેથી બની આવ્યું નથી. એટલું તો કહી શકાશે કે તેઓ હિંદુઓ કરતાં વધારે ખુબસુરત છે. તેઓની ચાલચલણ ઘણી સારી લાગે છે. પારસી ઓરતો પોતાનાં આંગ ઉપર સાલ્લો (સારી) વિંટાળે છે, જેથી તેઓ ઘણી સુંદર દેખા-

ય છે, અને તેઓની ચાલચલણમાં ઘણું શરમાળપણું જોવામાં આવે છે, તથા તેઓ નીતિ ભરી જીંદગી ગુજારે છે. પારસીઓ જાતે ચાલાક, હુશીઆર મનના અને વેપાર ધંધામાં સારી માહીતગારી ધરાવનારા છે. વચલે વાંધેના પારસીઓ સરસ નોકરો તરીકેનું કામ બજાવી શકે છે. તેઓ કેટલાંક કાંમો તેઓના ધર્મનાં ફરમાનોને લીધે કરી શકતા નથી. દાખલા તરીકે તેઓ આતશબાજી સલગાવતા નથી તેમ આતશ કે ચેરાગને કદી બુજાવતા નથી. પરેલમાં રેહેતા મારા મિત્રોએ મને રમુજ મળે એવી એકબી તક જવા દીધી નહીં હતી. ડા૦ આરસી અને મી૦ અરસકીન સાથે હું એક પારસી શેઠયાને ત્યાંની પારટીમાં ગયો હતો. તે વેળાની રાત મે ત્યાં ઘણી ખુશીમાં ગુજારી હતી. આ પારટીમાં ઇંગ્રેજ તેમજ દેશી બાનુઓ અને ગૃહસ્થો હાજર હતા. મંડળીનો જે ભાગ પારસીઓનો બનેલો હતો, તે ભાગે મને ખાસ અજાયબી પમાડી. ઉંચા યુરોપ્યન મંડળોમાં જેવી જાતની ખુબીઓ જોવામાં આવે છે, તેવીજ જાતની સઘળી તેઓ બતાવતા જણાતા હતા. નાજુક બાંધાની અને ઘટમ ચેહેરાવાળી પારસી બાનુઓ વધારે ધ્યાંન ખેંચતી હતી, અને મારે અહીંઆ ભુલવું નહીં જોઈએ કે ઘરધણીની છોકરીઓ ઘણી સુંદર નહીં હતી, તોપણ ઘણી મનમોહન લાગતી હતી.



## ડેલી ન્યુસ,—ક્લેમેન્ટ સ્કોટ.

ક્રીકેટની રમતના મારા પચાસ વરસના અનુભવ દરમયાન, મેં આગલા વખતની મેચો અને રમનારાઓને જોયા છે, પણ આના જેવી મેચ, જેમા ગવરનર લૉર્ડ હેરીસ જેવો મજાહ મેળવે, તેવી રસાફ્ક્ત્રી ભરી મેચ મેં દીઠી નથી. મેં ઘણાજ ઉંચી પંકતીના અને જાણીતા ખેલાડીઓને રમતા જોયા છે, તથા તેમની મેચો દીઠી છે. પણ લૉર્ડ હૉક વિરૂધ પારસીઓવાલી આ મેચ કાંઈ જુદોજ ખ્યાલ આપે છે. ક્રીકેટ ગ્રાઉંડ ઉપર ગરીબ અને તવંગર એકજ પંકતી ઉપર ભેગા મળ્યા હતા. હું ધારતો

હતો કે દેશીઓ તરફથી વિરૂધ લાગણી અને અનગમો બતાવવામાં આવશે; પણ હું ખુલ્લું જણાઉં છું કે મેં કેઠેબી લોકોને પોતાની બાજુવાલાઓ તરફ તેમજ તેમની વિરૂદ્ધવાલાઓ તરફ એક સરખી શાબાશીના પોકારો કરતા દીઠા હોય તો તે મુંબઈની ક્રીકેટ ગ્રાઉંડ ઉપરજ છે.

પારસીઓની ફીલડીંગ, વિચાર શક્તિ, ચંચળતા, એ પાદશાહી રમતનું જ્ઞાન, તે ખેલવાની રૂઢી જેનો અનુભવ મી૰ દી. (દોરાબ એદલજી) મોદીએ બતાવી આપ્યો છે, તે સઘળું ઇંગલાંડની ક્રીકેટને છાજતુંજ છે. એ રમત મેં બારીકીથી તપાસી છે, મેં કોઇપણ બાજુ તરફ કસી જાતનો અભાવ જોયો નથી. રમત પ્રમાણીકપણે વાજબી રીતની રમાઈ હતી, કે જેનો ચિતાર હું ભુલનાર નથી. એવી રમતમાં ન્યાત જાતનો યા તેવો બીજો કસો ફરક રહેવો ન જોઈએ, તે એજ રમતે બતાવી આપ્યું છે, તથા તેમાં હુનરમંદોનીજ ફતેહ થઈ છે.



**કલકતા સ્ટાર,** તા૦ ૧૪–૩–૪૨.

હિંદુસ્થાનના લોકોમાં પારસી લોકો ઘણાજ ઉદયોગી છે, અને તેઓ જેબી ધંધામાં પડે છે તેમાં પોતાની ચાલાકી તથા માહીતગારીથી ફતેહ પાંમે છે. એ વિષે વધુ લખવાની અમો જરૂર જોતા નથી. કારણ કે એવા દાખલાઓમા એક નવો ઉમેરી જણાવતાં મોટી ખુશી ઉપજે છે, કે જેની બીના અમોને હાલ માલુમ પડી આવી છે, તે એ છે કે, મી૰ કાવશજી શાપુરજી જેવણુ વહાણ 'કરનલ બરની'માં અત્રે આવ્યા છે, તેવણુ આજ આઠ વરસ થયાં પોતાનાં વહાણનું કપટાનપણું ચલાવે છે. પારસી ટોળામાં એવણુજ કપટાન તરીકે પેહેલા છે. અમારા જાણુવામાં આવ્યું છે કે કપટાન કાવશજી ચંદ્રમાં ઉપરથી ગણુત્રી કરવામાં પેહેલે દરજ્જેના છે, અને સુરજ, ચાંદ તથા સેતારાઓના ખુણાનાં યંત્રો બરોબર વાપડી જાણે છે. જેમ કાબેલ ઇંગ્રેજ કમાનડર ટામસન કોષ્ઠક ઉપરથી

પોતાની ગણુત્રી સેહેલથી કરી શકે છે, તેજ રીત એવણુબી વાપડે છે. કપટાન કાવશજી દર્યા વરધી ખાતાંમાં સારી પેઠે માહિતગાર છે, તે વિષે સુમાત્રાના કોસ્ટાઓ ઉપરના સઘળાં લોકોને જાણીતું છે.

---

## સ્ટેઓરીનસ.

તેઓ (પારસીઓ) સંખ્યામાં દીનપર દીન વધતા જાય છે...............સુરત ખાતેના (પારસીઓમાં) કેટલાકો માતબર છે, અને તેઓ મુખ્ય વેપારીઓમાં ગણી શકાય. તેઓ મહુમદીઆંનો તથા હિંદુઓ કરતાં વધારે ખુબસુરત છે. તેઓ એકી વખતે એકથી વધારે સ્ત્રી પરણુતા નથી, અને પોતાનીજ કોમ ઉપરાંત બીજી કોઈ સ્ત્રી સાથ શાદી કરતા નથી, આથી કરીને તેઓએ આટલા બધા જમાના વીતી ગયલા હોવા છતાં આજ સુધી પોતાની કોમને સ્વચ્છ અને બીજી કોમોથી અમીશ્રીત જાળવી રાખી છે.

---

## ઝેબો.

ઈરાની લોકોની રીતભાતો, સુસીઅન, મીડીઅન (જરથોસ્તીઓ) તથા બીજાં ઘણાએક ટોળાઓનાં જેવી હોય છે, જે વિષે ઘણાખરા ગ્રંથકારો લખી ગયા છે. તોપણ મારા અહેવાલ સાથે મળતી આવે એવી કેટલીક બાબદો મને જણાવ્યા વીના ચાલતી નથી.......................તેઓ પોતાનાં બચાંઓને ચાર વરસની ઉમરથી તે ચોવીસ વરસની ઉમર સુધી, તીર કમાન વાપડવા, ભાલો ફેંકવા, ઘોડા ઉપર સ્વાર થવા તથા સાચું બોલવાની કેળવણી આપે છે. તેઓના શીક્ષકો ઘણા નીતિમાન હોય છે. તેઓ પાઠ શીખવતી વેળા ઘણી ઉપયોગી તવારીખો તેમને શીખવે છે. તેમ વળી ધર્મમાં જણાવેલા ફરેસ્તાઓ અને મહાન પુરૂષોનાં કિર્તીવાન કામોના સબકો કોઈ વેળા ગાયણુથી અને

કોઈ વેળા વગર ગાયણે આપે છે. સઘળાં જવાંન બચાંઓને બડી બામદાદમાં એક જાતનાં પીત્તલનાં હથ્યારના અવાજથી ઉઠાડવામાં આવે છે. તેઓ તુરત ઉઠી ગોયા શીકારગાહમાં જતાં હોય, અથવા લડાઇની કુચ કરતા હોય તેમ એક મેદાનમાં એકઠા થઈ દર પચાશ છોકરાઓની એક એક ટુકડી બને છે, જેઓને માંથે પાદશાહના કે હરેક સુબાના છોકરાને સરદાર નેમવામાં આવે છે. એ સરદારોને ત્રીચથી ચાલીસ 'સ્તેદયા' સુધી કાયદેસર દોડાવે છે, અને તેમની પાછળ પેલી ટુકડીઓ હુકમ થતાં દોડે છે. વળી પેલો ઉસ્તાદ બુલંદ અવાજથી તેમને પાછા બોલાવેછે, અને એ પ્રમાણે, ફેફસાં અથવા દમ કસવાનો માહાવરો જારી રાખવાને જે જે કસરતો તેમને શીખવી હોય, તેની પરીક્ષા ફ્રીથી તેઓ લે છે. એ જવાન છોકરાઓને ગરમી થંડી તથા વરસાદનો ભીનાસ ખમવાની ટેવ પાડવામાં આવે છે. નદી તરી અથવા ઓળંગી જવા, પોતાનાં હથ્યારો સાફ કરવા, પોશાકો સફાઈદાર રાખવા, ગાય ઢોર ચરાવવા, ખુલ્લી હવામાં આખી રાત પેહેરો ભરવા, તથા જંગલી ફળો ખાવાનો તેમને માહાવરો પાડવામાં આવે છે. સઘળી જાતની કસરતો કરાવ્યા પછી, તેઓને ખોરાકમાં રોટલી, કેક, લવંગ, નીમક, તથા રોસ્ત કીધેલું અથવા ભુંજેલું ગોસ્ત, અને પીધામાં સોજું પાણી આપવામાં આવે છે. શીકાર કરતી વેળા તેમને ગોફણ ફેંકવા અથવા ઘોડા ઉપરથી ભાલો મારવાની રીતો શીખાડવામાં આવે છે. તે પછી સઘળાંઓને સાંજની વેળાએ ઝાડો રોપવા, કલમ કરવા, હથ્યારો બનાવવા તથા જાલ ગુંથવાને કામે લગાડે છે. ઈનામના મેળાવડા વખ્તે જે છોકરો દોડવામાં અને પેન્ટાથલા યાને પાંચ જાતની બીજી કસરતો કરવામાં સૌથી સરસ નીકળે, તેને પાદશાહ પોતે ઈનામ આપે છે, જે જવાનો પોતાના તુંદ મીજાજને માટે મશહુર હોય છે, તેઓને સોનાનાં ઘરેણાંથી સીનગારવામાં આવે છે.

———o-o:o:o-o———

## જેનરલ જોન સી. સ્મીથ, ૧૮૯૪.

એ પારસીઓ માટે મારે એકાદ બે બોલો જણાવવા જોઈએ. ઈરાનદેશના કદીમ કુલોના તેઓ વારસો છે. એ પારસીઓના વડવાઓ સાયરસ અને દરાયસમાંથી ઉતરેલા છે અને તેઓ બહુ ઉલટમંદ ક્રીમેશનો છે. જો કે તેઓના આતશબેહુરામો છે, કે જેમાં રાખેલા પવિત્ર આતશને કદી પણ બુજાવવામાં આવતો નથી તોપણ તેઓ કંઈ આતશની પુંજા કરનારા નથી. પરંતુ એક હુમેશગીના કીરતારના પૂંજારી છે. તેઓના જરથોશતી ધર્મની સાદાઈ ત્રણ ઉતમ નેકીઓમાં સમાએલી છે અને તે એ કે "સારા વિચારો, સારા સખુનો, અને સારાં કામો," દેખાવ, રીતભાત, વાતચીત અને કામકાજમાં પારસી મરદો આપણને આપણા યાહુદી ભાઈઓની યાદ આપે છે, પણ પારસી બાનુઓ પોષાક, રીતભાત, મરયાદાપણા વગેરેમાં કવેકર અબલાઓની જાણે બેનપણીઓ જેવી છે. આખા હિંદુસ્તાનમાં મેં જોયલા લોકોમાં પારસીઓ કરતાં બીજા કોઈ પણ હિંદીવાનોથી હું વધુ ખુશ થયો નથી.

---

## ધી ન્યુ અમેરિકન સાઈકલોપીડયા.

ઈ૦ સ૦ ૭ મી સદીમાં મુસલમાનોએ ઈરાન જીતવા પછી, ત્યાંના જરથોસ્તીઓ ઉપર જુલમ ગુજારવા લાગ્યો તેથી ઘણાઓએ મુસલમાની ધર્મ અખત્યાર કર્યો. એ ટોળાનો બાકી રહેલો એક નહાનો ભાગ, જે પોતાના પુરાતન ધર્મને વળગી રહયો હતો, તેઓને ઈરાનના સર્વથી વેરાન ભાગમાં જઈ વસવાની રજા મળી. હાલમાં પારસીઓની વસ્તી એક લાખ માણસોની છે. ઈરાન મધે તેઓ યજદ અને કેરમાનના જીલ્લાઓમાં વસેછે. તેઓ જાતે ઘણા મેહેનતુ છે, અને ઈરાનમાં વસતા બીજા લોકો સાથ સરખાવતાં ઘણી ઉંચે દરજ્જેની નીતિ ધરાવેછે.

ઈરાનના જરથોસ્તીઓનો એક બીજો ટોળો ઈરાન મુસલમાનોએ જીતવા પછી એ દેશ છોડી હિંદુસ્થાનમાં જઈ વસ્યો

કે જેઓને ગુજરાતના એક રાજાએ આશરો આપ્યો હતો. તેઓની સંખ્યા હાલમાં પશ્ચિમના મુલ્કોમાં ઘણી વધી ગઈ છે. એ ટોળાના લોકોમાં વખાણવા લાયક દરેક ગુણ હોવાથી યુરોપ્યનો તેઓને માન આપે છે. તેઓ મુંબઈના દેશી રેહેવાસીઓમાં સૌથી પૈસાદાર અને સૌથી વધારે વગવાલા લોકો છે.

---

## નેશનલ સાઇટુંગ.

બરલીનની ઓરીએંટલ કાલેજમાં ગુજરાતી નામે એક નવી હિંદી ભાષા ચાલુ થંડીની મોસમથી શીખવવાની પેહેલ કરવામાં આવી છે કે જે ભાષા યુરોપની બીજી કોઇબી યુનીવરસીટીમાં શીખવવામાં આવતી નથી. એ ભાષા મુંબઈ તથા બીજાં ઘણાંક હિંદી મથકોની તેમજ પુર્વ આફ્રીકામાં વેપાર કરતાઓની છે. તે શીખવવા માટે રોકવામાં આવેલા પ્રોફેસર મી૦ આરતા જરકસીસ (અરદેશર મનચેરજી) વાછા નામના મુંબઈના એક પારસી છે, જેવણ મુંબઈની યુનીવરસીટીમાં ઇંગ્રેજી કેળવણી પામેલા છે, અને ઘણીએક ભાષાઓ શીખેલા છે. તેવણ જરથોસ્તનો ધર્મ પાળે છે, જે ધર્મવાલાઓ આતશને માન આપે છે. તેવણની કોમ નહાની છે, પણ હિંદુસ્થાનના વેપારમાં મોટો વગ ધરાવે છે. પારસીઓ પુરાતન ઈરાનીઓની ઓલાદના છે. પણ સેંકડો વરસ થયાં પશ્ચિમ હિંદુસ્થાનમાં વસે છે. તેમની કોમનો એક પ્રતિનિધી (શેઠ દાદાભાઈ નવરોજજી એમ૦ પી૦) હાલ બ્રીટીશ પારલામેંટમાં બીરાજે છે.

---

## પ્રોફેસર સીલી, ૧૮૯૧.

આપણે એમ ધાર્યે કે પાછલા મુગલ પાદશાહોના વખતમાં ચાલતાં અંધેર રાજથી, પારસી વેપારીઓના વેપારને નુકસાન થયું, જેથી કંટાળી જઈ તેઓમાંના કેટલાક વેપારીઓએ કીલ્લાઓ બાંધવાને અને લશ્કરી ટુકડીઓ ઉભી કરવાને અરસપરસમાં નાણાંની રકમો એકઠી કીધી; અને તેથી એમ ધારો,

કે તેઓનાં સારાં નસીબે કરી લાયક સરદારોને પોતાની નોકરીમાં રાખવાને શકિતવાન થયા. એવી વખતે ઇંગ્રેજોની માફક તેઓ પણ પ્લાસી અને બખશરના જેવી લડાઈઓ લડયા હતે. તેઓએ વળી મુગલ પાદશાહો પાસેથી દીવાની ઉઘરાવી હતે, અને એવી રીતે એક શેહેનશાતનો પાયો નાખ્યો હતે, જે શેહેનસાત વખત જતે આખાં હિંદુસ્થાન ઉપર પંથરાતે.



ઈન્ડયા, પાસ્ટ એન્ડ પ્રેઝન્ટ—જેમ્સ સેમ્યુઅલસન. ૧૮૯૦.

પારસીઓની સંખ્યા નાની હોવા છતાં હિંદુસ્તાનની સઘળી દેશી પ્રજાઓમાં તેઓ સૌથી સત્તાદાર અને ચાલાક છે એમાં કશો શક નથી. (સફે ૬૭)

પારસીઓની સામાન્ય ચાલચલણ સૌથી ઉત્તમ પસંદગીને લાયક છે. તેઓનાં સખાવતને લગતા, કેળવણીને લગતાં તેમજ લોકોનાં સામાન્ય ભલાંને લગતાં તરેહવાર ખાતાંઓ તેઓની પોતાની કોમનીજ નહિં પણ આખાં દેશના દેશીઓની સામાન્ય રીતે ઉધરતી ઓલાદ ઉપર બહુજ ઉત્તમ અસર કરે છે. (સફે ૭૦)

ખરેખર જેબી શખ્સ પૂર્વ તરફના ઇંગ્રેજી સતા હેઠળના મુલકોને સુખી અને આબાદ જોવા ઈચ્છતો હોય તે આ નાની પણ સત્તાદાર પારસી કોમનાં કામો અને દાખલાથી જે ભલી અસર આખા દેશમાં ફેલાય છે, તે તરફ અતીઘણી ખુશાલી સાથે જોયા વિના રહેજ નહિ. (સફે ૭૧)

અસલી ઈરાનીઓ હિંદુસ્તાન ઉપરની પોતાની ચઢાઇ પછી કાંઈક નિશાનો અત્રે મુકી ગયા હતા એટલુંજ નહિ પણ પાછળથી અર્વાચીન હિંદુસ્તાનને તેઓએ પોતાની કોમના થોડાક પારસીઓ પુરા પાડયા કે જેઓ આજે આખી કોમને ઉંચી પંક્તિ ઉપર મુકવાને સામર્થવાન થઈ શકયા છે. (પાનું ૩૪૮)



## ૯.

### ઈમ્પીરીયલ ગેઝટીયર આવ ઈન્ડયા,—સર ડબલ્યુ. હંટર.

મુંબઈ જેવું દુનિયામાં કોઈબી શેહેર એવું કદાચજ હશે, કે જ્યાં એ શેહેર કરતાં વધારે ભાત ભાતનાં, અને જુદી જુદી પ્રજાનાં લોકો માલુમ પડે. આ તો દેખીતું છે કે હિંદુ અને મોહમેદન લોકોની સંખ્યા વધારે પ્રમાણમાં અહીંઆં જોવામાં આવે છે, તોપણ શેહેરના ઉદયોગવાલા લતાઓમાં પુર્વ દેશ તરફ વસતા દરેક લોકોનો ચોકસ પેહેરવાસ ત્યાં જોવામાં આવે છે. લીલા અને સોનેરી રંગની મુસલમાની પાઘડીઓ, રાતા અથવા સફેદ રંગની મરેઠાઓનાં માથાપરની પાઘડીઓ, ગુજરાતી વાણ્યાની રાતા રંગની અણચાળી પાઘડી, અને પારસીઓની કાળા અથવા રાતા રંગની કોર વગરની ટોપી, એ સઘળાંથી દેખાવ રંગ બેરંગી લાગે છે. મુંબઈના પારસીઓની સંખ્યા ધ્યાનમાં લેતાં તેઓ ઘણા વધારે પ્રમાણમાં લાગવગ ધરાવનારા છે. ગઈ સદીમાં જ્યારે પશ્ચિમ હિંદુસ્થાનનો વેપાર સુરત શેહેર છોડી ગયો, ત્યારે પારસીઓ તે શેહેર છોડી આવી મુંબઈમાં વસ્યા, અને હમણાં તેઓ વારસામાં મળેલી દોલતના જોરે કરી, વેપાર કરવાની તેઓની કુદરતી બુદ્ધિએ કરી, તેઓની ચંચલાઈ અને પાદશાહી સખાવતે કરી મુંબઇ શેહેરની દેશી કોમોમાં પેહલો દરજ્જો ભોગવે છે; જ્યારે, ઈ૦ સ૦ ૧૮૫૭ માં નામદાર માહારાણીજીની સરકાર તરફથી સર જમશેદજી જીજીભાઇને બારોનેટનો ખેતાબ નવાજીને પારસીઓનો એ દરજ્જો ખુશી સાથે કબુલ રાખવામાં આવ્યો હતો.

—————o○○○○o—————

### બંગાલ હલકારૂ, સપટેંબર ૧૮૫૪.

સઘળી તરફથી કબુલ રાખવામાં આવશે કે એશીયા મધે નામદાર માહારાણીની ચંચલ અને હીમતવાન પ્રજાઓમાં મુંબઈના પારસીઓ આગેવાન ગણાય છે. તેઓની સંખ્યા ઘણીજ

નહાની છે, બલકે આખાં હિંદુસ્થાનમાં દોઢ લાખની સંખ્યા કરતાં વધુ નથી. તોપણ હિંદુ તથા મુસલમાનોની મોહોટી સંખ્યા યાને આ મુલકની હાલત ઉપર વધારે અસરકારક પરિણામ નીપજાવવાને આ માનવંત ટોળો પ્રખ્યાત થયલો છે. હિંદુઓ હીકમતી કળા ધરાવે છે અને મુસલમાનો પોતાની ચાલચલણ અને ખવાસ ઉપર વધારે ખાતરી રાખી બેસે છે, પણ પારસીઓએ આ બંધે ટોળાને ઉત્તમ ચાલાકી, બાહોશી અને હીંમતમાં મારી પાછળ હટાડયા છે; યાને બીજા શબ્દોમાં બોલ્યે તો જે ગુણોથી એશીયાટીકો ઉપર યુરોપ્યનો સરેષ્ટાઈ ભોગવે છે, તે ગુણોમાં એ ટોળો સરસ નીવડયો છે. આ ઉપરથી પારસીઓ ઘટતી રીતે 'એશીયાના યુરોપ્યનો' કહેવાય છે.

તેઓએ સુધારાના કામમાં હિંદુસ્થાનની સઘળી ઝાતોને મારી પાછળ હટાડી છે. તેઓએ પોતાની ચાલાકી અને કળાથી મુંબઈના વેપલાનો સિંહ સરીખો ભાગ પોતાને હસ્તક કરી લીધો છે. ઇંગલાંડ ખાતે સાખા પેહેડીઓ સ્થાપી, એ દેશમાં તેમના મોટા ભાગે વસવાત કરવા માંડયો છે, અને પાશ્ચમ હિંદુસ્થાનમાં તેઓ સૌથી દોલતમંદ અને વગવાલા થઈ પડયા છે. પારસીઓએ માત્ર દોલત જમા કરવાનો વિચાર રાખ્યો નથી. તેઓની દોલતના પ્રમાણમાં તેમની સખાવત વહેતી રહી છે. મરહુમ સર જમશેદજી જીજીભાઈની સખાવત તો એક કેહેવત સરખી થઈ પડી છે. તેમજ રૂસ્તમજી જમશેદજી અને કાવશજી જેહાંગીર રેડીમની સરીખા હાતમ દીલના નરોએ, તે મરહુમનાં પગલાં ઉપર માનભરી રીતે ચાલવા માંડયું છે. ઇન્સાન જાતનાં સંકટો અને આફતો ઉપર તેઓની રેહેમ દીલીની અસર સારી પેઠે જણાયલી છે. લેનકેશાયરમાં પડેલી આફતનું નિવારણ કરવા માટે ઉભાં કરેલાં ફંડમાં, તેઓએ કરેલી સખાવત બ્રીટીશ આયલંડના દરેક રેહેવાસીની તાજુબીમાંથી કદી ખીસનાર નથી. તેઓ બ્રીટીશો ઉપર મમતા રાખે છે, અને તેમને જીગરના પ્યારથી ચાહે છે.

નામદાર માહારાણી પોતાનાં ઓહોળાં રાજ્ય ઉપર જે રાજ ચલાવે છે, તે રાજની રૈયતોમાં પારસી સરખો ટોળો મોહોટાં માનથી પ્રખ્યાત થયલો છે, જે ટોળાએ આપણી (અંગ્રેજોની) વખાણ અને આપણો પ્યાર પોતા તરફ ખેંચી લીધો છે. તે ટોળાની અરજ અને માંગણી ઉપર તેવાજ પ્યારથી ધ્યાન પોહોંચાડવું આપણુને યોગ્ય છે, કે જે બાબદ એ ટોળાના ભલાં અને રક્ષણ સાથે ઈલાકો રાખતી હોય.

---

ડા૦ હાઈડ—(મેકલીન્સ ગાઇડ ટુ બોમ્બે, ) પા. ૩૧૦

એક પ્રજા તરીકેની પોતાની હસ્તીની છેક શરૂઆતથીજ ઈરાનીઓ એકજ સાચા અને સર્વ શકિતમાન ઈશ્વરને માનતા આવ્યા છે. આપણા (ઇંગ્રેજો) તરફથી માનવામાં આવતી ઈશ્વરની સઘળી શકિતઓ તેઓ પણ માને છે, અને તેઓનાં લખાણોમાં ઈશ્વરને જગતનો કર્તા, પેદા કરનાર, હાકમ, અને પાસબાન ગણવામાં આવ્યો છે.

---

જેરેમીઆ હાઉ, ૧૮૬૨.

ઇરાનના એ પુરાતન રેહેવાશીઓ હિંદુસ્થાનના મુલકમાં આજે પારસીઓને નામે ઓળખાય છે. ઉંચે વર્ગના પારસીઓ સખી તબેહના તથા ઉમદા ખવાસના હોય છે, અને ઉતરતા વર્ગના પારસીઓ ઘણા ઉદયોગી અને ચંચલ રહે છે. એ બેઉ વર્ગના પારસીઓ હિંદુ અને મુસલમાનોની ન્યાત કરતાં ચઢતા દરજાના છે. એ ઉપરાંત વળી આબી જણાવવું ઘટારત છે કે આ સંસાર માહેલા સર્વ જાતના કારોબાર સંબંધી પારસી લોકોની ખાનગી ચાલચલણ એટલી તો સરસ અથવા ઉત્તમ હોય છે કે અંગ્રેજ લોકોની અનીતિમાન અને અધર્મી એકીનવાલી વ-તણુકનો મુકાબલો, જ્યારે પારસીઓની વર્તણુક સાથે કોઈ અંગ્રેજ કરવાને ચાહે છે, ત્યારે તેના

ચેહેરા ઉપર ખેજાલત અથવા શરમીંદગીની અસર લાગુ થયા વગર રહેતી નથી. જરથોશ્તે જે ગયાં ૨૪૦૦) વરસની વાત ઉપર પોતાના સાદા તથા ખાલેશ ધર્મની નીતિ સીખાડી હતી, તેની એ એક જાતની ગવાહી છે કે એટલી લાંબી મુદત ગુજરી જવા છતાંબી, તેનો ધર્મ પાળનારા પારસી લોકો આજ સુધી, હિંદુસ્થાન ખાતેનાં અંગ્રેજી રાજ્યની પ્રજામાં, સૌથી મોટી સલાહ સંપજથી રેહેનારા, અને સૌથી સરસ રીતની તાબેદારી બતાવનારા, તથા સૌથી ઉત્તમ રીતે માણસ જાતની ખેરખાહી ચાહાનારા તરીકે પ્રખ્યાત થયલા છે. સખાવત અને પરોપકાર પણાંનો ગુણ જે ખરા 'મેસન'નો હોય છે, તેવા ગુણોપર અમલ કરવાને એ પારસી લોકોને ગોયા ચાલુ ટેવ પડી છે.



### "જરથોશતી ધર્મની ઉત્પતિ" વિષે ડૉ. માર્ટીન હાઉગનું ભાષણ: તા૦ ૧-૩-૬૧.

પારસીઓના ધર્મની ઉત્તપતિ વિષે, ઘણાંક વરસોની મારી સોધ ઉપરથી જે સાર મેં કાઢયો છે, તે વિષેનો ટુંક ખુલાસો આજનાં મારાં ભાષણ માટે ચુંટી કાઢયો છે. એ ધર્મ પાળનારાઓની સંખ્યા હાલમાં દોઢ લાખ માણસોની છે, અને તેનો મોટો ભાગ પશ્ચિમ હિંદુસ્થાનમાં વસે છે, જ્યાં તેઓ પોતાની ચંચળાઈ, હુશીઆરી અને ઉદયોગથી એક સત્તાવાલી કોમ ગગાય છે............મક્કાવાલા પેગામબરના જહનુની ચેલાઓએ સાસાન્યન પાદશાહોની શેહેનશાતનો છેડો લાવીને જરથોશ્તીઓને તરવારથી વટલાવી મુસલમાન કીધા હતા અને આખાં ઈરાનમાં પોતાનો ધર્મ ફેલાવ્યો હતો. હાલ ઈરાનમાં આ પુરાતન ધર્મને માનનારા ઘણાજ થોડા—આશરે છ હજાર જેટલા—છે; તેઓ ઘણોજ જુલમ તથા દુઃખો ખમે છે. આ ધર્મ પાળનારાઓ મુસલમાનોનાં ઘાટકીપણાંથી છુટવાસારૂ પોતાનું પુરાતન વતન છોડીને હિંદુસ્થાનમાં આવી વસ્યા હતા; જ્યાંના રાજા (જાદી

રાણા) એ તેઓને મેહેરબાનીથી આશરો આપી વસવા દીધા હતા, અને હાલ તેઓ જેવા છુટાપણાંથી પોતાનો ધર્મ પાળે છે, તેવુંજ છુટાપણું તે રાજાએ તેઓને બખશયું હતું.

---

## હિંદ.

દુનિયાની કોઈબી કોમે હિંદુસ્થાનની સૌથી કીમતી સેવા બજાવી હોય, અને હિંદુઓનાં હેશાનને સૌથી વધારે લાયક થઇ પડી હોય, તો તે તદન વગર શકે, પારસી કોમ છે. અસલ ઈરાનથી તેમની એક નજીવી જેવી અને હાડમારી ભોગવતી નહાની ટોળકી આ દેશમાં આવી હતી. કીસ્મતને હાથે તરેહ-વાર માર તેઓએ ખમ્યો હતો, પણ આજે પારસી કોમ તે-ઓના ખંત, ઉદ્યોગ અને જાતી ચંચળાઈના જોરે દુનિયાની એક અતિ ચંચળ અને આબાદ કોમ ગણાય છે. પારલામેંટના એક મેંમબર ઉપરાંત કાબેલ રાજદવારીઓ, અને પરદુઃખભં-જનીક ગૃહસ્થો એ કોમમાં જન્મ લેવા પામ્યા છે. મુંબઇમાં આજે એકબી એવું જાહેરખાતું ન હશે, કે જેને એક કે બી-જા આકારમાં પારસી સખાવતનો લાભ મળ્યો ન હોય. હિંદુઓ અને મુસલમાનોની બોહોળી વસ્તી, કે જે વસ્તીનો મોટો ભાગ અજ્ઞાન અને અભણ છે, તેઓની વચે વસતા આ પારસીઓ પોતાની સખાવતો, સાલેસાઈ, મન હરી લેનારી રીતભાત વગેરે-થી જાણીતા અને માનીતા થઈ પડયા છે. દરેક વિદ્વત્તા ભર્યા અને આબરૂદાર ધંધામાં તેઓ સામેલ છે. જબાંન અને કલ-મના જોરમાં તેઓ બળવાન છે. શરાફી તથા વેપારી ધંધાઓ, જાહેર દીવાનખાનાંઓ, મ્યુનીસીપાલ હોલ, ધારા સભા સંધે આ લોકો પોતાની આસપાસ વસતી કોમો માટે નકલ કરવા લાયક નમુના સરખા થઈ પડયા છે. જોકે પારસીઓ લશ્કરી ધંધામાં પડયા નથી, તોપણ તવારીખના અભ્યાસીઓ જાણે છે કે દુનિયાની તવારીખમાં નામદારી મેળવી ગયલી એક અતિ બળ-વાન લડાયક કોમના તેઓ નબીરાઓ છે. અસલી ઈરાનીઓ અને

તેમના સાઇરિસ, દરાયસ, જરકસીસ જેવા માહાત્મા શેહેનશાઓના પરાક્રમો, તેમની સિંધુથી મેડીતરેન્યન વટાવીને યુરોપ સુધી ફેલાયલી શેહેનશાતનો ઓહોળો વિસ્તાર, તેમની અસલી લડાયક કિર્તીની યાદ જાળવી રાખે છે. અસલી ગ્રીસ, ઇજીપ્ત કે હિંદુસ્થાન જેવીજ કિર્તીવંત તવારીખ અસલી ઇરાનની પણ છે. આરબોને હાથે પડી ભાગા તે અગાઉ નવ મોટાં વંશો ઇરાનમાં રાજ કરી ગયાં હતાં. નોશેરવાન અદલના વખતમાં ઇરાની શેહેનશાત પોતાની કિર્તીની ટોંચે પુગી હતી. દરાયસ પેહેલાના વખત પછી, નોશેરવાન જેવો આબાદી ભર્યો અમલ બીજે કોઇનો ન હતો. તવારીખ ક-તાઓ એક મતે કહી ગયા છે કે નોશેરવાનનો રાજ કારભાર પેહેલી પંકતીની કુશળતા બતાવતો હતો. તે કાંઈ સાધારણ ઉગમણુ તરફના રાજકર્ત્તાઓ જેવો ન હતો. આખી શેહેનશાત માટે એક સરખા કરો તેણે નક્કી કીધા હતા. સેત્રપની પદવીવાલા સુબાઓ અને હાકમો પ્રજાને પીડે નહીં તે માટે તેઓ ઉપર ચાંપતો આંકુશ તેણે રાખ્યો હતો. ખેતીને તેણે આબાદ કરી હતી, લશ્કરને સંપુર્ણ પાયા ઉપર ગોઠવ્યું હતું. રસ્તાઓને સરસ હાલતમાં મેલી, જગેજગ મુસાફરખાનાંઓ ઉભાં કર્યાં હતાં. મુસાફરોની રખેવાળી માટે તથા પરદેશીઓને સુખથી પોતાના મુલ્કમાં વસવાની સેહેલાઈ આપવા માટે, જગેજગ તેણે મુસાફરોની રખેવાળી કરનારા લશ્કરી પાહરા રાખ્યા હતા. વિદયા, હુંનર અને સાહિત્યનો તે મુરંબી અને આશ્રયદાતા હતો. શાહપુરમાં તેણે મોટી મદરેસા બંધાવી હતી, જ્યાં ગ્રીક વિદયા હુંનરનો વટીક અભ્યાસ કરાવવામાં આવતો હતો. તે મોટાં દીલનો હોવાથી, પરધર્મવાલાઓને સુખથી તેમનો ધર્મ પાળવા દેતો હતો. જે વખતે યુરોપમાં અજ્ઞાનપણું અને અધર્મીપણુંનો દોર મચી રહેલો હતો, જે વખતે ત્યાં કરપીણુમાં કરપીણુ અપરાધો ધર્મને નામે થતા હતા, તેવે વખતે તેથી ઉલટોજ અમલ ઇરાનમાં ચાલે અને ત્યાંની પ્રજા આવી આબાદી

ભોગવે, તે બનાવ નોશીરવાનને અસાધારણ ભલો અને ઉત્તમ ખુબીવાલો રાજકર્તા દેખાડી આપે છે. ઈરાન ખાતેના માજી અમેરીકન એલચી મી૦ બેનજામીન લખી ગયા છે કે, 'એક કુશલ રાજકર્તા તરીકે બતાવેલી કીર્તી નોશેરવાનનું નામ અમર કરવાને પુરતી હતી, પણ તે રાજદવારી કુશલતા ઉપરાંત લડાયક કુનેહમાંબી નોશેરવાન એકકો ગણાઈ ગયો છે. ઈરાનના ચુનંદામાં ચુનંદા લડવૈયામાંનો એક નોશેરવાન થઈ ગયો છે.' જો તેના વારસો તેના જેવાજ કુશલ રાજકર્તા અને લડવૈયા નીવડયા હતે તો, ઈરાનની જાહોજલાલી કદી પડી ભાગતે નહીં. પણ ઈ૦ સ૦ ૫૭૯ માં તે મરણ પાંમ્યો, જે મરણની સાથેજ ઈરાનની પડતીનો સને શરૂ થયો. એ વખતે અરબસ્તાન ભણી એક મોટી બળવાન પ્રજા ઉતપન થવા માંડી હતી. તેઓનાં બળને પેહેલાં લોકો ઝાઝું સમજતા ન હતા. પણ એ પ્રજા અરધી દુનિયાંનાં લોકોને ધુજાવીને તેમના ધર્મોના પાયા હુલા કરવા માટે પેદા થઈ હતી, તે કોઈને ખબર ન હતી. નોશેરવાન પછી કેટલાક નબલા રાજકર્તાઓ અકેક પછી ગાદીએ આવ્યા, જેઓમાં સૌથી છેલ્લો, યજદજર્દ ત્રીજો હતો. તેના અમલમાં ઈરાની સાહેબી આરબોને હાથ ગઈ. આરબો જ્યાં જાય ત્યાં પોતાનો ધર્મ દાખલ કરતા હતા, અને તેઓએ જુલમાતથી લોકોને વટલાવીને, ઈરાનમાંથી દેશ અને પ્રજાના ધર્મ તરીકેના જરથોસ્તી ધર્મનો અંત લાવી મેલ્યો. તેવે સમયે થોડાક માજદીયસ્નાનો સ્વદેશ છોડી હિંદુસ્થાનમાં આવી વસ્યા, તેમના વારેસો આજે પારસીઓને નામે ઓળખાય છે. હિંદુસ્થાન આવતાં તરેહવાર હાડમારીઓ તેઓને ભોગવવી પડી હતી. ઓરમજદના ટાપુમાં થઈ દીવને માર્ગે સંજાન આવતાં સખત તુફાનથી પારસીઓથી ભરેલું આખું વાહાણ ફના થવાની અણીપર હતું. પણ એ સંકટ સમયે તેઓએ બંદગી કરી અહુરમજદની મદદ ચાહી; તુરતજ તુફાન સમી ગયું અને ઈ૦ સ૦ ૭૧૬ ના સાલમાં જરથોસ્તીઓ સંજાનમાં આવી ઉતર્યા. સંજાનના રાજા જાદવ રાણાએ તેમના ધર્મ

અને રાહરસમ વિષે પુછપરછ કરવા પછી ખુશીથી તેમને આશરો આપ્યો. સંજાનથી ઉત્તરે ગુજરાતમાં તેમની વસ્તી વધી અને તેઓ આબાદ થવા લાગ્યા. તેવામાં મુસલમાનોએ એ તરફ ચઢાઈ કરી. તે વખતે પારસીઓ હિંદુઓની બોરદમાં રહી બંને કોમોના સામાન્ય દુશ્મનો સામે લડયા. પણ અંતે મુસલમાનો જય પાંમ્યા અને પારસીઓને સંજાન છોડી બીજી તરફ વસવું પડયું. ધર્મના ઝનુનથી ઘેરાયલા પોરચુગીઝો તથા મુસલમાનોને હાથે પારસીઓને તરેહવાર હાદેસાઓ ખમવાં પડયા. ગામેગામ નાસતાં અંતે તેઓ કલ્યાણીમાં આવી વસ્યા. પણ ધર્મનાં ઝનુનથી આંધળા બનેલા પોરચુગીઝોએ અહીંબી તેમને સુખે વસવા દીધા નહી, આથી અમદાવાદના રાજાની રજા મેળવી જગેજગ તેઓએ કીલ્લા બાંધ્યા હતા. ટુંકમાં પારસીઓની આટલી તવારીખ છે, કે જે કોમે તેની નહાની સંખ્યા પ્રમાણે જોતાં, અસલી સૂધારાનાં ધામ ગણાતા આ દેશની આબાદી અને ભલામાં બીજી કોઈબી કોમની બરોબરનો હિસ્સો આપેલો કહી શકાય.



## હિંદુ.

દેશની રાજદવારી હાલત સારી હોય, તો તે તકનો લાભ લઈને ચંચળ મગજની, સાહાસીક અને નાતી બંધનો તથા છીતોથી મુકત રહેલી એક કોમ શું કરી શકે તેનો બહુ સરસ દાખલો પારસીઓ પુરો પાડે છે. અસલી ઈરાનીઓના એ વારસો, પોતાના અમલની પડતી પછી તરેહવાર હાદેસાઓ ખમવા બાદ, પશચીમ હીંદુસતાનના હીંદુ રાજાઓને આશરે આવી રહયા હતા. સદીઓ સુધી હીંદુઓ અને મુસલમાનોના અમલમાં કાંઈબી ઝાઝું નામ કહાડયાવીના એ લોકો એકમારગીપણે પડી રહયા હતા અને પોતાના ધરમ તથા રાહ રસમ તેઓએ જાળવી રાખયાં હતાં. પણ ઇંગ્રેજી અમલ ચાલુ થતાંજ, તેઓએ પોતાની મનશકતી અને બીજા સારા ગુણો ખીલવવાની તક હાથ

આવેલી જોઇ, અને તેઓએ એક નવીજ કારકીરદીનો સફો શરૂ કરયો. જેથી વખત જતાં દેશમાં તેઓ એવા આગેવાન દરજ્જાએ પુગયા છે, કે જે દરજ્જો તેમની નાની સંખયા જોતાં અતીઘણો મોટો કહેવાય. તેઓ નાતીબંધનોથી મુકત છે, તેમની સ્ત્રીઓને પડદેનશીન કે અજ્ઞાન હાલતમાં રાખવામાં આવતી નથી. તેઓને પરદેશ જવા કે પરદેશીઓ સાથે ભેળાવાની કશી છીત નથી, જે સંસારી સગવડો સાથે તેઓ પોતાના જાતી ગુણો, સાહાસ, સમો જોઇને કામ લેવાની ખુબી તથા વહેવાર યા ખવાસની બરકતથી આજના અસાધારણ આગેવાન મરતબાએ પુગયા છે. ઇંગ્રેજી અમલનો લાભ લેવામાં તેઓ સઉથી પહેલા બાહેર પડયા હતા, જેથી આજે તેઓ રાજકરતાઓનો સઉથી વધુ વીશવાશ ભોગવે છે અને રાજકરતી કોમ તેઓને પોતાની લગભગ બરોબરીના ગણીને માન આપે છે. મી૦ કરકરીયા જણાવે છે તેમ રાજદવારી તથા વીદયા સંબંધી બાબદોમાં તેઓ આજે હીંદુઓ તથા મુસલમાનોપર આગેવાની ભોગવે છે. બ્રીટીશ પારલામેંટમાં ઉગમન તરફના પહેલા પ્રતીનીધી તરીકે બેસવાનું અસાધારણ માન, એક પારસીએ ભોગવ્યું છે. અંગબળની બાબદોમાંબી તેઓએ બહુ સુધારો કરયો છે, જેથી વખત જતાં તેઓ એ બાબદમાં યુરોપીયન પ્રજાઓની બરોબરી કરવા માડશે, કે જે પ્રજાઓની આજની મોટાઇનો આધાર તેમનાં અંગબળ ઉપરજ ટકેલો છે. સંસારી બંધનોથી તદન મુકત છે, જે કારણને લીધેજ તેઓ આજની મોટાઇએ પુગયા છે. ઇંગ્રેજી અમલે આ દેશની સરવે કોમોને પોતાની હાલત સુધારવાની તક એક સરખી રીતે આપી હતી, પણ પોતાનાં સારા સંસારી બંધનોને લીધેજ, આ મુઠીભર કોમ હીંદુઓ અને મુસલમાનોથી આગળ વધીને અસાધારણ માનભરેલા મરતબાએ પુગી છે.



## હીબર્સ ઇન્ડયન જર્નલ,—લોર્ડ બીશપ રેજીનોલ્ડ હીબર્સ.

૧૮૨૪.

સુરતમાં જે લોકો સારી હાલતના જણાય છે તેઓમાં વોહોરા લોકો અને પારસીઓ છે. આ છેલા જણાવેલા લોકો (યાને પારસીઓ) સુરતમાંનાં અરધો અરધ ઘરોના માલેકો છે, અને જ્યાં વોહોરા સરખી કોમળી માહા મુશ્કેલીએ પોતાનું અર્ધ પુરૂં ગુજરાન કરી શકે છે, ત્યારે તેથી ઉલતું આ પારસી લોકો આબાદાની ભરી હાલતમાં રહેતા જણાય છે.

* * * * * * * *

પારસીઓની મોટી સંખ્યા (મુંબઇ) કોટમાં રહે છે. તેઓ વ્યાહવારથી કરકસરીયા છે, પણ જાતે ઉધ્યોગી છે. મુંબઇની ટાપુના મોટા ભાગો ઉપર તેઓ મોટી માલેકી ધરાવે છે. વળી સઘળી વેપારી પેહેડીઓમાં તેઓનો ભાગ હોય છે, અને તે ઉપરાંત તેઓ વાહાણ બાંધનારા તથા વાહાણના માલેકો પણ છે. 'લવજી ફેમીલી' નામની ૧૦૦૦) ટનની સ્ટીમરમાં હું કલકતાથી મુંબઈ સુધી મુસાફરી કરી આવ્યો, તે વાહાડીઆ કુટુંબની માલેકીની છે, અને એ કુટુંબના વડાનો પરેલ ગામમાં એક સુંદર મેહેલ છે.



## હીરોડોટસ.

મારી ખુદ પોતાની અજમાયશ પ્રમાણે, પારસીઓ નીચે જણાવેલી રીતભાતો ધરાવે છે.—મુર્તી, દેવસ્થાન અથવા દેહેરાંઓ બાંધવાની તેઓમાં રસમ નથી, અને જે લોકો એ પ્રમાણે કરે છે, તેમને તેઓ ધિકારે છે; કારણકે મારા ધારવા પ્રમાણે જે રીતે યુનાની લોકો ઇશ્વરને માણસનાં જેવું રૂપ આપે છે, તેવો એતેકાદ પારસીઓનો નથી. તેઓ તો પાહાડનાં મથાલાપર જઇને ત્યાં "જ્યુપિતર" (અહુરમજદ)ની પરસ્તેશ કરે છે.......

પારસી લોકો બીજા સઘળા દીવસો કરતાં પોતાની સાલગીરીનો દીવસ વધારે ખુશહાલી ભર્યો ગણે છે, અને તે દહાડે જેમ જેનાથી બની આવે તેમ પોતાની ખાવાની ટેબલને ખાનાંથી ભરપુર કરે છે. એ લોકો ગોશતનો ખોરાક ઝાઝો ખાધામાં લાવતા નથી, ખાનાની ટેબલ ઉપર બેઠા પછી એક પછી એક પેસ્ત્રીની દીશો જેમ જેમ આવતી જાય તેમ તેમ તેને તેઓ ઈન્સાફ આપે છે........તેઓને એક બીજાની હજુરમાં ઓકવા કે માણસજાતની કોઈ પણ હાજત બર લાવવાની સખત મનાઈ છે. આ કાયદો હજી સુધી તેઓમાં ચાલુ છે........રસ્તે ચાલતાં જ્યારે એક બીજાંને તેઓ મળે છે ત્યારે તેઓ વચે થતી સલામ અકરાંમથી તેઓ બંને એકજ દરજ્જાના છે કે નહીં, તે તુરત માલુમ પડી આવે છે. અગર તેઓ બંને એકજ મરતબાના હોય તો તેઓ સલામ કરવાને બદલે એક બીજાના હોઠો ઉપર માત્ર બોશા દે છે. પણ અગર જો તેઓ માહેલો એકબી શખ્સ સેહેજ નીચલા મરતબાનો હોય છે, તો તે ઉંચા દરજ્જાવાલા આસામીના ગાલ ઉપર ચુંબન કરે છે. અને જો તેઓ માહેલો હરેક શખ્સ છેકજ હલકા દરજ્જાનો હોય તો તે મોહોટા માણુસને જમીન સુધી વાંકો વળી સલામ કરે છે. સૌથી વધારે તેઓ નજદીકના પડોશીઓને ઘણું માન આપે છે........મીડીયન (જરથોસ્તી) લોકોની શાહાનશાત વખતે દરેક ટોલો પોત પોતાની પડોશના રેહેવાસીઓ ઉપર મજકુર અનુક્રમે રાજ્ય ચલાવતો હતો. એજ કાયદા કાનુનો પ્રમાણે પારસીઓબી ચાલતા આવ્યા છે.

તેઓમાં લડાઈની બાહાદુરીથી ઉતરતી મરદાનગીની નીશાન, હરેક શખસને ત્યાં ઘણાએક ફરજંદો હોવાની ગણાય છે. જે ધણીને ત્યાં ઘણાં છોકરા હોય છે, તેને સારૂ પાદશાહ દર વરસે હદીઆ તરીકે કાંઈ મોકલી આપે છે. તેઓ માને છે કે જેમ એક શખસ વધારે મોહોટો કબીલદાર હોય તેમ તેનું કો-

વત પણુ વધારે હોય છે. તેઓમાં પાંચ વરસની વયથી તે વીસ વરસની ઉંમર સુધી છોકરાઓને માત્ર ઘોડા ઉપર સ્વારી કરતાં, તીર કમાન વાપડતાં, તેમજ સાચું બોલવાની તાલીમ મળે છે. એક છોકરો જનમ્યા પછી પાંચ વરસની ઉંમરનો થાય ત્યાં સુધી, તેને તેના બાપ આગલ લઈ જવામાં આવતો નથી. માત્ર ઓરતોનીજ આગલ રાખી મેલવામાં આવે છે. આવી રસમનાં કારણુમાં તેઓ જણાવે છે કે જો તે છોકરો બચપણુમાંજ મરણુ પાંમે તો તેના બાપને વધારે ગમ પેદા થાય નહીં.

હવે મને પોતાને આ રસમો તથા બીજી નીચે જણાવેલી રીતભાતો ઘણીજ પસંદ પડે છે. તે રીતભાત એ છે કે હરકોઈ શખસને ફ્કત તેની તકસીરને લીધે મારી નાખવાની પાદશાહને સત્તા નથી; તેમજ હરકોઈ ઇરાનીને પોતાને તાબેનાં માણસો ઉપર તેમના નજીવા વાંકને લીધે જુલમ ગુજારવાની પણ સત્તા નથી. પણ તપાસ કરતાં પેલા માણસનાં કામો કરતાં તેની ખામીઓ અને બીજી બદ ચાલો ઘણી વધી પડેલી માલુમ પડે તોજ તે સજા કરી શકે છે. તેઓમાં એવો એતેકાદ ચાલે છે કે, હજી સુધી કોઈ પણ છોકરાએ પોતાના બાપને મારી નાખ્યો નથી; પણ જ્યારે એવા બનાવો બને છે ત્યારે તેઓ જણાવે છે કે અગરજો બરોબર રીતે સોધ કીધી હોય તો તેવું કરમ જનાકારીથી પેદા થયલા છોકરાઓથીજ થયલું માલુમ પડી આવશે, કારણુકે હરેક છોકરો પોતાના ખરા બાપને મારી નાખે એ વાત, તેઓના એતેકાદ પ્રમાણે બનવી મુશ્કેલ છે. જે ચીજ ધિક્કાર ભરી હોય તે વિષે વાતચીત કરવાનુંબી તેઓમાં હરામ ગણાય છે. તેઓ જુઠું બોલવાને બેહદ શરમ ભર્યું સમજે છે. તેથી ઉતરતું શરમ ભર્યું કામ તેઓ કરજ કરવાને ગણે છે. આવી રીતે ગણવાનાં કારણમાં તેઓ જણાવે છે કે જે કોઈ શખસ કરજમાં ડુબેલો હોય તેનાથી ખરેખર જુઠુ બોલ્યા વગર રેહેવાતું નથી. બીજું તેઓ, પોતાનાં શેહેરમાં કોઈબી કોહોડયો કે

રગતપીત્યો શખસ જણાય, તો તેને શેહેરમાં રેહેવા દેતા નથી, એટલુંજ નહીં, પણ, કોઈબી ઇરાની સાથે તેને વેહેવાર રાખવા દેતા નથી. તેઓ એટલા તો શુઘડ છે કે હરેક નદી, નાલાં કે ઝરાને, તેમાં પીશાબ કરી અપવિત્ર કરતા નથી, એટલુંજ નહીં પણ, કોઈ બીજાનેબી તેમ કરવા દેતા નથી. તેઓ સઘળી નદીઓને પવિત્રાઈનું સ્વરૂપ ગણી માન આપે છે. આ સઘળી બીનાઓ વિષે હું પોતે ખાતરીથી કહું છું કે એ તમામ હકીકતો મેં ખુદ પોતે ચોકસ તજવીજ કરીનેજ જણાવેલી છે.



## અવર એકઝેમ્પલરસ.—એમ. ડી. હીલ.

પારસીઓ એક નરમ સ્વભાવની અને ઉદ્યોગી કોમ છે, અને ઘણું કરી ધંધા વેપારમાં રોકાયલી રહે છે............... પારસીઓનાં ધર્મ પુસ્તકોનો કર્તા અશો જરથોશ્ત હતો. આ ઝંદ અવસ્તામાં જગેજગ "વિચાર, વચન અને કામોની પવિત્રાઈ" શીખવવામાં આવી છે. આ ફરમાનો તરફ એટલું તો માન અને તાબેદારી દેખાડવામાં આવે છે, કે એ ધર્મ પાળનારાઓનો આજે બાકી બચેલો ભાગ જે ઇરાનમાં વસે છે તે પોતાની પરહેઝગારી અને સખત નીતિમાન જીંદગી માટે મશહુર છે, જ્યારે હિંદુસ્થાનના પારસીઓ વળી સઘળી કોમો વચે જાહેરમાં ઘણો માન ભર્યો દરજ્જો ભોગવે છે.—૩૨૬



## મીરજાં હુસેન કુલીખાનનું ભાષણ: ૧૨-૨-૮૬

નામદાર શેઠ દીનશાહજી તથા ગ્રહસ્થો, નામદાર ઈરાનના શેહનશાહની ખાહેશ મુજબ આજ દીને આ મીજલશમાં તમુને મેં બોલાવ્યા છે અને મારા ઈજનને માન આપીને તમે અત્રે ભેગા થવાની તસ્દી લીધી છે તેથી હું તમારો મોટો આભાર માનુંછું. એવીજ રીતના એખલાસથી અને મીત્રાચારીથી તમો સાથે રહેવાને હું બહુ ખાહેશમંદ છું જો કે જમાનાના ફેરફાર

અને બનાવોથી હાલ આપણે કેટલીક બાબદોસર બહારના દે-ખાવોથી જુદા થઈ પડયા છીએ તોપણ અસલ આપણે એકજ વતનના એકજ ટોલાના બલકે એકજ જાતનું લોહી ધરાવનારા શખસો છઈએ એમ હું પોતે સમજુછું. તેમજ નામદાર શાહ પણ જાણે છે. ગયાં બારસોથી વધુ વરસો થયાં તમારી પાદશાહી ગઈ છે અને હિંદ જેવાં પરદેશમાં તમો લોકો દૂર આવી વસ્યા છો; પણ હજી તમારાજ જાતભાઈઓ ઈરાનમાં વસે છે તેઓ હાલના મહા દયાળુ અને પરોપકારી શાહના અમલમાં એટલી બધી સગવડથી વસેછે કે તેવી છુટ બીજા કોઈ બી આગલા ઈરાની પાદશાહના અમલમાં તેઓએ કે તેઓના વડવાઓએ કદી ભોગવી નહિ હશે એવું હું માનુંછું. તમો હિંદુસ્તાનના પારસી ભાઈઓની ખેર આફીઅતની વાત વીગત પણ જાણવાને નામદાર શાહે ખાહેશ બતાવી છે અને એ નામદાર શાહની પોતાની તથા તેના બેટાની પુરેપુરી ઈચ્છા એવીજ છે કે તમારા જાતભાઈઓને સઘલી પ્રકારે સુખી તથા સલામતી ભરેલા રાખવા એવાજ ઈરાદાથી બીજા કોઈબી જાતવાલાઓને માથેનો જજીઆનો કર કહાડી નાખવામાં આવ્યો નથી પણ તમારા જાતભાઈ જરથોશતીઓને ગયાં બે વરસો થયાં એ ભારી સખત કરના બોજામાંથી સદંતર મોકલા કીધા છે. એટલી મેહેરબાની તમુને થોડી સમજવી નહિ. વલી મુસલમીન રૈયતનીજ મીશાલના સઘલા હકો તે પારસી ભાઈઓ હાલ ભોગવે છે અને તેઓની હાલત તેથી બહુ સુધરી છે.......................ઈરાની પારસીઓના ઈરાની રાજ્ય સાથના હજારો વરસો થયાં સંબંધને લીધે ઈરાની રાજ્યની તમો સાથ ઓલખાણ પીછાણ થઈ છે અને સંબંધ વધ્યો છે કે જે બનાવને માટે અત્રે અમને મઝરૂર થવાનું કારણ છે. નામદાર શાહ તમારો ટોલો જે માન ઇજત અને મોભો ઈત્યાદિ ભોગવે છે અને જે સર્વ જાણીતું છે તેથી પુરતા વાકેફ છે અને ઘણાજ ખુશી છે કે અસલી નામીચા અને

કિરતીવંત ઇરાનીઓથી ઉતરેલા પારસીઓ અસલ ઈરાની લોહ
તેની તદન સ્વચ્છતામાં ધરાવે છે અને અસલી ઇરાની ગુણો અ
ખાશીઅત હજી તેમનામાં મોજુદ છે કે જેથી પોતાના ને
કામોથી તેઓ આજે પણ પારકા રાજ્યને મોટી જેબ આપે
અને પર રાજ્યના એક સીંગાર થઈ પડયા છે.

તે નામદારે મને અતરે આવતી વેળા એકથી વધુ વખ
ખાસ ફરમાસ કીધી કે પારસી કોમના વડાઓ અને બુજરગે
સાથે મીત્રાચારી અને માન મોહોબત સાથે વરતવું અ
તેમને આપણાજ રાજ્યના વડાઓ ગણી માન આપવામા કશી કે
તાહી કરવી નહિ.

સાહેબો, હું એકલો આજે તમોને માન અને મોહોબતન
નજરથી જોતો નથી પણ આજે અમારા નામવર પાદશાહ અ
આખું રાજ્ય તમોને માન અને મોહોબતની નજરથી જુએ છે
એની સાબેતીમાં જાણવું જે આજના સુભ દિવસે અમાર
મોટો તેહેવાર છે કે જે તેહેવાર પેલા મોટા તેહેવાર "નવરૂ
જમશીદ" કરતાં કોઈ પણ રીતે ઉતરતો લાગતો નથી. હાલન
ઇરાનીઓ–કદીમ અને નામીચાં પેહેલવાની ઈરીનીઓના બચ્ચ
ઓ–સાથે આવી રીતે મલી ભેટે તે મારી નજરમાં એક તેહવા
સાથે પવિત્ર દિવસ પણ છે અને હું હિંદુસ્થાન ખાતે નામદા
શાહનો એકલો એલચી અને પ્રતિનીધી હોવાથી મારી તરફ
ઈજાણુ તે ગોયા મારાં રાજ્ય તરફનું ઈજન સમજવું અને તે
માન આપી તમો અતરે આવ્યા છો તેથી મને નહિ પણ મા
રાજ્યને માન આપ્યું છે. આ લેબાસ હું જ્યારે નામદાર શા
હની હજુરમાં જાઉંછું ત્યારેજ પેહેરું છું તે આજે એ તમા
તેમજ અમારાં રાજ્યના માનને ખાતર પેહેરયો છે જેથી આ
એક મોટો તેહેવાર હું અને મારૂં રાજ્ય પાલીએ છીએ તે ત
સર્વ જાણશો...........................તમારી તરફથી જે માન અ
મોહોબત મેં મેલવ્યું છે તે મને જેટલું નથી તેટલું મા
રાજ્યને માટે છે અને એજ પ્રમાણે મારી તરફનું તમારી (

પરનું માન અને મોહોબત ઈરાની રાજ્ય તરફ થયલું સમજવું. હવે તમો સર્વે ઈરાની રાજ્ય માટે જે માન મોહોબત અને દીલસોજી ધરાવતા આવ્યા છો તેમજ અતરે પધારવાની તસદી લીધી છે તેનો હું મારાં અંતઃકરણથી ઉપકાર માનુંછું.

તમો હિંદુસ્થાનના પારસીઓના દીદાર વેપારને અર્થે અથવા કોઈ સબબને લીધે ઈરાન દેશમાં જોવાને નામદાર શાહ પોતે તેમજ તેના વજીર ઉમરાઓ બહુ રાજી છે. પણ તે દેશ તરફ તમો આવવાને હિમત કરતા નથી તેના સબબમાં મારા સાંભલ્યામાં અતરે એવું આવ્યું છે કે ઈરાનમાં જાસતી અને જુલમ ઘણો છે તથા જાનમાલની સલામતીના પકા બંદોબસતો નથી તેથી તમો બીહી જઈને હારીખાઓ છો. પણ હું તેજ દેશથી તરતના આવેલા તે સરકારના એક અમલદાર તરીકે આ જોગવાઈએ ખાતરી પુર્વક રીતે એમ જણાઉંછું કે હાલના નામદાર શાહાનશાહના અમલમાં સઘલી પ્રકારની ઘટતી સુધરાઈ તથા સફાઈ અને સલામતી ત્યાં ચાલુ થઈ છે અને કોઈબી પ્રકારની ચીંતા રાખવાની જરૂર નથી. વલી હાલ તે તરફનો આવજા કરવાનો માર્ગ લગરીક દીકટ છે ખરો પણ તેબી હવે રેલવે બંધાયાથી સઘલું મટી જશે અને ચો તરફ આસાની તથા આબાદી ફેલાશે. વાસ્તે તમોને ઘટે છે કે તમારા બાપદાદાના અસલી વતનને યાદ કરીને તે દેશ સાથે વેહેવાર ચલાવવાને તથા તે દેશની સફરે આવવાને હિમત ચલાવતા રેહેવો. તમારાં કદમ તે **ઈરાની પવિત્ર જમીન** ઉપર આવેલા જોઈને નામદાર શાહને તથા બીજા સરકારી અમલદારો અને કારભારીઓને મોટી ખુશી ઉપજશે. તમો અસલી ઈરાની પારસીની બાકી બચેલી ઓલાદના લોકો અતરે હિંદુસ્તાનમાં રહીને તરેહવાર પરોપકારના તથા સખાવતોના અને બીજા ભલાં કામો કરોછો તે વાતો સાંભલીને નામદાર ઈરાનના શાહને મોટો હરખ ઉપજેલો રહે છે.

મારા પોતાના બાપે ઈરાનની દરબારમાં ઘણાક વરસો તલક વજીરાતપણું ભોગવ્યું હતું અને સારી કિર્તી હાંસલ કરી હતી. હું પોતે બી તેવાજ ઓહદ્દા ઉપર તે દરબારમાં આજ કેટલાંએક વરસો થયાં હતો. હાલ મારૂં અતરે આવવાનું થયું છે. અને તમારી મોલાકાત લેવાનો સંજોગ બન્યો છે તેથી મને મોટી ખુશાલી ઉપજે છે. હું અતરેથી પાછો ફરૂં તેની આગમજ તમારાં અસલી વતન વચ્ચે અને આ શેહેર વચ્ચે મીત્રાચારીનો તથા કામકાજ અને રોજગારનો એવો દરવાજો ખુલો થયલો જોવાને ઇચ્છું છું કે પાછલથી મારી જગાપર આવનારા બીજા અમલદારોનેબી તેવુંજ ઉલટ ભરેલું કામ બજાવતા રહેવાને સુજ પડે.



**હાજી મીરજાં હુસેનખાનનું** ભાષણ: તા૦ ૩૦-૫-૯૩.

સર દીનશાહ માણેકજી પીટીટ અને મારા મેહેરબાન મિત્રો, આજ રોજે તમો મારા મેહેરબાન પારસી મિત્રોને, મને માન આપવાને સબબે અત્રે ભેગા થયલા જોઈ હું મારી ખુશી અને દીલોજાની ભર્યો ઉપકાર કેવી રીતે માનું તે કહી શકતો નથી.

તમો મારા વાહાલા સાહેબોએ અતી મેહેરબાની મારા ઉપર ગુજારી, મને મારા નામદાર માલેક શેહેનશાહે ઈરાન તરફથી આપવામાં આવેલા ખેતાબની મુબારકબાદીનું એક માનપત્ર તમો તરફથી આપવાને અત્રે બોલાવીને તમોએ જે માન મને આપ્યું છે, તેને માટે તમો તરફની મોહોબતે મારાં દીલમાં ભારે અસર કીધી છે. આવી રીતે મારે માટે એક મેળાવડો કરવામાં તમો મારા જરથોસ્તી ભાઈઓએ જે દીલ દેખાડયું છે, તે તમારાં આગલાં ઈરાની શેહેનશાહી ભલાં લોહીની એક નીશાની છે એમ હું સમજું છું. એ કારણને લીધે તમારી મેહેરબાની અને મોહોબત મારી તરફ ઉશ્કેરાઈ છે અને જેને સારૂ હું તમો સાહેબોને ખરેખરૂં કહું છું કે તમોએ મારે માટે

દેખાડેલી મેહેરબાનીનો ઉપકાર પુરતી રીતે વાલવાને હું અશક્ત છું. મારે અત્રે કહેવું જોઇએ કે મારા દીલમાં આજ દીને બેવડી ખુશહાલી હાંસલ થઈ છે. તેમાં એક તો મને મારા વાહાલા નામદાર માલેકે ખેતાબ બખશ્યો છે અને બીજું એ કે આ શેહેરનો જરથોસ્તી ટોળો, કે જે આજે દુનિયામાં સર્વ જ્ઞાતમાં ઘણોજ ઉંચે વાંધેનો, એલમે પુરો, મોટો સૂધારો પાંમેલો, અતિશ્ચ ચંચળ જેહનનો, અને સર્વ રીતે આગેવાન કહેવાય છે, તેણે મારે માટે ભેગા થઈ મને આ માન આપ્યું છે. હું તમો ભાઈઓને કહેવાને ખુશી છું કે આ ખેતાબ જે મારા શેહેનશાહ તરફથી મને મળ્યો છે, તે મુખ્ય કરી મુંબઇ આવ્યા બાદ અત્રેના જરથોસ્તી ટોળાના સંબંધમાં મેં જેબી કાંમો કીધાં છે, તે સબબથી મળેલો હું સમજુંછું, અને તમોને ખાતરીથી કહુંછું મારા મેહેરબાંન સાહેબો, કે ઈરાન ખાતે વસનારા તમારા જાતભાઈઓના લાભ, આરામ અને ભલાંને માટે મારી તરફની કોઇબી નોકરી તમોને જોઈએ તો હું મારાં દીલોજાનથી હાજર છું અને હાજર રહીશ.

---

**કેપ્ટન એ. હેમીલ્ટન,** ૧૭૧૦.

તેઓમાં સરસ સુંથારો અને વહાણ બાંધનારાઓ છે; તેમજ તેઓ વણુત અને ભરતકાંમમાંબી ઘણા કુશળ રહે છે, કે જે તેઓના હાથના બનાવેલા રેશમી અતલસ બુતેરી ટાકાઓ, તથા ભરૂચ અને નવશારીથી આવતા સરસ બાસ્તાઓ ઉપરથી માલુમ પડે છે. તેઓ હાથીદાંત અને અકીક તેમજ લાકડાંની ઉપર નકશી કાંમો કોતરવામાં ઘણા એકકા છે.

---

**હેમીલ્ટન,**—૧૮૨૮.

મુંબઇનો ટાપુ લગભગ સઘળો પારસી રેહેવાશીઓથી ભરાઈ ગયો છે. મહુમદયાનોએ તેઓને ઈરાનથી હુંકારી મેલ્યા, તે પછીનાં તેઓનાં નવાં રેહેઠાણુમાં તેઓ સાથે સદાબરા ભેલા

ઈ ગયા હોય એવું જણાય છે. તેઓ કદે ઉંચા, સુંદર દેખાવના, જોરાવર, સારા ઘટમદાર અને હિંદુસ્થાનના બીજા વતનીઓ કરતાં ઘણુા ખુબસુરત છે. તેમની ઓરતો તેઓની સુઘડતાના કરતાં તેમની પાકદામાનીને લીધે વધારે જાણવા લાયક છે. તેઓની જવાન છોડીઓ નાજુક બાંધાની તથા સુંદર દેખાવની હોય છે. આ શેહેરમાં દરેક યુરોપ્યન વ્યાપારીની પેહેડીમાં એક પારસી પંતીયાલો હોય છે, કે જે ઘણું કરીને નાણાંનો મોટો ભાગ તેઓને પુરો પાડે છે. તેઓ એશીઆટીક લેબાશ પેહડે છે, પણ તેઓનું ખાવું પીવું અંગ્રેજોને મળતું આવે છે. તેઓ સહુવાર સાંજ ઢગલાબંધ પવન ચકી આગલના દર્યાકાંઠે ખુરશેદ, મેહેર તથા આંવાં યજદની બંદગી કરવા જાએ છે, જે વેળાએ તેમની ઓરતો ત્યાં નજર પડતી નથી પણ ઘરસંસારનાં કામમાં રોકાય છે, અને કુવામાંથી પાણી ભરી લાવે છે.



લૉર્ડ હૉક. મી. જે. એમ. પટેલ ઉપરનું પત્ર.

પારસીઓએ અમો ઉપર મેળવેલી ફતેહ ખરેખર મુબારકબાદી આપવા જોગ છે. પારસીઓ સાથની અમારી મેચ વખ્તે, તમાશગીરોએ બતાવેલી વર્ત્તણુક, એટલી તો અપક્ષપાત હતી કે તેવી બીજે કોઈબી ઠેકાણે જોવામાં આવી નથી. પારસીઓએ પોતાની લાયકાત મુજબજ એ ફતેહ મેળવી છે, અને તેઓને બીજી ચાલુ ફતેહ ઇચ્છિયે છિએ.



# વધારો.

---

**ધી ટાઇમ્સ ઑાવ ઇન્ડયા હેન્ડ બુક ઑાવ હિંદુસ્થાન,—જી. આર. એબરીધ—મેકે. ૧૮૭૫.**

પારસીઓ પોતપોતામાં તેમજ પારકાઓ સાથે હિંદુઓ કે મુસલમાનો કરતાં અતીઘણી જલદીથી ભેળાઈ જનારી પ્રજા છે. તેઓ ધંધાદારી વર્ગના લોકો છે, અને નીચ નોકરીમાં રોકાતા કદાચજ જણાય છે. તેઓમાંના ઘણાકો તવંગર છે, જ્યારે કેટલાકોએ માન પામેલા ધંધાઓ હાથ ધર્યા છે. તેઓ એકજ ખોદાને માને છે; અને જરથોસ્તનાં શીક્ષણો ઉપર પોતાની નીતિનો પાયો રચે છે. એક સાફ અંતઃકરણને તેઓ ઈન્સાફની ઉત્તમ અદાલત સમજે છે, અને સચાઇને સઘળી ખુબીનાં મુળ તરીકે મુકવામાં આવી છે. સદગુણ ઉપર અમલ કરવામાં આવે છે, અને લોભ ઉપર અટકાવ કરવા માટે અને નિર્દોશતા માટે ઢાલ તરીકે ઉદ્યોગની ભલામણ કરવામાં આવે છે. પરોણાગતના કાયદા, સામાન્ય સર્વાર્થપણું, અને સખાવત ઉપર અમલ કરવાની તાકીદ કરવામાં આવી છે. પારસીઓ હંમેશ મોટેથી બંદગી કરે છે, અને દરરોજ સુર્યાસ્ત થતી વેળાએ તેઓનાં ટોળાં બેકબેના દરીઆ આગળ બંદગી કરતાં નજરે પડે છે. મરણ પામેલાંઓને અવલમંજલ પહોંચાડવાની તેઓની રીતી એક જુદું પ્રકરણ લખાવાને લાયક છે. (પાનું ૧૪૨.)

---

**હજરત પેગંબર મહમદ, અને હજરત અમીર અલમુમનીન.**

આએ માહારૂં ફરમાંન જે ઘણી આગલ વાંચેઆમાં આવે તે ઘણીને સજાવાર છે કે એ (ઈઆને પારસી) લોકોની તથા એ લોકોના માલ તથા જાનની બરદાસ કરે ને તેવો સાથે નેકી કરે અને તેવો ઉપરથી જુલમ દુર કરે—અને તેવો ઉપર કશી

દુખ તથા ઈજા નહીં પોંહોચાડે. કાંએ જે મે (એટલે જે હજરત મહંમદે) એવો ઉપરથી ખંડણી તથા કુશતીની જકાત તથા એવોને વેઠે પકડી લેઈ જાવાનું રોજે રસતાખેજ સુધી માફ કરેઉં છે—અને એ વતરોગે બીજા કેટલાએક માંમુલો તથા લવાજંમોથી મેં એવોને છુટકારો આપેઓ છે કે એવો કોઇની વગર અડચણે આતશકદાહો બનાંવે અને એબાદત કરવાની જગો બાંધે અને મોહોટી મોહોટી એમારતો બાંધે.

બીજું—એ લોકો પોતાની દીનની રસમ મુજબ અગર સારો સુતરો તથા પાક લેબાશ પેહેરે તથા એવો પોતાનાં રોવાંનને અવલ મંનજલ પોંહોંચાડવાની દીનના ધારા પ્રમાણે કીરીઆ કરેતો હરગેજ તેવોને અટકાવવા નહીં–અને અગર તેવો મોહોટી ઈમારતો તથા તબેલાઓ બાંધે અથવા ઘોડા ઉપર સવાર થાએ તો તેઓને મનાં કરવા નહીં–અને આપણા ધરમથી જે લોકો ઉલટા ચાલે છે તેવો મધેથી એ લોકો (યાને પારસીઓ) ને સારા તથા ભલાં માણુસો સમજવા તથા એવોની આબરૂ તથા હોરમત ઉપર નેઘાહ રાખવી કાંએ જે સલમાંને ફારસીના હકો ઉપર નેગાહ રાખવી સરવે મુસલમાંનો ઉપર ફરજ તથા વાજેબ છે. પરવરદેગાર એ લોકો ઉપર રેહમત કરે.

મુસલમાનો મધેથી હરએક શખસને લાજેમ છે કે આએ માહારી સઘલી વસીઅતને અમલમાં લાવે અને પારસીઓની તથા તેઓની ઓલાદની બુજોરગી વધારે અને તેઓને માંન આપતા રેહે. અગરચે એ પારસીઓ મધેથી જે કોઈ પોતાની દીન ઉપર રહેઓ હોય યા મુસલમાંન થાએઓ હોય તો તે સરવેને વાસતે માહારો એજ હોકમ છે.

તેહેકીક માહારો હોકમ છે જે પારશીઓનાં ઘેર ઉપર તથા માલ ઉપર તથા એ લોકોની જમીન તથા પાંણીનાં ચશમાં તથા જનાવરોનું ચરાંન તથા પાહાડો એ વીગેરે જે કંઈ પારશીઓનું હોય તે ઉપર કોઈ મુજાહેમ થાય નહીં–એ લોકોની

ઉપર એ કેતાબ મુશલમાંનના મરદો તથા ઓરતો જે કોઇ પઢે તે ઉપર લખેલા પારશીઓનાં માલ મીલકત ઉપર નીગેહબાંની કરે–અને એ લોકોને આજાર દેવા ઉપર કમર નહીં બાંધે–અને એ લોકો પાસેથી જજીઓ નહીં લીએ–અને એ લોકો કમરે કુશતી બાંધે છે તેહને કાંઈ મુજાહેમત થાય નહીં અને એ લોકો પાસેથી મેહેશુલ યાને દાંણુ નહીં લીએ કાંહાં સુધી કે કેઆંમતનાં દાહાડા સુધી એ લોકોને માફી કીધી છે અને એ લોકોનાં આતશખાનાં છે, તે ઉપર તથા બાગ તથા માલ મીરાશ ઉપર નીગેહબાંની કરે–અને એ લોકો મોહોટા ઉંચા પોશાગ પેહેરે તથા શવારી કરે તથા નવા મેહેલ બાંધે તથા પોતે પોતાનો જનાંજો ઉઠાવી લઈ જાએ એ વીગેરે સરવે કાંમ ઉપર મુજાહેમ થાય નહીં અને એ લોકોને ફાજેલ કરી ગણવા તથા કીતાબી લોક કરી કહેવા અને એ લોકો મુસલમાન પાસે શવાલ કરેતો તેહને મુસલમાંન આપે–અગરચે એ લોકો મુસલમાન પાસે ઇઆરી માગે યાને મદદ માંગે તો તેહને મદદ કરે અને મુસલમાનો એ લોકોને પોતાની પાસે રેહેવાનાં ઘેર આપે–અને અગરચે મુસલમાન થઈને પારશીઓ ઉપર બદી કરે તો બીજા મુસલમાન તેહને મને કરે–અને મુસલમાનોને શજાવાર છે જે એક વરસમાં બે વાર શો પોશાગ હર સાલ આપે એકતો એ જે ઇદ કુરબાંની ઉપર યાને બકરી ઇદને દાહાડે ૧૦૦) પોશાગ આપે અને બીજા ૧૦૦) પોશાગ રજબ મહીનાંમાં આપે–એ પારશી લોકોનો હક તેહેકીક છે–શલમાંન ફારસી યાને દશતુર દીનીઆરને વાશતે–અને તમાંમ મુસલમાનોમાં શલમાંનની બુજોરગી ઘણી છે અને ખોદાતાલાને ઘેરથી વહી યાને હોકમ આવેલો છે જે શલમાનનાં ઉપર બેહેશત ઘણું શોક રાખે છે અને એ શલમાંન ઘણો ઇતેબારી છે અને માહારો અમીન છે અને પરહેજગાર તથા પાક છે અને ખોદાના રસુલને નશીહતનો દેનાર છે. વાસ્તે તેનાં ઉપર ખોદાની આફરીન હોજો. એ

પ્રમાણે વહી યાને ખોદાતાલાનો હોકમ છે અને તમાંમ મુશલમાંનો જે નશીહત થયલા છે તે શલમાંન ફારસીથી થયા છે. હવે અમીર ઉલ મોમીનીન કેહે છે જે માહારી આએ નશીહતને જુઠી કરી નહીં ગણે—અને વલી હોકમ કરૂંચ જે શલમાનની કોમના તમામ પારસી છે તેવો ઉપર મુસલમાંનો ઘણી નેગાહ રાખે અને એ લોકો પોતાની દીન ઉપર કાયમ રહે તેને મુસલમાનો જુલમથી મુસલમાન નહીં કરે અને જે કોઈ મારી આય નશીહતને કબુલ નહીં કરશે તેને તેહેકીક ખોદાનો બંનદો નહી કહેવો અને તે ઉપર લેઆંનત રસ્તાખેજ લગી પડશે અને જે કોઈ એ લોકોને મોહોટા બુજોરગ કરી ગણુશે તેણે ગોએઆ મહને મોહોટો બુજોરગ કરી ગણેઓ અને તેને શવાબ ઘણો લાગે—અગર કોઈ એ લોકોને આજાર દીએ તેણે ગોએઆ મહને આજાર દીધો અને તેહેનો હું કેઆમતના દાહાડા સુધી મુદઈ છેઉં—અને તે શખસ કેઆંમત સુધી દોજખ ભોગવશે—અને માહારો કોલ તથા માહારો હોકમ મુસલમાનો ઉપર છે અને તમામ મુસલમાન ઉપર માહારી શલાંમ હોજો. હજરત અલી કેહેછે જે એ ફરમાન પેગંબર મહંમદનાં હોકમથી લખું છે.

---

**એ હેન્ડબુક ફોર ઈન્ડયા—જોન મરે.** પુ૦ ૨, પાનુ ૨૬૯.

પારસીઓ અનુભવી અને અકલમંદ પ્રજા તરીકે જાણીતા થયા છે. કોઈપણ પારસી કદી ભીખ માંગતો જણાતો નથી.

*
* *

**પીપ્સ એટ ધી ફાર ઈસ્ટ—રેવરંડ નોરમન મેકલીઓડ.**
પાનું ૩૮, ૩૬૫.

પારસીઓ અકલવંત, ઉદ્યોગી અને સાહસીક છે...........
આખા મુંબઈ ઈલાકામાં પારસી નિશાળો સૌથી ઉત્તમ ગણાય છે.

*
* *

## સમ ડીસ્ટીંગ્વીશ્ડ ઇન્ડયન વીમેન—મીસીસ ઈ. એફ. ચેપમેન.

૧૮૯૧.

પારસીઓ પોતાની સામાન્ય સારી ચાલચલણ, ઉંચાં નીતિનાં ધોરણ અને શરીર સુખાકારીને લીધે હિંદુઓ અને મુસલમાનોથી જુદાં પડે છે.

*
* *

## કલકતા રીવ્યુ. ૧૮૪૫.

જરથોસ્તનાં મહા પુસ્તક ઝંદ અવસ્તામાં આપેલા નીતિને લગતા તેમજ બીજા સર્વોત્તમ કાનુનોને મજબુતીથી વળગી રહેવાની આતુર ઇચ્છામાંથી યા કોઇ બીજાં કારણોમાંથી જન્મ પામેલું પારસીઓનું પ્રમાણીકપણું, આ દેશ, જે હમો જણાવવાને દલગીર છીએ કે ચોરી અને અપ્રમાણીકપણાંથી ભરપુર છે, તેમાં વગર ડાઘથી રહી શકયું છે. આ બાબત જે નીતિને લગતા ઉંચ કાનુનના સંબંધમાં એક ખાસ અને અગત્યની બીના છે, તે એક મોજેજા સમાન છે, અને તે આપણી તપાસને કોઈ પણ રીતે અયોગ્ય નથી.

*
* *

## ઇંડિયન મીરર. ૧૮૯૦.

આ લગાર જાણવાજોગ છે કે પારસીઓ જેવી નાની અને સંપીલી કોમ કે જેમાં મરદો, ઓરતો અને બાળકો મળી પુરાં એક લાખ માણસો પણ કદાચજ હોય, તેઓમાંથી કૉંગ્રેસની છ વરસની હસ્તીમાં બે પ્રમુખ નેમાય. આ બનાવ એ અજાયબ જેવી કોમ માટે માન ભરેલો છે, અને એ કોમના રાજદવારી તથા કેલવણી સંબંધી વધારા વિશે એ ઉપરથી ઘણું સમજવાનું છે.

*
* *

## પ્રોફેસર હાર્લે.

પુરાતન ઇરાનીઓની કેળવણી નીતિ શાસ્ત્રની ફીલસુફીના નિયમો ઉપર રચાયલી હતી.



*
* *

**ઇરાનીઓનો ધર્મ અને રેવાજો.—પ્રોફેસર એડાલ્ફ રાપ.**

ઈરાનીઓની કેલવણીથી સખી દીલગુરદો, રાસ્તી, ઈન્સાફ, અને માણુસાઇનો ચાહ જેવા ઉત્તમ ગુણોના ગોયા પ્રથમથીજ બી રોપવામાં આવતાં હતાં, કે જેની ખુબીથી ઈરાની લોકોએ પોતાને માટે વાજબી રીતે એક ઉત્તમ પ્રજાનું નામ મેળવ્યું હતું.

*
* *

**હિંદુસ્તાનમાં મુસાફરી.—ઓસ. ૧૭૬૬.**

એટલું તો ચોકસ છે કે કાંઈ નહી તો હિદુસ્તાનના પારસીઓ વચે સામાન્ય રીતે, જાહેર તથા ખાનગી જીંદગીમાં નીતિ સંબંધી નિયમો જેવા નિર્મળ અને નિર્દોષ જોવામાં આવે છે, તેવા બીજા કોઈના ન હશે.

*
* *

**ઇન્ડીઅન મીરર—જુન, ૧૮૯૫.**

પારસીઓમાં કેટલાક એવા ગુણો છે જે બંગાલીઓ માટે નકલ કરવા જોગ થઈ પડે. પારસી બચ્ચાનો સાહસ અને મેહેનતુ જીંદગી ગુજારવાની ઉલટ તેના સૌથી સરસ ગુણો છે. એ ગુણોમાં બંગાળીઓ પછાત છે. અને તેઓએ તે પોતામાં ખીલવવા જોઈએ. દરેક સાહસીક પારસીનું જન્મ ચરિત્ર બંગાલી જવાનો માટે એક બોધકારક ધડા જેવું થઈ પડે છે. જે લક્ષાપતી પારસીઓએ ફકત પોતાના સાહુસ, ઉમંગ અને ખંતથી પોતાના નશીબ ફેરવી નાખ્યાં છે તેમના જન્મ ચરિત્રોનો એક સંગ્રહ બંગાલી જવાનોના હાથમાં વાંચણ તરીકે ભેગો કરીને મેલાયલો જોવાને અમે ઘણા ખુશી થઈશું.

*
* *

**ધી પીકટોરીઅલ ટુર રાઉન્ડ ઇન્ડયા.**

પારસીઓ તેઓની વસ્તીની સંખ્યાના પ્રમાણમાં હિંદુસ્થાનના સૌથી તાલેવંત વર્ગના લોકો છે. મુસલમાનોના જુલમા-

તથી બચવાને ઘણી સદીઓની વાત ઉપર, જે પારસીઓ ઈરાન છોડી હિંદુસ્થાનમાં આવ્યા તેઓના વંશો હાલના પારસીઓ છે. પુર્વના વેપાર સંબંધી કામકાજોનો મોટો ભાગ પારસીઓને હાથ છે.

હિંદુઓમાં જે ન્યાતનું બંધારણ છે, તે તેઓમાં ન હોવાથી, પોતાની મરજી પડે તે જગ્યાએ છુટથી જાય છે. વળી તેઓ કેળવણી માટે જે ધ્યાન આપતા આવ્યા છે, તે માટે તેઓ જાણીતા છે. મરહુમ સર જમશેદજી જીજીભાઈની માફક પારસીઓ સખાવતમાં મશહુર છે. મી૦ બી૦ (બેરામજી મેહેરવાનજી) મલબારી જેવા હાલના હિંદુ સંસાર સંબંધી સૌથી વધારે માહીતી ધરાવનારા ગૃહસ્થબી એજ કોમના છે.

*
* *

**સ્ટડીઝ: ઇથીકલ એન્ડ સોશીયલ—મીસ ફ્રાન્સીસ પાવર કોબ્બ.**
૧૮૬૫.

હાલમાં પારસીઓ તવંગર અને સખી સોદાગરોના એક ટોળા સમાન છે. તેઓ પોતાના પુરાતન મજહબને અને તેનાં અજાયબ જેવાં ક્રિયા કામોને વળગી રહ્યા છે. અને તેઓનાં પવિત્ર પુસ્તકોનાં છેલાં કેટલુંક થયું બહાર પડેલાં કેટલાંક કીમતી દફતરો અને તરજુમાઓ માટે આપણે તેઓની સખાવતનેજ આભારી છીએ.

આવી એક તવારીખ ધરાવનાર કોમની હાલત માટેનો અભ્યાસ બેશક ઘણોજ ધ્યાન પુગાડવા જોગ છે.

પારસીઓની મોટી સખાવતો દુન્યાની કોઈ પણ પ્રજાની સખાવત કરતાં બહુ ચઢયાતી છે.

*
* *

**બાંબે ગેઝેટ.—૨૫-૭-૩૨.**

મુંબઈના પારસીઓ વિદયા હુંનરના ફાયદાની કદર પીછાણનારા છે. તેઓ પાસે દોલત ઘણી હોવાથી એશીયા ખંડની

ઘણી જગ્યાઓપરનો વ્યાપાર ચલાવે છે.......મુંબઈના પારસીઓ પોતાના પુરાતન ઈરાન દેશને લગતી બાબદોની સોધ ખોળ કરવાની ઘણી ખાહેશ રાખે છે. દર્યાઈ ખાતાંના માજી વડા બીલડર જમશેદજી બમનજીએ જે હુશીઆરી તથા ચાલાકી દેખાડી છે તે ઉપરથી જણાય છે કે પારસીઓ મોટાં અને ઉપયોગી કાંમો માથે લેવાને તથા વિદ્દયા, હુનર અને કારીગરી ભર્યાં કામોમાં પડવાને પુરતા લાયક છે. તેવણના (વાડીઆ જમશેદજીના) ભત્રીજા બહુમનજી હોરમસજી દેશીઓની કેળવણીનો તથા નીતિનો વધારો કરવાની ખંત તથા સોચના રાખે છે. પારસીઓ ઈંગ્રેજી ભાષા શીખવાને તથા સારી રીતભાતો જાણવાને જેબી યુરોપ્યન વિદ્યા હુંનર અને ભણતર તેમને હિંદુસ્થાનમાંથી મળી આવે, તેને ઘણું કીંમતી સમજે છે.

*
* *

### હિંદુસ્થાન અને કાશ્મીરથી આવેલાં પત્રો. ૧૮૭૪.

પારસીઓ સખાવત કરનારા તથા સુલેહ સંપજમાં રહેનારા લોકો છે. તેઓ કોઈબી શેર દલાલની માફક ધંધાના ઉદયોગી હોય એવી રીતે મોહોલ્લાઓમાં ઝડપથી આમ તેમ ફરતા જણાય છે. તેમના ચેહેરાનો ઘટમ ગોળ છે, અને મોઢાંની ચામડીનો રંગ ઘઉંના વરણનો છે, તેઓનો દેખાવ મળતાવડા સ્વભાવનો જણાય છે, અને તેઓ ચળકતી આંખના છે.

*
* *

### સરકારી ગેઝેટ. તા૦ ૧૯ મી જુલાઈ ૧૮૭૮.

સર કાવશજી જેહાંગીર સી. એસ. આઈનાં મરણથી સરકારે સૌથી વફાદાર પ્રજા માહેલા એકને, હિંદુસ્થાને તેના એક ઉદાર ભલું કરનારને અને મુંબઈ શેહેર તથા ટાપુએ તેના એક સાચા અને સ્વતંત્ર શેહેરીને ખોહયો છે.

*
* *

**લાઇફ ઇન બૉંબે એન્ડ ધી નેબરીંગ આઉટ સ્તેશન્સ. ૧૮૫૧.**

મુંબઈના વકીલોના સૌથી વધારે પૈસાદાર કુળો ઘણા ખરા પારસીઓ હોય છે, જે પારસી સાધારણ રીતે ઠાળી દમામવાલી કોમ છે એમ તો આપણાથી કહી શકાયજ નહીં, કારણકે તેઓ યુરોપ્યનોના જેવીજ ચોકસાઈ અને હુશ્યારી ધરાવે છે.

તેઓ મુંબઈ શેહેરની એક મોટી અને લાગવગ ધરાવનારી કોમ તરીકે વસતા હોવાથી, તેઓ વિષેનું કેટલુંક ધ્યાન સાધારણ વાંચનારને આવકારદાયક થઈ પડશે; અને તેઓ સૂર્યની આરાધના કરનારાઓના અને મોટા ગુરૂ જરથોસ્તને પગલે ચાલનારા કદીમ ઈરાનીઓના વંશજો છે, એમ કહેવાની અમે જરૂર જોતા નથી.

આ મશહુર કોમની તવારીખમાં બનેલા સઘલા બનાવો યાહુદીઓની તવારીખમાં બનેલા બનાવો સાથે લગભગ મળતા ઉતરે છે. દુનિયાના બીજા સઘલા લોકોથી ધર્મ સંબંધી બાબદોને લીધે અલગ રહેવા છતાં, અપસઅપસની સગાઈના ગાંઠથી જોડાઇને એવી રીતે બીજી જાતો સાથેનો પોતાનો વેહેવાર બંધ કરવા છતાં, તેઓ દરેક વર્ગના લોકો સાથે વેપાર રોજગારની બાબદોમાં ઘાડો સંબંધ રાખી ભેળાય છે. ઘણી ખરીવાર તેઓ, પરકોમનાં માણસો પછી તેઓ દેશી હોય કે યુરોપ્યનો હોય તેની દરકાર કર્યા વગર, તેઓ સાથે પંતીઆલો વેપાર કરવા સાંમેલ થાય છે, અને સૌથી જોખમ ભર્યાં કામોને, બારીકી અને હુશીઆરી વાપડીને ફતેહમંદ રીતે પાર ઉતારે છે. તેઓ એક સાહાસીક કોમ છે.

અમે કેટલીક ઈંગ્રેજ બાઇઓ સાથ એક દોલતમંદ પારસીનાં ઘરની મુલાકાતે ગયા, જ્યાં ચાર પેહેડી સુધીનું કુટુંબ વસતું હતું...........આ બોહોલું કુટુંબ ઘણાંજ સુખચેન અને સલાહસંપજમાં સાથે રહેતું હોય એવું જણાતું હતું. તેઓમાં

એકથી વધુ બાયડી કરવાનો ચાલ નથી. બુજોર્ગ ઉંમર પ્રમાણે સૌએ પોત પોતાની બેઠક લીધેલી જણાતી હતી. સઘલા છોકરાઓની અને પૌત્રાની બાયડીઓ, તેઓનાં બુજર્ગ મોટાંમાયને માન આપતાં જણાતાં હતાં, જેવણને ઘર ધણીઆણી તરીકે કબુલ રાખવામાં આવેલાં હતાં, જ્યારે દરેક સ્ત્રીને તેના ધણીના ઘરમાંના દરજ્જા પ્રમાણે માન આપવામાં આવતું હતું.

પારસીઓને, સુરજ અસ્ત પાંમતી વખતે દર્યાકાંઠે તેની આરાધણા કરતા જોવાનો દેખાવ ઘણોજ અસરકારક છે. જ્યાં સુધી તે ઝલકાત ભર્યો આફ્તાબ દર્યાની સપાટી હેઠલ ગુમ થઈ જઈ, પોતાની ગેરહાજરીથી બંદગીમાં ગુંટાયલા પારસીઓને ફારેગ થવાનાં ચીનહો બતાવતો નથી, ત્યાં સુધી પારકા લોકોની હાજરીની કાંઈબી દરકાર કર્યા વગર, પારસીઓ ઝટપથી બંદગી કરવાનું, તથા કીનારાપરની રેતી ઉપર ગુટણ મંડીએ પડવાનું અને એ રીતે બાહેરથી દરેક જાતની અતિશ્ય પરહેજગારી બતાવાનું ચાલુ રાખે છે. અને ત્યાર પછી ફારેગ થઈ મળતાવડા સ્વભાવનાં મંડળોમાં દાખલ થઈ, સાંજની થંડી લેહેકી ઘોરે છે.

પારસીઓ મુએલાંઓને મુસલમાનોની પેઠે દાટતા નથી, અથવા હિંદુઓની પેઠે બાળતા પણ નથી. પણ ઉંચા મીનારાઓ (દોખમાં)ની સપાટી ઉપર, તેઓ પોતાનાં રવાનોને ખુલ્લા મુકે છે, જેથી કરી શીકારી પક્ષીઓ તેમનો ભક્ષ કરે....સેવટની આરામગાહની જગ્યાઓ હમેશાં ઉંચી અને એકાંત જગ્યાઓએ કરવામાં આવે છે..........પેહેલી નજરે જોતાં, તેઓની ગુજરેલાંઓને ઠેકાણે પાડવાની રસમ આપણુને (પારકા શખ્સોને) ગમે તેવીબી ઉલટી લાગે તો પણ આપણાં મુએલાંઓને દાટવામાં, અને એ પ્રમાણે બે માલુમ રીતે પણ ચોકસપણે જમીનને અપવિત્ર કરવાના આપણા રેવાજ કરતાં, તેઓનો રેવાજ વધારે

ઉલટો નથી અથવા જેમ પારસીઓ ધારે છે તેમ તેના ( દાટવાના ) જેટલોબી એ રેવાજ કમકમાટ ભર્યો નથી.

*
* *

સત્ય પ્રકાશ—૩૧ મી જાનેવારી ૧૮૫૮.

પારસીઓ સારા સુધારાના, દેશ હિતકારી, અને પરોપકાર બુદ્ધિના સાહસીક અને એક વિચારથી કામ કરવાને લીધે થોડીક મુદતમાં જેટલા અને જેવા આગળ વધ્યા છે તેટલા અને તેવા હિંદુસ્થાનના બીજા દેશીઓ પડયા નથી. પારસીઓએ પોતાની આવી વખાણુવા જોગ ચાલથી પોતાના વડવાઓ તે પુરાતન ઇરાનીઓનું નાંમ રાખ્યું છે તથા તેઓની કીર્તિમાં ઉમેરો કીધો છે. ટુંકમાં બોલ્યે તો દ્રવ્યવાન પરોપકારી ગૃહસ્થોથી તથા વિદ્વાન સાહસીક પુરૂષોથી પારસી ટોલામાં કીર્તિનો પ્રકાશ થઇ રહયો છે.

*
* *

સત્ય પ્રકાશ—૨૧ મી ફેબરવારી ૧૮૫૮.

પારસીઓમાં એક કીંમતી અને વખાણુવા લાયક ગુણુ અમે આજ કેટલીક મુદતથી મોટી આતુરતા તથા મોટા આનંદ સાથે જોતા આવ્યા છિએ. એ કીંમતી અને વખાણુવા લાયક ગુણુથી તેઓ થોડી મુદતમાં હિંદુસ્થાન મધે બ્રીટીશ સરકારના અમલ હેઠલ જેટલા આબાદ થયા છે તથા જેટલી ચઢતી કળાએ પોહોંચ્યા છે તેટલા આબાદ બીજી થોડીજ જાતના લોકો થયા હુશે, અને તેટલી ચઢતીકળાએ બીજી થોડીજ કોમનાં લોકો પોહોંચ્યાં હુશે. જે તેઓમાં કીમતી ગુણુ દીઠામાં આવે છે તે ખરેખર કીર્તી ભરેલો છે. એ કીંમતી ગુણુ એ છે કે તેઓને પોતાની સંસારી હાલતમાં સૂધારો કરવાને જે ઉપાયો સુજે છે, તે ઉપાય પાર પાડવાને તેઓ ઘણીજ આગેવાની કરે છે. તેઓ પૈસે ટકે સુખી થવાને તથા દુનિયામાં પોતાનું નામ કીર્તીવાન કરવાને પોતાના હાથમાં જે કાંઇ તક આવે છે, તે તકને તેઓ

જવા દેતા નથી. અંગ્રેજો તથા પશ્ચિમ દેશના બીજા લોકો ચઢતી કળા જે જે કારણથી તથા જે જે ઉપાયથી પામ્યા છે, તે કારણ તથા તે ઉપાય તેઓ જેમ જેમ જાણતા જાય છે, તેમ તેમ અમલમાં લાવવાને તેઓ આગેવાની તથા કોશેસ કરતા માલમ પડે છે. આ તેઓની વખાણવા લાયક ચાલથી અમને તેમજ સર્વ દેશહિતકારી પુરૂષોને મોટો સંતોષ તથા મોટો આનંદ પ્રાપ્ત થાય છે. એક તરફથી અમને જોકે દલગીરી ઉપજે છે કે એ ઉત્તમ ગુણ, મેહેમણ, ખોજા, ભાટીઆ, વાણીઆ તથા બીજી કેટલીક જાતના લોકોમાં જુજ અથવા મુદલ દીઠામાં આવતો નથી, તોપણ બીજી તરફથી અમે ખુશી છિએ કે અમારા પારસી મિત્રો પોતાની ચઢતી કળાનો માર્ગ તેમની નજર આગળ ખુલ્લો મુકતા જાએ છે; જે માર્ગ ઉપર ચાલવાને ઉપલી કોમોના લોકો વેહેલા અથવા મોડા વાજબી તથા ફાયદા ભરેલું વિચારશે.

***

## ઓનરેબલ મી૦ એચ. એલ. એનડરસનનું હિંદુસ્થાનની નામદાર ધારા બાંધનારી સભામાં તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૬૫ ને દીને ભાષણ.

પશ્ચીમ તરફનો સુધારો આ માહાભારત દેશની સરજત ઉપર વગ ચલાવાને શક્તિવાન થાય એવાં કામમાં એક હથ્યાર તરીકે પારસી લોકો દહાડે દહાડે ઘણા ઉપ્યોગી થતા જાય છે. હું કાઉનસીલને યાદ આપવા માંગું છું કે એક હજારથી વધારે વરસોની વાત ઉપર, જ્યારે પારસીઓ પોતાનું વતન ઈરાન ઓહી હિંદુસ્થાંનનો આશરો સોધવાને આવ્યા, ત્યારે જેને આપણે જંગલી રાજ્યો કહીએ તેવા એક રાજાએ તે નાશી આવેલાઓને પૂર્વ તરફની પરોણાગત મુજબ રોટી અને નીમક આપ્યું એટલુંજ નહીં, પણ તેઓને પોતાના દેશમાં સ્વતંત્રપણે વસવાનું તથા તેમના પુરાતન ધર્મ સંબંધી સર્વ ક્રિયાઓ

છુટથી કરવાનું છુટાપણું વટીક બખશ્યું હતું. પણ અહીંઆં આપણી ભાઈબંધ પ્રજાનો એક વર્ગ (પારસીઓ) પોતાને નીતિ સંબંધી બેહોરમતીમાંથી બચાવાને આ કાઉનસીલને અરજ કરે છે. તવારીખમાં વખણાઈ ગયલી એવી એક મોટી પ્રજાનો બાકી બચેલો ભાગ આપણી ધારાની અદાલતોના ચુકાદાથી જીંદગીના સૌથી અગતના સંબંધ વિષે ધારા વગરનો થઈ પડયો છે. એ રીતે જેબી છુટાપણું તેઓને મળી શકયું તેમાં તેઓએ કાંઇ મોજ મારી નથી. તેઓ તો માણુસાઈ ખવાસન વધારે ભાગલાગના પવિત્ર કુદરતી હુકમો (માજ્દયસ્‌ની દીન) ને વળગી રહ્યા છે. પારસી લોકોને જેઓ સારી પેઠે ઓલખે છે, તેઓએ એ લોકોની બેધડક જાહેર હીંમતને વખાણવી જોઈએ.

***

## ઑનરેબલ મી૦ ડી૦ કોલીન.

હિંદુસ્થાનની જુદી જુદી કોમો અને વર્ગો માટેના ખાસ ધારાઓનો હું કાંઇ મિત્ર નથી, તોપણ હું કહું છું કે પારસી ટોળાની સદાની વફાદારીએ, ઈમાનદારીએ તથા જાહેર હીંમતે આવા ખાસ ધારા ઉપર ઘણો સરસ હક્ક મેળવ્યો છે અને તેટલા માટે આ બીલની તરફેણુમાં મત આપવાને મને ઘણી ખુશી ઉપજે છે.

***

## ઑનરેબલ મી૦ એચ૦ બી૦ હેરીંગટન.

પારસી ટોળાની ચાલાકી, આગળ વધેલી સૂધરાઇ, વફાદારી અને ઘણી ખરી સારી ચાલચલણ બાબે, તેમંજ તેમની સખાવત તથા બીજાં જાહેર અને ધર્માતુ કામોમાં તેઓની ઉદારતા ભરી બક્ષેસો બાબે મારા ઑનરેબલ હમમીજલસીઓ આજે અને આગળ જે કાંઈ બોલ્યા છે તે સર્વમાં હું પુરતી રીતે એક મળતો થાઉંછું. પારસીઓની સખાવત પાદશાહી સખાવતો કરતાંબી વધારે છે. હું વગર આંચકીએ કબુલ કરૂં છું

કે, આ કાઉનસીલની પુરતી મેહેરબાનગી ખેંચવાનો પારસી ટોળાનો હક્ક છે, અને હું ધારૂં છું કે ખરાબ નહીં પણ સારા ધારા તેઓને આપીને તે ટોળા તરફ પોતાની એ મેહેરબાની કાઉનસીલે બતાવવી જોઇએ છે.

***

## આનરેબલ મી૦ મેન.

જે માર્ગ મી૦ એનડરસન લેવા માંગે છે, તેને હું અંતઃકરણથી એક મળતો થાઉં છું. પારસીઓ ઉપરાંત કોઇબી બીજો એવો ટોળો નથી કે જે પોતાના હકકો ઉપર ધ્યાન આપવાને સરકાર તથા ધારા બાંધનારી સભા ઉપર મજબુત દાવો કરતો હોય. પારસીઓ ઉધરતી બુલંદીવાલો ટોળો છે, માટે તેઓને પાછલ પાડનાર કાયદાઓથી બાંધી રાખવા સજાવાર નથી.

***

## હીસ્ટરી ઑાવ બ્રિટિશ રૂલ ઈન ઇન્ડયા—હેરીઍટ માર્ટીનો.

મુંબઈમાં અરધો ઉપર વેપાર પારસી વેપારીઓને હાથ છે.

***

## મૉડર્ન ઇન્ડયા એન્ડ ધ ઇન્ડયન્સ—પ્રોફેસર મોનીયર વિલ્યમ્સ, ડી. સી. એલ.

બે કરોડ એકતાલીસ લાખ માણસોની મોટી વસ્તીના મહાસાગરમાં એક ટીપાં બરાબર હોવા છતાં તેઓ અતી ઘણી અગત્ય ધરાવનાર, લાગવગવાલા માણસો છે. સાહસીકપણા અને ઉલટમાં તથા તવંગરીમાં તેઓ યુરોપ્યનોની સાથે હરીફાઇ કરે છે, અને રીતભાતમાં તેઓ તેમની નકલ કરે છે. તેઓની ચાલુ ભાષા ગુજરાતી છે, પણ લગભગ દરેક ઉમરે પુગેલો શખ્સ ઈંગ્રેજી છટાદાર રીતે બોલી શકે છે, અને એ ભાષા તેમની નીશાળોમાં ચલાવવામાં આવે છે. તેઓનાં બેનીવૉલંટ ઈન્સ્ટીટયુશન (સર જ૦ જી૦ પા૦ બે૦ ઈન્સ્ટીટયુશન) માં ઓછામાં

ઓછાં ૧૦૦૦ છોકરાઓ અને છોકરીઓ કેલવણી લે છે, અને તે ખાતું સારા કારોબારનો એક નમુનો છે.

*
* *

**ધી સ્ટોરી ઓવ ધી નેશન્સ: ધી સેરેસન્સ—આર્થર ગીલમેન,** એમ. એ.

સાસાન્યાન વંશના નામીચા રાજાઓ ઇરાન ઉપર રાજ્ય ચલાવી ગયા, તેમની મોટાઈ દુન્યાની તવારીખમાં એક જાણવા જોગ ચમત્કારજ હતો.

*
* *

વેઝ એન્ડ વર્કસ ઇન ઇન્ડયા—જી. ડબ્લ્યુ. મેકજીઑર્જ, એમ. આઇ. સી. ઈ.

બચાવ અને છુટાપણું બક્ષનાર રાજ્યના અમલ તલે વેપારી અને સાહસીક ઉલટ છુટથી ખીલવનારી પૂર્વની એક પ્રજા કેટલું બજાવી શકે તેનો એક દાખલો મુંબઈ ઇલાકાની પારસી કોમ આપણી સન્મુખ રજુ કરે છે.

*
* *

ગ્રેઝ. ૧૭૫૦

પારસીઓના પુરાતન ધર્મે એટલી મજબુત જડ ઘાલેલી હતી, કે તેનાં ફળ તેથી જરા પણ બગડી શકયાં નહી, કારણકે આજે પણ જે જોવામાં આવે છે તે પરથી નક્કી કહી શકાય કે કાંઈ નહી તો હિંદુસ્તાનના પારસીઓ કરતાં વધારે નીતિમાન અને વધારે નિર્દોષ લોકો હસ્તી ધરાવતા નથી.

*
* *

**કેસલ્સ ઇલસ્ટ્રેટેડ યુનીવર્સલ હીસ્ટરી,—એડમન્ડ ઓલીયર.** ૧૮૮૨.

મીડયનો એક જોરાવર, હીમતવાન અને ઉલટમંદ કોમ હતી. અને તેઓએ એસીરીયન સત્તાને મુખ્ય તત્વો પુરાં પાડયાં હતાં............સિપાહો તરીકે બેશક મીડયનો સર્વોત્તમ

હતા. સ્વારી કરવાની તેઓની ચાલાકી માટે પુરાતન લખનારાઓ લખી જાય છે; અને તીરકમાન ઉપર તેમની ચાલાકી અસાધારણ હતી. લડાઇમાં તેમની હીમત અને ઠરાવ સરખામણી વગરનાં હતાં.—૨૧૧

પુરાતન ઇરાનીઓ માણુસાઈ ઓલાદના મોટા આર્યન વર્ગને લગતા હતા.

ઇરાનીઓ દેવતાઓની મુર્તીઓ, તેમનાં મંદીરો અથવા યજ્ઞો કાંઈ રાખતા નહતા, કારણ એ સઘળાનો ઉપયોગ તેમને મનથી મુર્ખાઈ ભર્યો હતો.—૨૧૮.

તેઓ ચાલાક અને ચંચળ મનની પ્રજા છે. તેઓની કીર્તી જાણવાજોગ હતી. સચાઈ તરફનું તેમનું ગંભીર માન ધ્યાન પુગાડવાજોગ છે, કારણ એ સદગુણમાં પૂર્વ તરફની બીજી સઘલી પ્રજાઓ તદન પાછલ છે.

તે આગલા જમાનામાં સચાઈ, આબરૂ, અને ખરી ઇમાનદારીની કીમત એટલીતો ગણુવામાં આવતી હતી કે એક ઈરાની શાહનશાહ એકવાર એક કબુલાતમાં બંધાયા પછી તે કબુલાત પોતાને યા પોતાના દેશને ગમે એવી નુકસાનકારક માલમ પડે તોપણ તે બજાવવાથી પાછલ હટતો નહિ.

ઇરાનીઓની જીંદગી, તેમની તવારીખની શરૂઆતના જમાનામાં સાદી, સખત, સદગુણી અને દલેર હતી.



## કી ટુ થિઓસોફી—મેડમ એચ. પી. બ્લાવાટસ્કી.

પારસીઓ આખા દેશમાં સૌથી અકલમંદ અને માન પામેલી પ્રજા છે, કે જે ઘણું કરી હાલમાં વેપારી કામકાજોમાં રોકાયલી રહે છે.



## પ્રીન્સ ઓવ વેલ્સીસ ટુર—વીલ્યમ હાવર્ડ રસલ. ૧૮૭૭.

તેઓ (પારસીઓ) હંમેશ દરેક કામમાં હરોલમાં રહ્યા છે, તેઓ ઘણા તવંગર, વેપારી કુનેહ ધરાવનાર, ઘણા તીક્ષણ બુદ્ધિવાલા, અને પુરતા સુધરેલા છે. જે રાજ્ય તેમનો બચાવ કરે છે, તે રાજ્ય તરફ તેઓ વફાદારી સાથ વલગી રહ્યા છે.

***

## એ શોર્ટ હીસ્ટરી ઓવ ધી બોમ્બે પ્રેસીડન્સી—એડમંડ સી. કોકસ.

પારસીઓ હિંદુસ્તાનની શાહનશાહબાનુની સૌથી વધુ વફાદાર અને દાખલો લેવા જોગ પ્રજા છે. તેઓ સહાસીક વેપારી પ્રજા ગણાય છે.

***

## રોલીન્સન્સ એન્શન્ટ મોનર્કીઝ,—પુ૦ ૪ થું ૧૮૬૭.

ઇરાનીઓ બેશક ચપળ, ચંચળ, તીક્ષણ બુદ્ધિના, અકલમંદ અને પૂર્વની બીજી સઘલી પ્રજાઓમાં દુરઅંદેશી ભર્યા છે.

હીમત, ઉલટ અને સચાઇ માટેનું માન એ તેમની સૌથી ઉત્તમ નીતિને લગતી ખાસ્યતો છે, અને તે તેમનામાં અતી ઘણી જાણવાજોગ ગણાય છે.

ઇસિકાઇલસ જણાવી ગયો છે તેમ તેઓ ખરેખર "બહાદુર ઉદાર દીલના લોકો" છે. તેઓમાં હીમત અને ચીવટપણું પુસ્કલ હતું, અને એશીઆ કે આફ્રિકાની કોઇ પણ પ્રજા તેમની સામે ટકી શકતી ન હતી.

ઇરાનીઓ બોલવામાં ખુલ્લા અને ઉદાર દીલના, કામ કરવામાં હીમતવાન, સખી, માયાલુ અને મેહમાનદારી કરનારા હતા.

***

## મોડલ એસેઝ-પ્રોફેસર પી. પીટરસન, એમ. એ. ૧૮૯૨.

પારસીઓની આબાદી અને ફતેહ માટે આપણને ઘણાં કારણો મલે છે. તેઓ સુલેહદાર પ્રજા છે, અને એક પછી એક આવતાં રાજ્યોને તેમની તરફનાં હુલડોની કશી ધાસ્તી રહેતી નથી. તેઓ જેમ સુલેહદાર શહેરીઓ છે તેમ રાજ્યને તેઓ અતી ઘણા જાણવાજોગ રીતે ઉપયોગી થઈ પડે એવી પ્રજા છે. તેઓમાં વેપારી કુનેહ છે, અને મુંબઈ જે ઉંચો દરજ્જો ભોગવે છે તે તેના પારસી રહેવાસીઓને અતી ઘણે દરજ્જે આભારી છે, તેઓ ઘણીક ચીજો ઉપર પોતાના હાથો અજમાવી શકે છે, અને તેઓ અતી ઘણા સાહસીક છે. હિંદુસ્તાનમાં ભાગ્યે થોડાંજ એવાં શહેરો હશે કે જ્યાં એકાદ પારસી વેપારી મલી આવતો ન હોય.



# પુસ્તકમાં આવેલાં અગત્યનાં નામો તથા બાબતોનું સાંકળીયું.



## અ.



## આ.



## ઈ.

## એ.



## ઓ.



## ક.

### ત.



### થ.



### દ.



### ધ.



### ન.



### પ.

## ફ.

## બ.



## ભ.



## મ.

### સ.



### હ.



